કવિવર

# રવીન્દ્રનાથ ટાગોરની ટૂંકી વાર્તાઓ

ભાગ ૨ જો

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

અમદાવાદ

ललित-वाङ्मय-ग्रंथमाला, पु. १

# કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટૂંકી વાર્તાઓ

## ( ભાગ ૨ જો )

લેખક

રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

લલિત-વાઙ્મય-ગ્રંથમાલા-ઑફિસ

અમદાવાદ

કિં. રૂ. ૨

# પ્રસ્તાવના

લલિત–વાઙ્મય–ગ્રંથમાલાનું આ નવમું પુસ્તક ગ્રાહકોના કરકમળમાં સાદર કરતાં આનંદ થાય છે. અણુ-ધાર્યા સંયોગોમાં આ પુસ્તક લખાયું, છપાયું અને પ્રકટ થયું. ૧૯૨૦ની સાલમાં ગ્રંથમાલા તરફથી આ પુસ્તકનો પહે-લો ભાગ પ્રકટ થયો હતો. ત્યારપછી બીજા ભાગનું લખવું લંબાયું અને વચમાં બીજાં પુસ્તકો પ્રકટ થઇ ગયાં. પહેલા ભાગ કરતાં આ બીજો ભાગ મોટો છે. તેની સાઇઝમાં પણ ફેરફાર છે. ફુલીસ્કેપ સાઇઝનાં ૨૧ ફોર્મનું આ સુંદર પુસ્તક અમો અમારા ગ્રાહકોને માત્ર રૂપીયા એકમાં આપીએ છીએ.

ઈશ્વરકૃપાથી ચાલુ વર્ષમાં અમો અમારા ગ્રાહકોને કાંઈક વધુ વાંચન આપવા ઇચ્છીએ છે. અત્યારે અમોએ એકી વખતે ચાર પુસ્તકો તૈયાર કરાવ્યાં છે. તેમાંથી આ પુસ્તક તો પ્રકટ થઇ ચુક્યું છે. બીજું પુસ્તક પ્રણય–પંક

નામની એક સુંદર અને લગભગ પાંચસો છસો પાનાંની મોટી નવલકથા છે. આ પુસ્તક પણ છાપખાનામાં છપાય છે અને તે ટુંક મુદતમાંજ પ્રકટ થશે. આ પુસ્તક એટલું બધું સુંદર અને હૃદયંગમ છે કે, વાંચકો તેના મૂળ લેખકની ઉચ્ચ શક્તિ ઉપર આફરીન થશે તો અમો આશ્ચર્ય પામીશું નહિ. આ પુસ્તક છપાતાં પહેલાં અમોએ અમારા દસેક મિત્રોને વંચાવ્યું હતું અને તેઓએ પહેલી તકે આ પુસ્તક પ્રકટ કરવાની ખાસ ભલામણ કરવાથી તેમનું કહેવું માન્ય રાખી અમોએ પહેલુંજ તે પુસ્તક છપાવવા માંડયું છે. છીછરી કલ્પનાઓ અને કઢંગી વસ્તુ–સંકલ્પનાઓથી રહિત, ઉચ્ચ-કોટિની આ નવલકથા ગુજરાતી સાહિત્યમાં બેશક ઉચ્ચ સ્થાન લેશે એવી અમને ખાત્રી છે. રસિક વાંચકોને અમારી ખાસ ભલામણ છે કે, તેઓએ અમારી માત્ર આ નવલ-કથા તો ખાસ સંઘરવી. અમારા અવિવાહિત અને સામા-જિક સ્વતંત્રતાના રસીયા તરુણ બંધુઓ, તેમજ સંસારની બિનઅનુભવી અવસ્થામાંજ પતિરહિત થએલી અને સંસા-રની વહેમી કલ્પનાઓથી દુઃખી બનેલી તેમજ અવળે પંથે ચઢી ગયેલી વિધવા બ્હેનો માટે આ નવલકથા ખાસ વાંચવા લાયક છે. સૌભાગ્યવતી પતિસેવાનિષ્ઠ આર્ય લલનાઓ માટે પણ આ પુસ્તકમાં ઓછું મનનીય વસ્તુ નથી. આ માટે હાલ તુરત તો આટલુંજ કહેવું બસ છે.

એ પછી પ્રકટ થનારાં બીજાં બે પુસ્તકમાં એક તો સત્તરમી સદીનું ફ્રાન્સ–નો બીજો ખંડ ( સંપૂર્ણ નવલકથા)

છે. આ પુસ્તક પણ હવે—જેમ બને તેમ જલદીથી પ્રકટ કરવા ધારીએ છે. પરમાત્માની કૃપા થશે તો ઑગસ્ટ કે સપ્ટેંબર સુધીમાં આ પુસ્તક જરૂર પ્રકટ કરીશું. તે પછી પ્રસિદ્ધ રાજા રણજિતસિંહના સમયની એક ઘણીજ આકર્ષક ઐતિહાસિક નવલકથા અમો આપીશું. અમારી આ નવલકથા ગોરા—કાળાનો ભેદ બ્રિટિશ રાજ્યના મંડાણથી ચાલુ છે એ સાબીત કરશે.

આમ અમે અમારા મનની ઇચ્છાઓ અમારા વાંચકોને જણાવી, અમારા ચાલુ ગ્રાહકો અને પ્રસિદ્ધ બુકસેલરોનો તેમણે આપેલા ઉત્તેજન માટે આભાર માનીએ છીએ. અભિમાનથી નહિ, પણ સંતોષથી અમો જાહેર કરવાની રજા લઇએ છીએ કે, લલિત વાઙ્મય—ગ્રંથમાલા તરફથી પ્રકટ થતાં પુસ્તકોની ચુંટણી ઉત્તમોત્તમ પુરવાર થઇ છે. સાહિત્ય જેવા અગ્રગણ્ય પ્રતિષ્ઠિત માસિકે અમારે માટે પ્રકટ કરેલા એ અર્થના અભિપ્રાય માટે અમો એમનો ખાસ આભાર માનીએ છીએ. છેવટે હજુ પણ અમો અમારા ગ્રાહકોને ખાત્રીએ આપીએ છીએ કે, અમો કોઇ પણ પ્રકારનાં હલકી મનોવૃત્તિને પોષક પુસ્તકો હરગીઝ પ્રકટ કરીશું નહિ.

અમારા આ પુસ્તકના લેખક પણ ભાઇ રત્નેશ્વર ભવાનીશંકર વકીલ છે. તેઓ ભાઇએ લખેલા **સૈનિકની સુંદરી** પુસ્તકનો ગુજરાતી આલમે સારો સત્કાર કર્યો છે; અને એથી ખાસ ઉત્તેજિત થઇ તેમણે આ પુસ્તક લખી

આપ્યું છે. કવિવર ટાગોરની બંગાળી વાર્તાઓનો આ અનુવાદ તેમણે મીઠી ગ્રામ્ય ભાષામાં સારો કર્યો છે એમ અમારૂં માનવું છે. આ પછીનું પ્રણય-પંક પુસ્તક પણ એઓ ભાઇએજ લખેલું છે. સાંસારિક આપત્તિમાં ગ્રસ્ત થયાં છતાં તેમણે આ પુસ્તકો લખવા માટે લીધેલા શ્રમ બદલ અમો તેમના ઉપકારી છીએ.

અંતે 'વસંત' પ્રેસના માલીકોએ અમારૂં આ પુસ્તક સુંદર અને વળી ઘણીજ જલદીથી છાપી આપવા માટે અમો તેમનો ખાસ આભાર માનીએ છીએ.

પરમાત્મા અમારી ઇચ્છાઓ ફળીભૂત કરો એવી પ્રાર્થના સાથે ઇતિશ્રી.

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી

## અનુવાદકના બે બોલ

ભારતવર્ષને પોતાનું ગૌરવ પોતાની આંખે જોવાની ઘણી ઓછી ટેવ હોય એમ જણાય છે. કદાચ આત્મશ્લાઘાના દોષથી કે વેદાંતના " બ્રહ્મ સત્ય અને જગન્મિથ્યા" ના સૂત્રને જન્મો થયાં એ સેવતું આવેલું હોવાથી એનામાં આવી ઉદાસીનતાનો સંભવ હશે.

સ્વામી વિવેકાનંદની ઓળખાણ ભારતવર્ષને નવી દુનિઆએ કરાવી. ભારતવર્ષને વેદાંતનો બોધ શ્રવણ કરાવવા એમને ખાસ અમેરિકાનું પ્લેટફૉર્મ પસંદ કરવું પડયું.

રવીન્દ્રનાથ ટાગોરની જગત વિખ્યાત " ગીતાંજલિ " ભારતવર્ષની સીમા ઉલ્લંઘીને યૂરોપમાં પહોંચી ગઇ. " નોબેલ " પ્રાઇઝે કવિવરને ઓળખવાની આર્યાવર્તની આંખ ઉઘાડી.

કવિ શિખરે ઉભા છે, આપણે તળેટીમાં છીએ. આપણને શિખરે પહોંચવા કવિ આવાહન કરે છે અને

એમની અનુપમ કૃતિઓની સંગીન સીડીઓ દ્વારા એ આપણને શિખરે ચઢાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

કવિવરે આ ટુંકી વાર્તાઓ લખીને મનુષ્યજીવનના ઉંડાણમાં ઉતરીને, મનુષ્યનાં અંતર પારખીને તેમનું સાંસારિક તેમજ પારમાર્થિક જીવન શી રીતે ઉન્નત થાય, તેનો સરળ માર્ગ બતાવીને તેમની મુઝવણોનો જોઇતો ઉકેલ કાઢી આપેલો છે.

કવિના એ ઉત્તમ પ્રસાદથી ગુજરાત વંચિત રહે એ કવિની મિષ્ટ વાણીના અનુભવ લેનારથી સહ્યું કેમ જાય. કવિવરની કેટલીક વાર્તાઓ પ્રથમ ભાગમાં લલિત વાઙ્મય ગ્રંથમાળાના પ્રયોજક રા. રા. કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી-એ રા. રા. ધનશંકરભાઇની મધુરી કસાયલી વાણીમાં લખાવીને બહાર પાડી દીધી છે. એટલે પ્રસ્તુત વાર્તાઓ દ્વિતીય પુષ્પરૂપે આજે વાંચકવૃંદના કરકમળમાં અર્પાય છે.

મારા જેવા સુસ્થ પ્રકૃતિવાળાને ટકોરની બહુ જરૂર હોય છે. ભાઇ કૃષ્ણપ્રસાદે આ વખતે મને બંગાળી ભાષામાં પણ ચંચુપાત કરવાનુ આમંત્રણ કર્યું. લેખકની ખુબી લેખકની ભાષામાંજ વધારે સારી રીતે સમજાઇ શકે એ સૂત્રને દઢપણે માનનારા એ કાંઇ પણ અધુરૂં શાના રાખે? કવિવરની રસીલી વાણીને યથાશકય ગુજરાતીમાં લાવવા એમણે મને પ્રેર્યો અને એમના વહાલા સૂત્રને હૃદયમાં રાખીને એમનો પ્રેરાયલો હું આ સાહસ કરી રહ્યો છું.

સુજ્ઞ વાંચનાર અનુવાદકની ત્રુટિઓ (જે ઘણી નજરમાં આવશે) ઉપર દુર્લક્ષ કરીને ઉદાર દીલે અનુવાદકને ક્ષમા આપશે. અને જેટલે અંશે આ અનુવાદમાં વાંચનારને કવિવરનાં દર્શન થઇ શકે તેટલે અંશે પણ વાંચનાર યવિવરના ગુણાનુવાદ ગાશે તો અનુવાદક પોતાને અહોભાગ્યશાળી સમજશે. કીર્તિ દેવી હોય તો કવિવરને દેજો, અપકીર્તિનો ભાર અનુવાદક સુખે વેઠી લેશે.

અંતમાં રા. કૃષ્ણપ્રસાદનો અંતઃકરણપૂર્વક આભાર માન્યા શિવાય તો પ્રસ્તાવના અધુરીજ રહે. સાહિત્યક્ષેત્રમાં પગલાં માંડવાનો મને જે પ્રસંગ પ્રાપ્ત થતો જાય છે તે તો સર્વથા અમને જ આભારી છે.

અમદાવાદ
તા. ૧ જાનેવારી ૧૯૨૪
સારંગપુર
કોકડીઆની પોળ

રત્નેશ્વર ભવાનીશંકરના
પ્રણામ

# અગત્યનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭ | ૨૩ | મારા | તમારા |
| ૪૨ | ૨૪ | મોદિની | મેદિની |
| ૬૪ | ૫ | રામ | રાત |
| ૧૧૬ | ૨૨ | કે | તે |
| ૧૨૯ | ૨૧ | સુવ્યસ્થિત | સુવ્યવસ્થિત |
| ૧૪૪ | ૨ | મોટું | મોકું |
| ૧૫૮ | ૨ | અહીં–મુકી | અહીં આવવું મુકી |
| ૧૬૪ | ૨૦ | સ્મૃતિ | વિસ્મૃતિ |
| ૧૬૫ | ૧૫ | મારા–ઉપર | મારા પતિ ઉપર |
| ૧૬૭ | ૨૩ | સેવા | એવા |
| ૧૬૮ | ૧૬ | તેટવી | તેટલી |
| ૧૬૯ | ૯ | પુત્રી | પૌત્રી |
| ૧૭૧ | ૧૧ | એકાંકમાં | એકાંતમાં |
| ૧૭૯ | ૧૩ | બીજુએ | બીજીએ |
| ૧૯૨ | ૮ | દ્રવ્યે | હૃદયે |
| ૧૯૩ | ૧૭ | રાજા | રાય |
| ૧૯૬ | ૨૩ | ઉડયો | ઉઠયો |
| ૧૯૮ | ૧૪ | જણાવી | જણાતી |
| ૨૨૮ | ૧૮ | કારગારવાસ | કારાગારવાસ |
| ૨૩૨ | ૨૩ | સંજોગની | સંભોગની |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૭ | ૧૮ | સાંળળીને | સાંભળીને |
| ૨૪૨ | ૧૧ | એસી | બેઠી |
| ૨૪૪ | ૬ | જુનાં | મુવાં |
| ૧;૫ | ૬ | મનો | મને |
| ૨૫૫ | ૬ | નપાસવામાં | તપાસવામાં |
| ૨૬૧ | ૧૧ | યાવનની | યૌવનની |
| ૨૬૩ | ૧૦ | અત્યાર–સૃષ્ટિમાં | અત્યાર સુધી સૃષ્ટિમાં |
| ,, | ૧૮ | સામાધાન | સમાધાન |
| ૨૬૫ | ૫ | પડી–રહ્યો | પડી હતી, વરસાદ વરસી |
| ૨૬૯ | ૧૭ | મહાદેવની | મહાદેવીની |
| ૨૭૫ | ૧૩ | માળા | ત્રાપા |
| ૨૭૬ | ૬ | પપૈયાના | અપૈયાના |
| ૨૭૮ | ૧૧ | ઉપરથી | ઉપરથા |
| ,, | ૨૦ | પપૈયાનો | અપૈયાનો |
| ૨૮૦ | ૧૫ | જ છે હેમંતે | જ હેમંતે |
| ,, | ૧૭ | પપૈયાના | અપૈયાના |
| ,, | ૨૧ | ઢોળેલા | ઢાળેલા |
| ૨૮૧ | ૬ | અગ્નિની | અગ્નિની |
| ,, | ૧૯ | તારૂં | તમારૂં |
| ૨૮૩ | ૧૩ | પહોંચડાવવાનું | પહોંચડાવવા નું |

| | | | |
|---|---|---|---|
| ૨૮૮ | ૭ | વટલાવું | વટલાવવું |
| ૨૮૯ | ૧૧ | કામ | કાળ |
| ૨૯૧ | ૧૧ | કેડલાક | કેટલાક |
| ૨૯૬ | ૩ | એ કે | એક |
| ૩૧૧ | ૧૪ | વિંધ્યાસિનીના | વિંધ્યવાસિનીના |
| ૩૧૬ | ૯ | લાઇબેરીમાં | લાઇબ્રેરીમાં |
| ૩૧૭ | ૨૩ | વિંધ્યવાસની | વિંધ્યવાસિની |

આ સિવાય પણ બીજી ભૂલો નજરે પડે, તો કૃપા કરી સુધારી લેવી. આવા પુસ્તકમ. આવી ભૂલો ન રહેવી જોઇએ; છતાં પ્રૂફ વાંચવાનું કામ એક સામાન્ય માણસ પાસેથી લીધેલું હોવાથી આટલી ભૂલો રહી જવા પામી છે; એ માટે વાંચકો દરગુજર કરશે. ગ્રંથમાળાનાં પુસ્તકોની કિંમતમાં સુધારો:—

ડૂબતું વહાણ............કિં. રૂ. ૪–૦–૦
વિલક્ષણ વેર............કિં. રૂ. ૨–૮–૦

# વાર્તાની ખુબી

એક બાળક તેની માતા પાસેથી ઓરડામાંથી બહાર પરસાળમાં આવ્યો ને તેણે દાદીમાને કહ્યું કે, " માજી વાત કહો ! "

દાદીમાએ વાત કહેવી શરૂ કરી–" એક રાજકુંવર હતો, તેને ચાર ભાઈબંધ હતા. એક હતો પ્રધાનનો છોકરો, બીજો વેપારીનો છોકરો, અને ત્રીજો–"

વચમાંજ મહેતાજી ગરજીને બોલ્યા કે " ત્રણ ચોક બાર. " પણ મહેતાજીનો બોલ વાતના હુંકારામાં દબાઇ ગયો અને બાળકના કાન લગી પહોંચ્યો નહિ.

બાળકના વડીલે તે પછી તેને બીજા ખંડ–ઓરડામાં લઇ જઇ ગંભીર સ્વરે કહ્યું કે " જો ભાઇ, ત્રણ ચોક બાર તે ખરું છે અને રાજકુંવરની વાત તદન બનાવટી છે. માટે–"

આ વખતે બાળકનું મન માનસચિત્રના પેલા સમુદ્રની પાર જતું રહ્યું હતું અને કોઇ નકશામાં એનો પત્તો પણ લાગે તેમ ન હતું. ' ત્રણ ચોક બાર ' નો ગણગણાટ છોકરાના મનની પાછળ દોડતો હતો પણ મૃગજળની માફક તેને પાણી–વિરામ સ્થાન મળતું ન હતું.

વડીલે માની લીધું કે છોકરો બડો બદમાસ છે અને સોટીના ચમચમાટથીજ તે સુધરી શકે તેમ છે.

આણી તરફ મહેતાજીનું છોકરાને ભણાવવાનું વલણ જોઇ દાદીમા ચૂપ થઇ ગયાં, પણ મુશ્કેલીનો અંત અહીં આવ્યો નહિ. એક યુક્તિ અફળ જતાં બીજી કરે અને તે અફળ જતાં ત્રીજી અજમાવે, પણ કંઇ નિસ્તાર આવે નહિ. દાદીમા ચૂપ થયા પછી પુરાણીજી આવ્યા અને તેમણે રામ–વનવાસની કથા ચલાવી. શૂર્પણખાનું નાક કાપ્યાની કથા ચાલતી હતી ત્યાં તો પેલા વડીલે આવીને કહ્યું કે, ઇતિહાસમાં આનું કંઇ પ્રમાણ નથી. જે વાત પ્રમાણિત થઇ શકે તેજ ખરી એટલે કે ' ત્રણ ચોક બાર ' તેજ ખરૂં.

કથામાં હનુમાનજી આકાશમાં એટલા ઉંચા કુદતા કહેવાતા હતા કે જેનો ઇતિહાસને થાગ લાગેજ નહિ.

નિશાળોમાંથી અંગ્રેજી સ્કૂલોમાં અને સ્કૂલોમાંથી કોલેજોમાં વિદ્યાર્થીઓના માનસિક સુધારાની કેટ કેટલીએ યોજનાઓ કરવામાં આવે છે, પણ વિદ્યાર્થીઓની વાર્તાની સ્પૃહા હઠીજ શકતી નથી.

એ તો સ્પષ્ટ જ છે કે માત્ર નાનપણમાંજ નહિ પરંતુ સર્વ અવસ્થાઓમાં માણસની પુષ્ટિ સંતોષ–તૃપ્તિ વાર્તાઓ-થીજ થાય છે; આથી કરીને પૃથ્વીપર, માણસોને ઘેર ઘેર અને મોંઢામોઢ વાતો ને વાતોજ રમી રહેલી છે અને તેથી મોટા મોટા ગ્રંથો ભરાઇ જાય છે.

બાળકના વડીલે અહીં એટલું વિચારવું જોઇતું હતું કે, વાર્તા સાંભળવાની ભાવના બહાની પણ અંતિમ ભાવના છે, અર્થાત્ વાર્તાનો નીશો સૌથી વધારે માદક છે;

યાં સુધી વાર્ત્તાઓમાં સુધારો નહિ થાય ત્યાં સુધી માનવ
ધારાની આશા વ્યર્થ છે.

એક વાર બ્રહ્માજી એમના કારખાનામાં અગ્નિથી જળ
ને જળથી માટી ખુંદી રહ્યા હતા, અને સૃષ્ટિ બાષ્પ-
ારથી વ્યાકુળ હતી. ધાતુઓ અને પત્થરોનાં ચોસલાં
ંધાતાં હતાં. તેમાં ભળતી વસ્તુઓ ભેળાતી જતી હતી અને
દમદમાટ પીટાતાં હતાં. તે વખતે બ્રહ્માના જોવામાં આ
ાત આવી નહિ કે આમાં કહીં મનુષ્ય છે. એ સમયના
હ્માના કારખાનાનું નામ હતું સારવાન.

તે પછી આરંભ થયો પ્રાણુસૃષ્ટિનો. ઘાસ ઉગ્યું,
ાડ થયાં, પશુઓ દોડવા અને પંખીઓ આમ તેમ ઉડવા
ાગ્યાં. કોઈ માટીના બંધથી આકાશમાં અંજલિ દેવા
યાર થયા, કોઇ સ્વતંત્રતાથી પૃથ્વીપર ફેલાઇ જવાને
યાર થયા, કોઈ જળની ઉપર ચૂપચાપ નૃત્ય કરવા
ાગ્યા, કોઇ પૃથ્વી-પ્રદક્ષિણા કરવા લાગ્યા,
ાઈ આકાશમાં પગ ફેલાવી સૂર્યલોકના વેદીતલમાં સંગીત-
ો અર્ધ્યરચના કરવા ઉત્સુક થયા. આ વખતે વિધાતાના
ાનમાં હીલચાલ ઉત્પન્ન થઇ.

આ પ્રમાણે કેટલાએ યુગ વીતી ગયા પછી એકવાર
ેધાતાના મનમાં વિચાર આવ્યો અને તેમણે પોતાના
ારખાનામાં ઓગણપચાસ વાયુઓને બોલાવ્યા. એ સહુને
ઇને બ્રહ્માએ માણુસની રચના કરી. એટલો બધો સમય
યા પછી વાર્ત્તાનો વખત આવ્યો. બ્રહ્માનો એટલો બધો
ખત વિજ્ઞાન અને શિલ્પમાં ગયા પછી જ સાહિત્યનો
ારો આવ્યો.

મનુષ્યને તેમણે વાર્ત્તાઓમાંજ વ્યક્ત કર્યા. પશુ પંખીનું જીવન છે આહાર, નિદ્રા અને બાળપાલન; અને માણુસનું જીવન છે વાર્તા–કથા. કેટલી વેદના, કેટલી ઘટનાઓ, સુખ દુઃખ, સંયોગ વિયોગ, સારાં ખોટાંએ કરીને કેટલોએ ઘાત પ્રતિઘાત થાય છે. ઇચ્છા સાથે ઇચ્છા, એકની સાથે દસ, સાધનની સાથે સ્વભાવ, કામનાની સાથે ઘટનાનો સંઘર્ષ થવાથી કેટલાંએ આવર્તન થાય છે. જેવી રીતે નદી પાણીની ધારા છે તેજ રીતે મનુષ્ય કથાનો પ્રવાહ છે. આથી કરીને આપણે એક બીજાને પૂછીએ છીએ કે 'શી ખબર છે ? કેમ ચાલે છે ? તે પછી શું થયું વગેરે વગેરે.' આ બધું માણુસની વાર્તાનુંજ ગુંથણુ છે; અને અત્રેજ મનુષ્યના જીવનની કથા કહેવામાં આવે છે, આનેજ મનુષ્યોનો ઇતિહાસ પણ કહેવામાં આવે છે.

બ્રહ્માનું બનાવેલું જગત અને મનુષ્યની બનાવેલી વાર્ત્તાઓ આ બેથી જ મનુષ્યનો સંસાર બનેલો છે. મનુષ્ય પક્ષે કેવળ અશોક અને અકબરની કથાજ સત્ય નથી પણ જે રાજપુત્ર સાત સમુદ્રની પાર ધન શોધવા નીકળ્યો હતો તેએ સત્ય છે. હનુમાનના આકાશ ઉછાળાની વાતે સત્ય છે. એક વાતને માટે ઘણાં પ્રમાણુ છે અને બીજી વાતને માટે કમ પ્રમાણુ છે, એવી દષ્ટિએ સત્યની પરીક્ષા થતી નથી; વિચારવાનું માત્ર એજ છે કે વાર્ત્તાની દ્દષ્ટિએ આ બધું સત્યજ છે.*

(રવીન્દ્ર બાબુ)

---

* બુદ્ધિપ્રકાશ ડીસેમ્બર ૧૯૨૩ માંથી.

# અનુક્રમણિકા


| | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | દૃષ્ટિ-મેળાપ | ૩ |
| ૨ | નદીતટ | ૧૨ |
| ૩ | જોગણુ | ૨૦ |
| ૪ | વિજયમુકુટ | ૪૦ |
| ૫ | મધુર મિલન | ૫૨ |
| ૬ | રાજા-રાણી | ૬૫ |
| ૭ | ઉદ્ધાર | ૯૨ |
| ૮ | જીવન કે મૃત્યુ ? | ૭૭ |
| ૯ | નયનજોર-બાજુનું ગૌરવ | ૯૭ |
| ૧૦ | એ છે કોણ ? | ૧૧૫ |
| ૧૧ | પોપટનું શિક્ષણ | ૧૨૭ |
| ૧૨ | મોટી બેન | ૧૩૬ |
| ૧૩ | પતિનું પ્રાયશ્ચિત્ત | ૧૫૩ |
| ૧૪ | રાજ્યાભિષેક ? | ૧૮૮ |
| ૧૫ | અતૃપ્ત વાસનાઓ ! | ૨૧૦ |
| ૧૬ | સ્નેહ-સુચન | ૨૩૫ |
| ૧૭ | હાડપિંજર | ૨૪૦ |
| ૧૮ | એક હતો રાજા | ૨૬૨ |
| ૧૯ | અડગપતિ | ૨૭૬ |
| ૨૦ | બ્રાહ્મણી | ૨૯૧ |
| ૨૧ | વિલાયતી પ્રાયશ્ચિત્ત | ૨૯૬ |

## લલિત-વાઙ્મય-ગ્રંથમાલાનાં પુસ્તકો

| | |
|---|---|
| ડૂબતું વહાણ ... ... ... | ૩-૦-૦ |
| વિલક્ષણ વેર ... ... ... ... | ૨-૦-૦ |
| વહેમી વનિતા ... ... ... | ૨-૮-૦ |
| કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ-ભાગ પહેલો | ૧-૪-૦ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ-પ્રથમ ખંડ | ૨-૧૪-૦ |
| શ્રીમતી વિજયા ... ... ... | ૩-૦-૦ |
| સૈનિકની સુંદરી ... ... ... | ૪-૦-૦ |
| મેઘદૂત ... ... ... ... ... | ૩-૦-૦ |
| કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ ભાગ-બીજો | ૨-૦-૦ |
| પ્રણય-પંક ... ... ... ... | છપાય છે |

## દૃષ્ટિ-મેળાપ

કાન્તિચંદ્ર યુવાન હતો છતાં પોતાની પ્રથમ પત્ની ગત થયા પછી એણે ફરીવાર લગ્ન નહોતું કર્યું. એનું ચિત્ત હમણાં શિકાર ઉપર બહુ લાગી રહ્યું હતું. એ લાંબો અને એકવડીયા કોઠાનો હતો, પરંતુ દૃઢ અને ચપળતાવાળો હતો; તેમજ અચુક નિશાનબાજ હતો. એની પાછળ પાછળ ભમનારાઓની એને ખોટ નહોતી; એટલે જ્યારે એ શિકાર માટે જતો ત્યારે પોતાની જોડે હીરાસીંગ કુસ્તીબાજ, મકકનલાલ ખાનસાહેબ, ઉસ્તાદ ગવૈયો, મીયા સાહેબ અને બીજાને ઘણાને લેતો.

અગ્રહયણ માસમાં કાન્તિ પોતાના શિકારી મિત્રોને લઇને નિદિધીના કલાણ નજીક શિકાર માટે નીકળી પડયો. એની સાથે નોકર ચાકરોનું પણ ધાડું હતું. નિદિધીના ઘાટ સુધી એમની હોડીઓની ઠઠ જામી રહી હતી તેથી ઘાટ ઉપર ન્હાનાર તથા પાણી ભરનારને ઘણી અડચણ વેઠવી પડતી હતી. આખો દિવસ બંદુકોના અવાજથી જળ-સ્થળ

ગાજી રહેતું અને રાત્રે ગવૈયાઓના લલકારથી નિદ્રામાં ખલેલ થઇ પડતું હતું.

એક દિવસ પ્રભાતમાં હોડીમાં બેઠાં બેઠાં કાન્તિચંદ્ર બંદુક સાફ કરતો હતો તે વખતે જંગલી બતકના અવાજ જેવું એને કાને પડયું; એટલે એણે ચમકીને ઉંચું જોયું તો એક કુમારિકા બતકનાં બે સફેદ બચ્ચાંને પોતાની છાતી સરસાં લગાડીને કિનારે આવતી જણાઇ. આ નદી કહો કે વહેળીયું કહો, તેનું પાણી તદ્દન સ્થિર હતું. નકામાં જડીયાં એના વહેણને રોકતાં હતાં. કુમારિકાએ બચ્ચાંને પાણીમાં મૂકી દીધાં અને શિકારીઓની કનડગત ન થાય તેની સંભાળ રાખવાને એ આમતેમ જોવા લાગી.

બ્રહ્માએ જાણે આ બાલિકાને હમણાં તાજીજ ઘડી હોય તેવું એનું નવ સૌન્દર્ય અદ્ભુત લાગતું હતું. એના વયનું અનુમાન કરવું દુર્ઘટ હતું. એનું અંગ નારી-ભાવ જણાવતું હતું પરંતુ એના મુખ ઉપર તો બાલભાવજ સુહાતો હતો. યૌવનના ઉમ્મરે એ આવી પહોંચી છે તેનું એને ભાન થયું હોય એમ જણાતું નહોતું.

થોડીવાર કાન્તિ બંદુક સાફ કરતો અટકી પડયો, મંત્રમુગ્ધ બની ગયો. આવે સ્થળે આવા મુખદર્શનની એને આશાજ નહોતી. ખરે આ મુખનું સૌન્દર્ય રાજ-મહાલયને શોભાવે તેના કરતાં આ સ્થળને વધારે શોભાવતું હતું. કુસુમકલિકા કનકપાત્ર કરતાં ડાળી ઉપરજ વધારે રમણીય લાગે છે. પ્રભાતના સૂર્યપ્રકાશમાં ઉગતાં બરૂ

પ્રકાશિત બની રહ્યાં હતાં, અને તેની મધ્યમાં ઉભેલી આ બાલા કાન્તિને મન ઉત્સવની પ્રતિમા સમી જણાતી હતી. એને એમ થયું કે આ તો સાક્ષાત્ દેવી પાર્વતી બતકનાં બે બચ્ચાંને લઇને ગંગા ઉપર આવ્યાં છે. ખરે મહાકવિ કાલિદાસ પણ પાર્વતી આવાંજ બે બચ્ચાંને લઇને ગંગા-તીરે આવ્યાં હતાં તેનું વર્ણન કરવું ભુલી ગયા છે. કાન્તિ એના સામું સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યો એટલે એ કાંઇક ભય પામી, અને અર્ધ ચિત્કાર નાખતી બચ્ચાંને બગલમાં ઘાલીને ત્યાંથી એકદમ પાસેની વાંસની ઝાડીમાં અદૃશ્ય થઇ ગઇ. કાન્તિએ પાછા ફરીને જોયું તો એના મશ્કરા મિત્રે પેલી બતકો સામે પોતાની ખાલી બંદુક ધરી રાખી હતી. કાન્તિ એની પાસે ગયો, એના હાથમાંની બંદુક ઝુંટવી લીધી અને એના ગાલ ઉપર રાઠોડી તમાચો લગાવી દીધો. મિત્રે જમિન ઉપરજ ખાલી બાર કર્યો અને મીઠી મજાક પુરી થઇ. કાન્તિ પાછો બંદુક સાફ કરવા મંડી પડયો.

એના જીવને ચેન ન પડયું એટલે એ પણ પેલી બાલાની પાછળ ગયો. ચાલતાં ચાલતાં એક ગૃહસ્થના વાડા આગળ એ આવી પહોંચ્યો. ત્યાં એક બાજુએ શંકુ આકા-રની છાયેલી ગંજીયો હતી. બીજી બાજુએ સ્વચ્છ ગમાણ હતી અને છેડે ઝીઝીફાની ઝાડી હતી. એ ઝાડીમાં પેલી બાલા પોતાના કબુતરને વાગ્યું હતું તેનો વિલાપ કરતી બેઠી હતી, અને પોતાના લુગડાના પલાળેલા છેડાથી કબુ-તરની ચાંચમાં પાણીનું ટીપું પાડતી હતી. એ જો જરા

દૂર આવ્યું જતું તો બિલાડી પોતાના પંજાનો હળવેથી ટકોરો લગાવીને તેને અસલ ઠેકાણે પાછી લાવતી.

ગૃહસ્થના આંગણામાં, મધ્યાન્હે આવા પ્રશાંત દ્રશ્યે ભાવવિવશ કાન્તિના હૃદયમાં ચમત્કારિક અસર કરી દીધી. ઝીઝીફા વૃક્ષનાં હાલતાં ડાળી અને પાંદડાંમાંથી હેરીયાં ખાતું સૂર્યનું તેજ આ બાલાના અંકમાં રમી રહ્યું હતું. થોડે દૂર એક ગાય ચારો ચરતી હતી અને ધીમે ધીમે મોઢું અને પુંછડું હલાવતી માખો ઉરાડતી હતી. વાંસની ઝાડીમાં શીળો પવન વાતો હતો. નદીતટે પ્રાતઃકાળમાં આ બાલા વનદેવતા સમી લાગતી હતી ને મધ્યાન્હે આતુર વદને દયા દાખવતી દૈવી ગૃહિણી જેવી લાગતી હતી. કાન્તિની પાસે બંદુક હતી, તે સાથે અહીં આવવામાં ઘુસણીયાવેડા થાય છે એમ એને લાગ્યું. ચોરી કરતાં પકડાઈ જતા ચોરના જેવી પોતાની સ્થિતિ થએલી એને લાગી. "આ કબુતરને મેં ઇજા કરી નથી" એમ કહેવાનું એને મન થયું, પરંતુ એટલામાં ઘરમાંથી "સુધા" એવો અવાજ આવ્યો. બાલા ઉભી થઇ ગઇ. ફરીથી "સુધા" એવો અવાજ આવ્યો. બાલા કબુતરને લઇને ઘરમાં દોડી ગઈ. કાન્તિએ વિચાર કર્યો "સુધા" કેવું અન્વર્થ નામ છે.

કાન્તિ બોટ ઉપર પાછો ગયો. બંદુક પોતાના માણસોને સોંપી અને વળી પાછો એજ ઘરના આગલે બારણે આવ્યો. બહાર પાટલી ઉપર એક શાંત મુખમુદ્રાવાળા બ્રાહ્મણ કોઇ ધર્મપુસ્તક વાંચતો

બેઠો હતો. કાન્તિને આ બ્રાહ્મણના વિચારશીલ મુખ ઉપરની શાલીનતા પેલી કન્યકાની શાલીનતા જેવીજ લાગી. એણે બ્રાહ્મણને પ્રણામ કરી કહ્યું "જી, મને જલ મળવાની કૃપા થશે, મને ઘણી તરસ લાગી છે." બ્રાહ્મણે કાન્તિનો સત્કાર કર્યો, એને પાટલી ઉપર બેસાડયો અને ઘરમાં જઇને એક લોટામાં પાણી અને એક રકાબીમાં પુરી લાવીને કાન્તિને આપી. કાન્તિએ ખાઈને પાણી પીધું. બ્રાહ્મણે પૂછયું "આપ કોણ છો?" કાન્તિએ પોતાનું તથા પિતાનું નામ અને રહેવાનું ઠેકાણું પણ જણાવ્યું, અને રીત મુજબ કહ્યું કે "મારા સરખું કાંઇ કામકાજ હોય તો કહેશો. તેથી હું મારી જાતને ઘણો ભાગ્યશાળી માનીશ." બ્રાહ્મણનું નામ નવીન બેનરજી હતું. તે બોલ્યા "બેટા, તમારી પાસે તે મારે શું કામ કરાવવાનું હોય? પરંતુ હમણાંની મારા મનમાં એક ચિંતા રહ્યા કરે છે."

"આપને એવી શી ચિંતા છે?"

"મારી પુત્રી સુધા હવે મોટી થઈ છે પરંતુ એને લાયકનો વર મને શોધ્યો જડતો નથી. એને જો સારૂં ઠેકાણું મળી જાય તો એ ઋણમાંથી હું મુક્ત થાઉં."

"આપ જો મને મારી બોટ ઉપર આવીને મળો તો તમારી પુત્રીના લગ્ન સંબંધી આપણે વાત કરીએ." એમ કહીને કાન્તિ પ્રણામ કરીને ચાલ્યો ગયો. સુધાના રૂપગુણ વિષે ખાનગી તપાસ કરવા ગામમાં માણસ મોકલ્યા. તેમણે પણ એ બ્રાહ્મણકન્યાનાં વખાણ જ સાંભળ્યાં.

બીજે દિવસે વૃદ્ધ નવીનજી કહ્યા પ્રમાણે કાન્તિ પાસે ગયા. કાન્તિએ સુધા સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા જણાવી. બ્રાહ્મણે તો સ્વપ્ને પણ નહિ ધારેલું કે કાન્તિચંદ્ર સુધાને પરણવાનું કહેશે. એને તો ઘણો આનંદ થયો. કાન્તિ બ્રાહ્મણ અને વળી ઉંચા કુળનો હતો; જમિનદાર અને શ્રીમંત હતો; એટલે પરમ હર્ષમાં એનાથી કેટલીકવાર બોલી શકાયું પણ નહિ તેમ એનાથી એ સાચું પણ મનાયું નહિ. છેવટે એ બોલ્યો “ મારી પુત્રીને પરણવાનો તમારો વિચાર છે ? ” “ તમારો જો મને દેવાનો વિચાર હોયતો છે જ.” “મારી સુધાની વાત કરો છો ? ” “હા, તમારી સુધાનીજ. ” “ ત્યારે તો પહેલાં તમે આવો, એને જુઓ, એની સાથે વાતચિત કરો.” કાન્તિએ જાણે એને બીલકુલે દીઠીજ ન હોય તેવો ડોળ કરીને કહ્યું “ એ તો દૃષ્ટિમેળાપ વખતે જોઇ લઇશું.” વૃદ્ધે કહ્યું “ મારી સુધા બહુ ભલી છે. ઘરનું બધુંએ કામકાજ કરવામાં બહુ પાવરધી છે. તમે આટલી બધી ઉદારતાથી એની સાથે લગ્ન કરવા તૈયાર થઇ ગયા, તો મારો એજ આશીર્વાદ છે કે એ તમને વિષાદનું સ્થાન નહિ થઇ પડે.”

લગ્ન માટે મજમુદારનો બંગલો રાખી લીધો. મુહૂર્ત આવતા માઘ માસમાં નિર્ધાર્યું હતું. ઢોલ શરણાઇથી ગાજી રહેતો મોટો વરઘોડો નીકળ્યો. વરરાજા હાથી ઉપર બેઠા હતા. મશાલોના તેજમાં આખો વરઘોડો દીપી ઉઠતો હતો. વરરાજા પધાર્યા અને લગ્નવિધિનો આરંભ થયો.

વરકન્યા વચ્ચે અંતરપટ ધરાયો. મધુપર્કની વિધિ થઇ. કાન્તિએ કન્યા સામું જોયું. કન્યાના અંગ ઉપર પીઠી ચઢેલી હતી. માથે કન્યામોડ શોભી રહ્યો હતો અને લજ્જાથી અવનત મુખે કન્યા નીચું જોઈ રહી હતી. વરરાજા પણ ભાવપૂર્ણ થઇ ગયા હતા એટલે એમની આંખે પણ અંધારાં આવ્યાં હતાં; તેથી પોતાના મનમાં રમી રહેલી કન્યકાનું મુખ એ ભાગ્યેજ જોઇ શકયા.

લગ્નવિધિ સમાપ્ત થયા પછી નવલ વર–વધૂના આવાસમાં સ્ત્રીવર્ગ એકત્રિત થઇ ગયો. તેમાં એક વૃદ્ધા સ્ત્રીએ તો એવીજ હઠ પકડી કે કાન્તિએ જાતે જ કન્યાનો માંગલિક ઘુંઘટ ખસેડવો પડે. જેવો કાન્તિએ ઘુંઘટ ખસેડયો તેવોજ એ તો પાછો હઠી ગયો. “ આ તો પેલી કન્યકા નહોય. ”

એના મનમાં કાંઇ કાંઈ થઇ ગયું. એનું મગજ બહેર મારી ગયું. દીવાનો પ્રકાશ એને ઝાંખો લાગવા માંડયો અને ખુદ નવલ વધૂનું મુખ પણ નિસ્તેજ ભાસ્યું.

પ્રથમ તો એને પોતાના સસરા ઉપર ક્રોધ ચઢયો. “ એ બદમાસ ડોકરાએજ બતાવી એક અને પરણાવી બીજી.” વળી શાંત ચિત્તે વિચાર કરતાં એને સાંભરી આવ્યું કે “ એ વૃદ્ધે તો મને કોઇ છોકરી બતાવી નહોતી. બધો મારો જ વાંક છે. ” પોતાની મૂર્ખાઇ જગતને જણાવવામાં એને ડહાપણ ન જણાયું એટલે એ છાનોમાનો જ બેસી રહ્યો. કડવું ચૂર્ણ ગળી ના જવાય છે પણ તેની કડવાશ

જતી નથી. તેમ કાન્તિ આ લગ્નોત્સવના આનંદમાં ભળ્યો ખરો પણ એનાથી એ આનંદ ભોગવી શકાયો નહિ. એ તો આગનો ભભુકો થઇ રહ્યો.

નવલ વધૂવરની જોડ બેઠી હતી એટલામાં સસલાનું બચ્ચું ખંડમાં કુદાકુદ કરતું એના પગ આગળ આવી અથડાયું તેથી એણે ઓચીંતી ચમકીને બુમ પાડી. બચ્ચાની પાછળ પાછળજ કાન્તિએ પ્રથમ જોએલી પેલી કન્યકા પણ આવી પહોંચી. તેણે પેલા બચ્ચાને પોતાની પાસે લઇ લીધું અને હેતભર્યા હાથે તેને પંપાળવા લાગી.

" એ ગાંડી છોકરી, તું અહીં ક્યાં આવી ? જતી રહે." એમ કહીને ત્યાં ભરાએલી સ્ત્રીઓએ એને ત્યાંથી ચાલ્યા જવાની ઇશારત કરી. એમની ઇશારત તરફ બાલિકાએ કાંઈ લક્ષ ન આપ્યું અને બાલિશ કૌત્સુકતાથી આ વરકન્યાના મુખ સામું જોતી તેમની આગળ આવીનેજ બેઠી. એટલામાં એક દાસી આવીને આ બાલિકાનો હાથ પકડીને એને ખેંચી જવા લાગી. એટલે કાન્તિ વચમાંજ બોલી ઉઠયો " એને બેસવા દો. " " તમારૂં નામ શું ? " કાન્તિચંદ્રે તે બાલિકાને પૂછયું. કન્યકા આડું અવળું જોવા લાગી પણ એણે કાંઇ પ્રત્યુત્તર ન આપ્યો. બધી સ્ત્રીઓ ઠી ઠી ઠી ઠી હસવા લાગી.

કાન્તિએ બીજો સવાલ પૂછયો " પેલાં બતકનાં બચ્ચાં મોટાં થયાં કે ? " બાલિકા તો જાણે કશુંજ ન બનતું હોય તેમ કાન્તિ સામું જોઇજ રહી. કાન્તિ પણ આની

મૂક અવસ્થા જોઇને વિસ્મિત થયો. વળી પાછું ઘવાએલા કબુતર વિષે પૂછ્યું પણ તેનોએ કાંઇ જવાબ ન મળ્યો. ઓરડામાં તો ખરેખરી હસાહસ ચાલી રહી અને મશ્કરી પણ ચાલી.

છેક છેવટે કાન્તિને ખબર પડી કે આ પશુ પક્ષીની સહચરી તો બહેરી અને મુંગી છે. તે દિવસે જ્યારે સુધાને ઘુમ પડી ત્યારે અચાનક જ એ તો ઉઠી હતી.

કાન્તિને આ બીજો આઘાત થયો. એની આંખ આગળ આવેલો પડદો જતો રહ્યો અને એક મહા વિપત્તિમાંથી છુટયો હોય તેવો ઉદ્ગાર કાઢીને હવે ફરીવાર એણે પોતાની નવવધૂના મુખનું દર્શન કર્યું. એના હૃદયનેદ અને બત્તીનો પ્રકાશ હવે આ લલિત મુખ ઉપર પડયો, અને અત્યારેજ એ લલિત મુખના લાલિત્યનું એને ખરૂં ભાન થયું; અને નવીન બેનરજીએ આપેલો આશીર્વાદ ફળીભૂત થશે જ એમ એને લાગ્યું.

## નદીતટ

તમારે જો અસલની વાતો સાંભળવી હોય તો મારા પગથીયાં ઉપર બેસો અને લહેરો લેતા જળના ધ્વનિપ્રતિ તમારા કાન ધરો.

આશ્વિન માસ બેસવાની તૈયારી હતી, નદીમાં પૂર આવેલું હતું, મારાં ફક્ત ચારજ પગથીયાં જળની બહાર દેખાતાં હતાં; નીચલાં પગથીયાં ડૂબી ગયાં હતાં. પાસે આમ્રવૃક્ષની ઘટા ઝાલી રહી હતી. ત્યાં ઇંટોના ત્રણ જુના ઢગલા પડેલા હતા, તેની આસપાસ પણ પાણી ફરી વળ્યું હતું; ફક્ત ટોચજ બહાર દેખાતી હતી. માછીની હોડીઓ કિનારે બાવળના વૃક્ષના થડ આગળ લંગર નાખીને પડી હતી, તે પ્રભાત થતાં ખળખળ વહેતા પૂરના પાણીમાં આમ તેમ ઝુલવા લાગી.

સૂર્યનારાયણનો ઉદય થતાં હોડીઓ નદીમાં ફરતી થઈ ગઇ. બ્રાહ્મણો પૂજાનાં વાસણો લઇને સ્નાન કરવા આવ્યા હતા. બબ્બે ત્રણ ત્રણનાં ટોળાં વળીને સ્ત્રીઓ પાણી

ભરવા આવવા લાગી. કુસુમ પણ આજ વખતે રોજ ઘાટ ઉપર ન્હાવા આવતી હતી. પરંતુ આજે એ ન દેખાઇ. ભુવન અને સ્વર્ણા ઉદાસ જણાતી હતી. " હવે તો આપણી સખી એને સાસરે ગઈ. બિચારીને બધું નવું નવું લાગશે. માણસો નવાં, ઘર પણ નવાં, અને રસ્તાએ નવા.

સમય જતાં કુસુમ મારા સ્મૃતિપટ ઉપરથી ભુંસાવા લાગી. સંવત્સર જેટલો કાળ વહી ગયો. નદીએ આવતી સ્ત્રીઓ પણ એને ભુલી ગઈ. પરંતુ એક દિવસ એકાએકજ એના ચિરપરિચિત પગનો મને સ્પર્શ થયો અને હું ચોંકી ઉઠયો. અરે પણ તે પગમાં અત્યારે નૂપુરનો ઝણકાર બીલકુલે સંભળાતો નથી.

કુસુમ વિધવા થઇ હતી, લોકો કહેતા હતા કે એનો પતિ તો બહુ દૂરના દેશમાં રહેતો હતો. કુસુમનો મેળાપ પતિ સાથે એક બે વારજ થયો હતો. પતિમરણના સમાચાર પત્રથી મળ્યા. બિચારી આઠમે વર્ષેજ વિધવા થઇ. એનાં સર્વ સૌભાગ્યચિન્હ નષ્ટ થયાં. કપાળ ચાંદ્‌લા વિનાનું શૂન્ય જણાતું હતું. હાથ કંકણ વગરના બાંડા થઇ ગયા હતા. કુસુમ પાછી ગંગાકિનારે પોતાને પીયેર આવી. એની જુની સહીયરોમાં અત્યારે અહીં કોઇ નહોતું. ભુવન, સ્વર્ણા અને અમલા તો પરણીને સાસરે ગઈ હતી. ફક્ત શરત્ જ રહી હતી. આવતા માર્ગશીર્ષ માસમાં એનાં પણ લગ્ન થવાની વાતો ચાલતી હતી.

વર્ષામાં ગંગાનદી જેમ વૃદ્ધિ પામે છે તેમ દિવસે

દિવસે કુસુમનું યૌવન અને સૌન્દર્ય વૃદ્ધિ પામવા લાગ્યું. પરંતુ એનાં વિધવાનાં વસ્ત્રો, એનું ચિંતાતુર મુખ અને વિધવાના ધર્મ એના સૌન્દર્ય અને યૌવન ઉપર પડદો પાડી દેતાં હતાં. એનું યૌવન મનુષ્યદૃષ્ટિથી વંચિત થઇ પડ્યું. બીજાં દશ વર્ષ ચાલ્યાં ગયાં પણ કુસુમ યૌવન અવસ્થામાં આવી છે તે કોઇ જોઇ શક્યું નહિ.

મારી સામેજ એક શિવાલય આવેલું છે. ત્યાં એક દિવસ સવારે એક ઉંચો, યુવાન, સુંદર દેખાતો સંન્યાસી આવીને ઉતર્યો. એના આવ્યાની વાત આખા ગામમાં પ્રસરી ગઇ. પાણી ભરવા આવતી સ્ત્રીઓ ઘાટ ઉપર પોતાના દેગડા મૂકી મૂકીને આ સંન્યાસીનાં દર્શન કરવા શિવાલયમાં જતી હતી. રોજ રોજ દર્શન કરવા આવનારની સંખ્યા વધવા લાગી. સ્ત્રીવર્ગમાં સંન્યાસીની ખ્યાતિ વહેલી થઇ ગઈ. આ સંત પુરૂષ કોઇ વાર ભાગવતની કથા સંભળાવતા તો કોઇ વાર ગીતાનાં પ્રવચનો કહેતા. વળી કોઇ વાર અન્ય ધર્મશાસ્ત્રોની વાતો પણ કહેતા હતા. કોઇ એમની સલાહ મસલતને માટે આવતા તો કોઇ મંત્ર જંત્ર માટે આવતા. કોઇ દવા વિગેરેનું પુછવાને પણ આવતા હતા.

આમને આમ મહિનાઓ વીતી ગયા. એવામાં સૂર્યગ્રહણ આવ્યું. તે ઉપર ઘણા લોકો ગામ પરગામથી ગંગાસ્નાન કરવા આવ્યા હતા. તેમાં કુસુમના સસરાના ગામનાં સ્ત્રી પુરૂષો આવ્યાં હતાં.

પ્રભાતનો સમય હતો. સંન્યાસી મારાં પગથીયાં ઉપર બેસીને માળા ફેરવતો હતો. સ્ત્રીઓમાંની એક બીજીને કોણી મારીને કહ્યું "અલી, આ તો આપણી કુસુમનો વર." બીજી- એ જરાક પોતાનો ઘુમટો આઘો ખસેડીને " હા અલી, એ તો આપણા ગામના ચેટરજીનો છોકરો " ત્રીજીએ કહ્યું " જોને એનું નાક આંખો બધું તેમને મળતુંજ આવે છે." આ સાંભળીને નદીમાં ઘડો ભરતે ભરતે સંન્યાસીના સામું જોયા વગરજ એકજણી બોલી ઉઠી "અરેરે એ તે અહીં ક્યાં- થી પાછો આવે. આ સંસારમાંથી એ તો સદાને માટે ચાલ્યો ગયો છે. બિચારી કુસુમનું દુર્ભાગ્ય. " કેટલીક આવી વાતો કરી રહી હતી ત્યારે એક વળી પોતાનો અભિપ્રાય આપતી બોલી " એને કાંઇ આવી મોટી દાઢી નહોતી. " બીજી બોલી " તે આવો પાતળોએ નહોતો. " ત્રીજી કહે " તે આવો ઉંચો ક્યારે હતો?" આ પ્રસંગ આટલેથીજ અટક્યો.

વળી એક પૂર્ણિમાની રાતે ચંદ્રનો ઉદય થયો તે સ- મયે કુસુમ આવી અને પાણીથી સહેજ ઉંચે મારા છેલ્લા પગથીયા પર બેઠી. એનો પડછાયો મારા ઉપર પડતો હતો.

અત્યારે ઘાટ ઉપર કોઇ નહતું. મંદિરમાંથી શંખ અને ઘંટાના નાદ આવતા બંધ પડયા હતા. તેના છેલ્લા રણકા હમણાંજ ધીમે ધીમે શાંત પડતા હતા. એકલો તમરાનો ગણગણાટજ કાને આવતો હતો. ગંગાના જળમાં ચંદ્ર પ્રકાશ ફેંકી રહ્યો હતો. જળમાં દૂર જાણે એક ઝાંખી ચાંદીની પાટ પડી હોય તેવો દેખાવ દૃષ્ટિએ આવતો

હતો. ઓવારા ઉપર, ઝાડી અને ઘટામાં, મંદિરના ચોગાન વિગેરે સ્થળોએ જાણે મનુષ્ય ફરતાં હોય તેવા પડછાયાનો આભાસ થતો હતો. ચામાચીડીયાં વૃક્ષની ડાળે લટકતાં હતાં. થોડે થોડે અંતરે શૃગાલોના સ્વર પણ સંભળાયા કરતા હતા. આવે વખતે શિવાલયમાંથી સંન્યાસી બહાર આવ્યો. ઘાટનાં પગથીયાં ઉતરતાં ઉતરતાં એણે એક સ્ત્રીને એકલી બેસી રહેલી જોઈ. એને જોઇને એ જેવો પાછો વળતો હતો તેવુંજ કુસુમે ઉંચું જોયું અને પાછળ દૃષ્ટિ કરી. એના મુખ ઉપરનો ઘુમટો ખસી ગયો અને ચાંદનીમાં એના મુખચંદ્રનું દર્શન થયું. ઘુવડ અવાજ કરતું એના માથા ઉપરથી ચાલ્યું ગયું. એ અવાજથી કુસુમ ઝબકી, એને ભાન આવ્યું અને ફરીથી ઘુમટો તાણ્યો. એ સંન્યાસીને ચરણે પડી અને એને પ્રણામ કર્યા. સંન્યાસીએ એને આશીર્વાદ દીધો અને પૂછ્યું " તમે કોણ છો ?" " મને લોકો કુસુમ કહે છે. "

એ રાતે બીજી કાંઇ વાતચીત થઇ નહિ. કુસુમ ઘેર ચાલી ગઇ. પરંતુ સંન્યાસી તો મોડી રાત સુધી મારા પગથીયા ઉપર બેસી રહ્યો. જ્યારે ચંદ્ર પૂર્વમાંથી પશ્ચિમમાં ગયો અને સંન્યાસીનો પાછળ પડતો પડછાયો એની આગળ પડવા માંડયો, ત્યારે એ ઉઠયો અને શિવાલયમાં ચાલ્યો ગયો.

સંન્યાસીનાં દર્શન કરવા હવે કુસુમ રોજ આવવા લાગી. જ્યારે એ કથાવાર્તા વાંચતો ત્યારે કુસુમ ખુણામાં બેઠી બેઠી સાંભળતી હતી. પ્રભાતનું પોતાનું ષટ્કર્મ પર-

વાર્યા પછી સંન્યાસી કુસુમને બોલાવતો અને એને ધર્મનો બોધ આપતો. કુસુમથી કાંઈ બધું સમજાતું નહિ પણ એ ધ્યાનપૂર્વક સાંભળતી અને સમજવાનો પ્રયત્ન કરતી હતી. સંન્યાસી જે કરવાનું કહેતો તે એ શ્રદ્ધાપૂર્વક કરતી, મંદિરને વાળી ઝુડીને સાફ રાખતી, લોટલા વિગેરે ધોવા ગંગામાંથી પાણી ભરી લાવતી અને પૂજાને માટે પુષ્પો ચુંટી લાવતી હતી.

શીયાળો ઉતરી ગયો અને વસંત ઋતુ આવી. હમણાંની કુસુમ મારા જોવામાં નહોતી આવતી. નહોતી દેવાલયમાં આવતી કે નહોતી ઘાટ ઉપર આવતી; તેમ સંન્યાસીને એ મળતી જણાતી નહોતી. પછી શું થયું તેની મને ખબર નથી. પણ વળી કેટલેક દિવસે રાતે બન્ને મારા પગથીયા ઉપર ભેગાં થયાં. નીચી દૃષ્ટિ રાખીને કુસુમે પૂછયું " પ્રભુ, આપે મને કેમ બોલાવી ?"

" હું તને શા માટે ન બોલાવું ? હમણાં હમણાંનું દેવપૂજનમાં કેમ પ્રમાદ સેવે છે ?" કુસુમે કાંઇ જવાબ ન દીધો.

" કાંઇ પણ અંદેશો રાખ્યા વિના તારા મનની વાત કહેજે."

" પ્રભુ, હું પાપીયણ છું, તેથીજ દેવપૂજનમાં પ્રમાદ થયો છે."

" કુસુમ, હું જાણું છું કે તારા હૃદયમાં શાંતિ નથી." આ સાંભળીને કુસુમ ચમકી ઉઠી, પહેરેલી સાડીનો પાલવ

મુખ ઉપર ઢાંકી દીધો અને સંન્યાસીનાં ચરણો આગળ બેસીને રડી પડી. સંન્યાસીનું હૃદય પણ આર્દ્ર થઇ ગયું. "કહે, તારા અંતરમાં એવું શું છે? હું તને શાંતિનો માર્ગ દર્શાવીશ." કુસુમે અડગ શ્રદ્ધાથી ચમકતાં ચમકતાં જવાબ આપ્યો "આપ મને આજ્ઞા કરો છો એટલે મારે કહેવું જોઈએ, પરંતુ મારાથી સ્પષ્ટ રીતે તો નહિ સમજાવી શકાય. પ્રભુ, હું કાંઇ કહું તે પહેલાં તો આપ મારા હૃદયનો પાર પામી ગયા છો. કહેવાનું શું બાકી રહ્યું છે? હું એક મહાશયને દેવ તરીકે પૂજતી હતી, તેમની નિત્ય ભક્તિ કરતી હતી અને એમના ભજન પૂજનથી મારૂં અંતર હંમેશાં પ્રફુલ્લ રહેતું હતું. એવામાં મને એક રાત્રે સ્વપ્નું આવ્યું કે જાણે મારા હૃદયદેવતા મારો હાથ એમના હાથમાં લઇને એકાદા બાગમાં મારી જોડે બેઠા છે અને મૃદુતાથી મારો હાથ દબાવતા મારી સાથે પ્રેમગોષ્ટિ કરી રહ્યા છે. જે સ્થળે અમે આમ પ્રેમવાર્તા કરી રહ્યાં હતાં તે સ્થળ મને અપરિચિત હોય એમ બીલકુલ જણાતું નહોતું. સ્વપ્ન તો પુરૂં થયું પણ એણે મારા મન ઉપર અદ્‌ભુત અસર કરી દીધી છે. મેં એમનાં દર્શન કર્યાં ત્યારે મને એ કાંઇ જુદાજ લાગ્યા. સ્વપ્નની મૂર્તિ મારા મનમાં ખંડીને ખડી રહેવા લાગી. તેથી ભયમાં ને ભયમાં હું એમનાથી દૂર નાસી ગઇ. છતાં એ મૂર્તિ તો મને દૃઢપણે વળગી રહી. ત્યારથી મારા હૃદયમાંથી શાંતિ ચાલી ગઇ છે. મારા અંતરમાં અંધારૂં થઇ ગયું છે."

કુસુમ આંખમાંનાં આંસુ લુછતી જતી જતી વાત કહેતી હતી. તે વખતે સંન્યાસી પોતાનો જમણો પગ દૃઢપણે મારા પત્થરપર દબાવતો હતો. એ બોલી રહી એટલે સંન્યાસીએ પૂછ્યું "તેં સ્વપ્નામાં કોને જોયો તે કહીશ !" પગે લાગીને આર્જવતાથી કુસુમ બોલી "તે મારાથી નહિ કહી શકાય."

"તારે તે કહેવુંજ પડશે." "મારે કહેવુંજ પડશે ?" "હા, કહેવુંજ પડશે." "પ્રભુ, તો તે પોતે આપજ છો." એમ બોલતાં બોલતાં કુસુમ મારા પગથીયા ઉપર ઉંધું ઘાલીને પડી ગઇ અને રડી પડી. જરા શાંત પડી અને બેઠી થઇ ત્યારે સંન્યાસીએ કહ્યું "અત્રેથી હું આજ રાત્રેજ ચાલ્યો જઇશ એટલે તને મારાં દર્શન નહિ થાય. તું જાણે છે કે હું સંન્યાસી છું. સંસારના રાગથી રહિત છું. તું મને ભુલી જજે." કુસુમે ધીમા સ્વરે કહ્યું "જેવી પ્રભુની ઇચ્છા." "હુ હવે રજા લઉં છું" સંન્યાસીએ કહ્યું. એક શબ્દ બોલ્યા સિવાય કુસુમ એને પગે પડી અને એના ચરણની રજ પોતાને માથે ચઢાવી. સંન્યાસી ચાલ્યો ગયો.

ચંદ્ર આથમી ગયો. રાત્રિમાં અંધકાર થઇ ગયો. એટલામાં પાણીમાં મેં કાંઇ ધબાકો સાંભળ્યો. પવન પણ અંધકારમાં એટલો બધો જોરમાં વાવા લાગ્યો કે જાણે હમણાંજ આકાશમાંના બધા તારા ઉરાડી દેશે.

## જોગણ

મારા વાંચકવૃંદમાં જ્યારે હું ઘણો અકારો થઈ પડયો અને વર્તમાનપત્રો પણ મારીજ પાછળ પડેલાં હોવાથી તેમાં મારી નિરંતર બદબોઇ થવા લાગી, ત્યારે લોકનિંદાથી દૂર રહેવાની અને મારા સ્વત્વને પણ ભૂલી જવાની મને જરૂર જણાઇ.

કલકત્તેથી કેટલેક દૂર ગામડામાં મારૂં ઘર આવેલું છે. લોકોને ભુલાવો ખવડાવવા હું ત્યાં જઇને રહ્યો. ત્યાંના લોકો મારે વિષે હજુ કાંઇ નિશ્ચિત મત નહોતા બાંધી શકયા. હું શહેરના બીજા મનુષ્યોની માફક ખોટો ઘોંઘાટ મચાવીને એમને ખલેલ નહોતો કરતો; એટલે એમને એટલી તો ખબર પડી હતી કે હું અહીં હવાફેર માટે કે રજાના દિવસો ગાળવા નહોતો આવ્યો. તેમ મારી સાથેના યત્કિંચિત્ પીછાણથી હું કોઇ સંન્યાસી બાવો છું એમ પણ એમને ન લાગ્યું. મારા ઘરમાં બાળકો જણાતાં નહોતાં એટલે હું પરણ્યો છું કે કુંવારો તે પણ નક્કી ન થઇ શકયું; તેમ હું

તે કોઇ પ્રાણીવર્ગનો કે વનસ્પતિવર્ગનો છું તે બાબત પણ એ નકી ન કરી શક્યા. એટલે એ એનું છો કોડી લેતો એમ કરીને મારી કલ્પના કરવીજ એમણે મૂકી દીધી.

પરંતુ હમણાંજ મને ખબર પડી કે આ ગામમાં એક મનુષ્યને મારા ઉપર બહુ ભાવ છે. જુલાઇ માસમાં એક દિવસ સાંજે અમારૂં ઓળખાણ થયું. સવારે પુષ્કળ વરસાદ પડયા હતો; એટલે રડેલી આંખનાં પોપચાંની માફક હવા કાંઇક ઠંડી અને ભારે લાગતી હતી.

નદીને કિનારે એક કાબરચિતરી ગાય ચરતી હતી તેને જોતો હું સુસ્તપણે બેઠો હતો. એના શરીર ઉપર સૂર્યનાં કિરણ પડતાં હતાં. એ કિરણમાં ગાયના શરીર ઉપરની ચામડી ઘણી ચળકતી હતી, અને અનુપમ વસ્ત્ર સમું એ તેજ એના શરીર ઉપર શોભા આપી રહ્યું હતું. એ ઉપરથી મને વિચાર આવ્યો કે મનુષ્યને પણ નિસર્ગ દેવીએ કેવી સુંદર ચામડી આપી છે. નૈસર્ગિક વસ્ત્ર આગળ બહારના વસ્ત્રની કશીયે જરૂર ન પડે, છતાં મનુષ્ય બાહ્ય આડંબર પાછળ દરજી વિગેરેમાં કેટલા પૈસા ખર્ચી નાખે છે. આમ જાણી જોઇનેજ દ્રવ્યનો દુરુપયોગ થાય છે.

હું આમ વિચાર કરતો જોયા કરતો હતો તેવામાં આધેડ વયની એક સ્ત્રી આવી અને મને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. એની પાસે પુષ્પોના કેટલાક ગુચ્છ હતા. હાથ જોડીને એક ગુચ્છ એણે મારી સન્મુખ ધર્યો અને બોલી "મારા પ્રભુને આ નૈવેદ્ય ધરાવું છું."

એ તો જતી રહી પણ એનાં વચનથી હું તો એટલો બધો દિંગ થઇ ગયો કે એ ચાલી ગઇ ત્યાં સુધી મારાથી એના સામું પણ જોઇ શકાયું નહિ. ઘટના તો તદ્દન સાદી હતી પણ મારા મન ઉપર એની ઘણી છાપ પડી ગઇ. વળી હું પાછો પેલી ગાય તરફ જોવા લાગ્યો. મોટાં મોટાં મોઢાં ભરીને એ મીઠું ઘાસ ચરતી જતી અને પુંછડાથી માખો ઉરાડયા કરતી હતી. તે વખતના એના જીવનની મોજ મને ભેદથી ભરેલી લાગી. મારી મૂર્ખાઇ માટે વાંચનાર કદાચ હસશે, પણ મારૂં અંતઃકરણ તો પૂજ્ય ભાવથી ઉભરાઈ ગયું. ગાયના આનંદમય જીવનને મેં પ્રભુમય જીવન માન્યું, તેને મેં મારી સેવા અર્પણ કરી. આમ્રવૃક્ષ ઉપરથી એક કુમળી ડાળી તોડીને મારે હાથેજ મેં ગાયને ખવડાવી; આથી મને પ્રભુ સંતોષ્યા જેવો આનંદ થયો.

બીજે વર્ષે ફરી હું ફેબ્રુઆરી માસમાં અહીં આવ્યો. હજુ શીઆળોજ ચાલતો હતો. મારા ઘરમાં સૂર્યનો તડકો આવતો હતો. શીઆળાને લીધે તડકો સારો લાગતો હતો. હું તો લખતો હતો એટલામાં મારા નોકરે આવીને મને કહ્યું કે "એક વૈષ્ણવ જન તમને મળવા માગે છે." "તેને ઉપર મોકલ" એમ કહીને મેં તો લખવાનું ચાલુજ રાખ્યું. એક સ્ત્રી ઉપર આવી અને મારાં ચરણ સ્પર્શ કરીને મને પગે લાગી. વર્ષ ઉપર મને જે સ્ત્રી મળી હતી તેજ એ હતી. અત્યારે હું એને બરાબર ધારીને જોઇ શક્યો. સ્ત્રી સ્વરૂપવાન છે કે નહિ એ પ્રશ્ન સ્ત્રીની જે વયમાં

પૂછાય છે તે વય એની વીતી ગઈ હતી. સાધારણ કરતાં કદમાં એ વિશેષ ઉંચી હતી, એનું હાડ મજબુત હતું; પરંતુ હમેશના ભક્તિભાવને લઇને એનું શરીર કાંઇક વળેલું હતું. એની રીતભાતમાં કાંઇ દૂષણ જણાતું નહોતું. એના વદન મંડળમાં ખાસ ધ્યાન ખેંચે તેવાં એનાં બે નયન હતાં. સામા મનુષ્યના અંતરને ભેદીને આરપાર નીકળી જવાની તેમાં અજબ શક્તિ હતી. એનાં એ વિશાળ નયનથી જાણે મને ધક્કો મારતી એ, હું બેઠો હતો ત્યાં આવી પહોંચી.

"આ શું, આપે મને આપના સિંહાસન આગળ કેમ ખેંચી આણી પ્રભુ? વૃક્ષોની ઘટામાં હું આપનાં દર્શન કરતી હતી તેજ ઠીક હતું; તમને મળવાનું એજ સ્થાન યોગ્ય હતું."

બાગમાં ફરતાં એણે મને જોયો હશે, મેં એને જોઇ નહોતી. હમણાં કેટલાક દિવસથી મને શરદી થઇ ગઇ હતી એટલે મારાથી બહાર નહોતું નીકળાતું. હું સાંઝે અગાશીમાં જ બેસી રહેતો. કેટલીકવાર પછી એ ફરીથી બોલી "પ્રભુ, કલ્યાણકારી કાંઇ વચનો સંભળાવશો?" મને એ આમ કહેશે તેવું મેં નહોતું ધાર્યું એટલે તાત્કાલિક જેવો સુઝયો તેવો જવાબ મેં દઈ દીધો. "કલ્યાણકારી વચનો હું સંભળાવતોએ નથી અને સાંભળતોએ નથી. હું આંખો ઉઘાડી રાખું છું અને મુખ બંધ કરૂં છું; એટલે એકી વખતે જ હું જોઇ અને સાંભળી શકું છું. હમણાં હું તમારા સામું જોઉં છું તે વખતે જાણે હું તમારો સ્વર સાંભળતો હોઉં એમ મને લાગે છે."

"પ્રભુ એકલા મુખથીજ નહિ પણ આખા શરીરથી વાત કરે છે."

"હું જ્યારે શાંત રહું છું, ત્યારે મારા આખા શરીરથી સાંભળી શકું છું. એ ધ્વનિ સાંભળવા માટેજ હું કલકત્તાથી અહીં સુધી આવ્યો છું." મેં કહ્યું.

"હું તે જાણું છું અને તેથીજ તમારી પાસે આવી છું." જતા પહેલાં ફરીથી એણે મને નમન કર્યું અને મારાં ચરણ સ્પર્શ કર્યા. મારા પગ ઢાંકેલા હતા તેથી એ ખિન્ન થએલી જણાઇ. એ ખુલ્લા રહે એવી એની ઇચ્છા હતી.

બીજે દિવસે પ્રાતઃકાળે હું મારી અગાશીમાં બેઠો હતો. દક્ષિણ દિશામાં વૃક્ષાવલિની પેલી બાજુએ બધું ઉજ્જડ જેવું લાગતું હતું. પૂર્વમાં વૃક્ષોની ઘટા વટાવીને શેલડીઓ ઉપર સૂર્ય ઉગતો મેં જોયો. વૃક્ષોમાં થઇને એકાએક ગામનો રસ્તો જણાયો. જુદા જુદા ગામ તરફ તે રસ્તો ફંટાતો હતો તે પણ હવે જણાયું. વળી પાછો ઝાકળને લીધે તે દેખાતો બંધ થયો. સૂર્ય ઉગ્યો છે કે કેમ તે પણ કહી શકાતું નહોતું. વૃક્ષોની ટોચ ઉપર ધુમસ હજુ વળગેલું જ હતું. પ્રભાતનાં ઝળાં ઝળાંમાં ધુમસની મૂર્તિ જેવી, જોગણના સમી મેં પેલી સ્ત્રીને કરતાલ વગાડતી પ્રભુભજન કરતી કરતી આવતી જોઇ.

આખરે બધું ધુમસ ઉડી ગયું. સૂર્ય નારાયણ પૂર્ણપણે પ્રકાશવા લાગ્યા. કલકત્તાના એક પત્રના ભુખ્યા અધિપતિની ભુખ મટાડવા ટેબલ આગળ બેસીને હું લેખ લખી

રહ્યો હતો તેટલામાં તો દાદરે કોઇ ચઢતું જણાયું. ધીમું ધીમું ગાતી જોગણ ઉપર આવી અને મને પ્રણામ કર્યા. મેં કાગળમાંથી ઉંચું જોયું.

" પ્રભુ, ગઇ કાલે આપના જમ્યા પછી વધેલું અન્ન મેં પ્રસાદ તરીકે ગ્રહણ કર્યું." એ સાંભળીને હું તો ચકિત થઇ ગયો. મેં પૂછ્યું " એ કેમ બનવા પામ્યું ? "

" સાંઝે તમે વાળુ કરવા બેઠા હતા તે વખતે તમારા બારણા આગળ હું ખડી થઇ રહી હતી, અને તમારી થાળી બહાર આણી તે વખતે તેમાંથી મેં અન્ન ગ્રહણ કર્યું." મારા ગામમાં બધાએ જાણતા હતા કે હું તો વિલાયત જઇ આવ્યો છું અને યૂરોપિયનો સાથે જમ્યો છું. એટલે જોગણનું બોલવું તો મને આશ્ચર્ય સરખું લાગ્યું. જો કે હું હતો તો વનસ્પતિ–આહારી; પણ મારો રસોઇયો એવો પવિત્રતાનું પુંછડું હતો કે કાંઇ પણ તપાસ કર્યા વગરજ મારા અન્નને અભડાઇ ગએલું ગણતો હતો. મને આશ્ચર્યચકિત થએલો જોઇને જોગણ બોલી " પ્રભુ, આપનું અન્ન જો મને ન ખપે તો પછી હું આપની પાસે આવુંજ શું કામ ? "

મેં કહ્યું " તારી નાતવાળા તને શું કહેશે ? "

" મેં તો એ વાત આખા ગામમાં કરી દીધી છે. મારી જ્ઞાતિમાં પણ ખળભળાટ થઇ રહ્યો છે; છતાં ' એ જે કરે તે કરવા દો ' એમ સમજીને તેઓ મૌન સેવી રહ્યા છે." જોગણ ગામમા સારા કુળની હતી. એની માતા પૈસે ટકે સુખી હતી. પોતાની પુત્રીને સારી રીતે રાખી શકે

એવી હતી પણ પુત્રીએ તો જોગણુ થવાનું પસંદ કર્યું. મેં એને પૂછ્યું "તારો નિર્વાહ કેવી રીતે ચાલે છે?" ત્યારે એણુે કહ્યું "ભક્ત જનોએ રહેવાને માટે મને થોડી જમીન આપેલી છે અને ભોજન માટે હું ઘેરે ઘેર ભિક્ષા માગવા જાઉં છું. ભિક્ષાજ મારે મન દૈવી અન્ન છે." એના કહેવાનો જ્યારે મેં વિચાર કર્યો, ત્યારેજ મને એનો ભાવાર્થ સમજાયો. જે વખતે આપણુને ભોજન મળશે કે નહિ તે અનિશ્ચિત હોય છે, તેવામાં આપણુને કાંઇ ભિક્ષાન્ન મળે તો તેથી અન્ન દેનાર પ્રભુનું આપણુને સ્મરણુ રહે છે, અને પ્રભુજ આપણુને અન્ન મેળવે છે એવો ખ્યાલ આવે છે; પરંતુ આપણુને ઘેર નિયમિત ભોજન મળ્યા કરે છે એટલે આપણા ઉદ્યમથીજ આપણુને એ મળે છે એમ લાગે છે; પણુ પ્રભુ આપે છે તેવું ભાન નથી રહેતું. એના પતિ વિષે પૂછવાનું મને ઘણું મન થતું પણુ એ બાબતનો તો એ ઇશારો સરખોએ કરતી નહિ; તેથી હું ન પૂછી શકયો.

જે લત્તામાં ઉંચી વર્ણના લોકો રહેતા હતા તે લત્તામાં તો એ ભિક્ષા માગવા જતીજ નહોતી; તેમના તરફ એને બીલકુલે સદ્‌ભાવ નહોતો. હું એને એ સંબંધમાં પૂછતો ત્યારે એ કહેતી કે "એ લોકો પ્રભુસેવામાં એક પાઇ એ ખરચે એવા નથી છતાં પ્રભુએ એમને સંપત્તિ આપી છે, અને જે પ્રભુસેવા કરે છે તે બિચારા ભૂખે મરે છે." "ત્યારે તમે એવા લોકોની પાસે રહીને એમને ઉપદેશ આપીને સન્માર્ગે ચઢાવવા કેમ પ્રયત્ન કરતાં નથી! એમ

કરવાથી પ્રભુની ઉત્તમ સેવા કરી ગણાશે." મેં આવી જાતના ઉપદેશ વારંવાર સાંભળ્યા હતા એટલે જ્યારે એવો કોઇ પ્રસંગ હોય તે સમયે આવો બોધ આપવાનો મને શોખ થઇ આવે છે. તેથી મેં ઉપર પ્રમાણે જોગણુને કહ્યું. જોગણુને એથી કશીએ અસર ન થઇ. એ આંખ ઉંચી કરી મારા સામું જોઈ રહી અને બોલી "તમારૂં કહેવું તો એવું છે કે પ્રભુ પાપીઓમાં વસે છે, માટે પાપીની સેવા કર્યે પ્રભુની સેવા કરી ગણાય છે, ખરૂં કે ના?"

"હા, મારૂં એજ કહેવું છે."

"તો તે બરાબર છે. પ્રભુ તેમનામાંજ વસે છે; તેમ ન હોય તો તે જીવીજ શાના શકે? પણ તેમાં મારે શું? મારા પ્રભુ કાંઇ ત્યાં નથી વસતા; એટલે તેમનામાં રહેવાથી મને કશોયે લાભ ન થાય. મારા પ્રભુ જ્યાં મને મળે છે ત્યાં હું તેમને શોધું છું." આમ બોલતાં બોલતાં એણે મને પ્રણામ કર્યા. એના કહેવાનો ભાવાર્થ એવો હતો કે "પરમાત્મા સર્વવ્યાપક છે એટલા સિદ્ધાંત માત્રથી કાંઇ અર્થ સરે નહિ. પ્રભુ સચરાચર છે એ સત્ય દૃષ્ટિ મર્યાદામાં ન આવે એવી એક કલ્પના ગણાય; તેથી એ આપણને સત્ય નથી લાગતી એની સત્યતા તો અંતરમાંજ અનુભવાય છે કે જેમાં હું એને જોઇ શકું છું."

અહીં મારે કહેવાની જરૂર નથી કે જોગણુ મારા ઉપર જે ભક્તિભાવ રાખતી હતી તે એક મનુષ્ય ઉપર રાખે તેવી નહોતી. હું તો એની પ્રભુપૂજામાં એના સાધન

માત્રજ હતો; એટલે એની પૂજા મારે ગ્રહણ કરવી કે ન કરવી તેનો નિર્ણય મારે કરવાનો નહોતો; કારણ કે એ પૂજા મારી નહોતી પણ પ્રભુની હતી.

જોગણ વળી બીજી વાર આવી ત્યારે પણ પુસ્તકમાં અને કાગળમાંજ મારૂં ચિત્ત પરોવાએલું હતું.

“ આ બધું તમે શું કરો છો ? મારા પ્રભુ તમારી પાસે આવું ગદ્ધા વહીતરૂં કરાવે છે ? જ્યારે હું આવું છું ત્યારે તમે કાં તો વાંચતા કે લખતા હો છો. નકામા માણસનેજ પ્રભુ કામમાં પરોવેલા રાખે છે. નવરા રહે તો વળી કાંઇ ઉપાધિજ વોહરી લાવે. ઉપાધિમાંથી મુક્ત રહેવા માટેજ એમને કાંઇ કરવું પડે છે. તમે આટલી બધી ઉપાધિવાળા છો અને તમારી આસપાસ આવાં લફરાં રહે છે એ મને અસહ્ય લાગે છે. મારે તમારાં દર્શન કરવા આવવું હોય તો નોકરોની રજા શિવાય તો સીધા અવાયજ નહિ. મારે તમારાં ચરણ સ્પર્શ કરવાં હોય તો તમારાં મોજાં નડે છે; મારે તમારી સાથે સાધારણ વાત કરવી હોય ત્યારે તમારૂં મન તો અક્ષરના જંગલમાં ભમતું હોય છે.” વળી જતાં જતાં એ બે હાથ જોડીને બોલી “ મારા પ્રભુ, આજે સવારે મારા વક્ષઃસ્થળમાં આપના ચરણનો મને સ્પર્શ થએલો લાગ્યો. એ મને ઘણા ઠંડા લાગ્યા. તે વખતે એ પગ ખુલ્લા હતા. પૂજામાં મેં ઘણો સમય એ પગ મારે માથે ધરી રાખ્યા હતા, એથી મને આનંદ વ્યાપી ગયો; તો પછીથી આપની પાસે આવવાનું મારે શું પ્રયોજન હતું ?

છું શું કામ આવી ? મને સાચેસાચું કહી દો, એ માત્ર મોહ નહિ તો બીજું શું ?"

મારા ટેબલ ઉપર પુષ્પતબકમાં વાસી પુષ્પો હતાં તેમાંથી વાસી પુષ્પો કાઢી નાખીને મારા માળીએ બીજાં તાજાં પુષ્પો મૂકયાં. આ જોઇને જોગણે મને પ્રશ્ન કર્યો "હવે આ પુષ્પોની તમારે જરૂર છે ? ન હોય તો મને આપો." એમ કહીને એ પુષ્પો એણે પોતાની હથેળીમાં લીધાં અને એણે કેટલીકવાર તેમના સામું જોયાજ કર્યું. વળી ઉંચું જોઇને એ બોલી "આ પુષ્પો તો વાસી થઇ ગયાં છે એટલે તમે એના સામુંયે જોતા નથી. જો એકવાર તમે એનું નિરીક્ષણ કરો તો તમારૂં વાંચવા લખવાનું કયાંયે ઉડી જાય." પુષ્પો એણે વસ્ત્રને છેડે બાંધ્યાં અને સેવાભાવથી માથે ચઢાવ્યાં. જતાં જતાં એ બોલી "મારા પ્રભુને મારી સાથે લઇ જવા દો." એણે એવું કહ્યું એટલે મને પણ એમ લાગ્યું કે આપણાં ઘરનાં પુષ્પોની આપણે હાથે જેવી જોઇએ તેવી કાળજી નથી લેવાતી. તેમને આપણે તબકમાં મુકી રાખીએ છીએ, તે તોફાન કરતા છોકરાને શિક્ષા કરવા ખાતર જાણે પાટલી ઉપર ઉભા રાખ્યા હોય તેવાં દેખાય છે.

જોગણ પાછી સાંજે આવી અને અગાશીમાં મારા પગ આગળ આવી બેઠી. આજે સવારે પ્રભુનામના ગુણાનુવાદ ગાતાં ગાતાં ઘેર ઘેર ફરીને મેં પેલાં પુષ્પો વહેંચી દીધાં. આપણા ગામનો મુખી તો મારી આવી ભક્તિને માટે

હસતો હતો. એ મને કહે કે એની ભક્તિ કરવામાં તું કેમ નકામો વખત ગાળે છે? એની તો દેશ દેશાન્તરમાં બદબોઇ થઈ રહી છે. પ્રભુ, શું આ વાત સાચી છે લોકો તમારી પાછળ પડયા છે?" એકાદ પળ તો હું ખંચકાયો અને છાપાંઓ આટલી હદ સુધી પહોંચી જાય છે એથી મને આઘાત પણ થયો. જોગણે તો આગળ ચલાવ્યું "મુખીએ તો એકજ સપાટે મારી ભક્તિની જ્યોત બુઝાવી નાખવાનું ધાર્યું હતું; પણ એ જ્યોત કાંઇ નાની સુની નથી. એ તો મોટી જવાળા છે. પ્રભુ, લોકો તમને કેમ ગાળો દે છે?" મેં જવાબ દીધો "કારણ કે હું તેને લાયક છું. મારા મનમાં એવી લાલસા હતી કે ગુપ્ત રીતે મનુષ્યનાં હૃદય હરી લેવાં." "હવે તમને જણાયું હશે કે મનુષ્યનાં હૃદય કેવાં છે. એ તો હલાહલથી ભરેલાં છે. હવે તમારી લાલસા છુટશે."

જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં લાલસા હોય છે ત્યાં સુધી એ મારજ ખાય છે. લોભ દુશ્મનની ગરજ સારે છે અને મનુષ્યમાં વિષ રેડે છે. આપણો દયાઘન પ્રભુજ મનુષ્યને શિક્ષા કરીને પોતાને હાથેજ એ વિષને દૂર કરે છે. જે મનુષ્ય અંત સુધી પ્રભુનો માર ખાય છે તે અંતે તરી જાય છે.

( ૨ )

એ સાંજેજ જોગણે મને એનો જીવનવૃત્તાંત કહી સંભળાવ્યો. "મારા પતિ બિચારા બહુ સરળ છે. કેટલાક તો એમને ભોળા ધારે છે; પણ હું તો જાણું છું કે જે સરળ

હોય છે તેજ સત્ય સમજે છે. ધંધામાં અને ઘરમાં તો એ એમનું નભાવ્યે જતા હતા. એમની તૃષ્ણા અને જરૂરીઆતો ઘણી ઓછી હતી એટલે અમારી પાસે જે હતું તેનાથી એ સારી રીતે ચલાવ્યે જતા હતા. બીજી બાબતોમાં એ માથું મારતા નહોતા તેમ તે સમજવાનો પ્રયત્ન પણ કરતા નહિ. એમનાં માતપિતા અમારાં લગ્ન પછી અલ્પ કાળમાંજ ગુજરી ગયાં હતાં એટલે ઘરમાં અમે એકલાંજ હતાં. પરંતુ મારાં પતિને ટેકારની જરૂર હતી. મને કહેતાં શરમ આવે છે કે મારા પતિને મારે માટે માન હતું. મને એમના ઉપરી તરીકે એ માનતા; પણ મને ખાતરી છે કે મારા કરતાં એ સારૂં સમજતા. હું તો વાતોના તડાકા મારવામાં શૂરી હતી. સર્વ કરતાં એમને એમના ગુરૂ ઠાકુર માટે ઘણો પૂજ્યભાવ હતો. તેમના પ્રત્યે એમનો સ્નેહ એવો ઉત્તમ હતો કે તેવો સ્નેહ ભાગ્યેજ કોઈનામાં હોય. મારા પતિ કરતાં ગુરૂ ઠાકુર નાના હતા. અહા એ કેવા સ્વરૂપવાન હતા. નાનપણમાં એ અને મારા પતિ ભેગા રમતા, અને ત્યારથીજ મારા પતિએ એમના આ બાલ મિત્રને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું મારા પતિ ભોળા હતા તે ઠાકુર જાણતા હતા. તેથી એ એમને ઘણું ચીડવતા. ગુરૂ અને એમના મિત્રો મારા પતિની મશ્કરીઓ કરતા અને ખુશી થતા. એ બિચારા મૂંગે મોઢે આ બધું સહન કરતા હતા.

મારાં લગ્ન થયાં ત્યારે ગુરૂ ઠાકુર બનારસમાં ભણતા

હતા. એમનો ખર્ચ મારા પતિજ પુરો કરતા. જ્યારે એ અમારા ગામમાં આવ્યા ત્યારે મારી વય અરાઢ વર્ષની હતી. પંદરમે વર્ષે મને એક પુત્ર થયો પણ એટલી ઉમ્મરમાં બાલકો કેમ ઉછેરવાં તે મને નહોતું આવડતું. હું એટલી બધી વાતોડી હતી કે કલાકના કલાક મારી સહીઅરો સાથે વાતોના તહાકાજ માર્યા કરતી હતી. પુત્રને લીધે મારે ઘરમાં ગોંધાઇ રહેવું પડતું તેથી એના ઉપર હું બહુ ખીજવાઇ જતી. અરેરે પુત્રરૂપે પ્રભુ મારે ત્યાં અવતર્યા પણ તેમને રમવાનાં રમકડાં મારી પાસે નહોતાં. એ તો માતાના અંતરમાં પ્રવેશ્યા પણ માતાનું અંતર પાછું પડયું. ક્રોધમાં મારો ત્યાગ કરીને એ જ્યારથી ચાલ્યા ગયા ત્યારથી એમની શોધમાં મેં આકાશ અને પાતાળ એક કરી નાખ્યાં છે. પુત્ર એના પિતાનો આનંદ હતો. હું પુત્ર માટે કેવળ બેદરકાર હતી તેથી એમને દુઃખ થતું, પરંતુ એમનાથી એ દુઃખ કોઇને કહેવાતું નહિ. અજાયબ જેવી વાત તો એ હતી કે પુત્ર પ્રત્યે જેમ હું બેપરવા રહેતી તેમ પુત્ર મને ને મનેજ વળગતો આવતો હતો. એને ભય હતો કે એક દિવસ એને તજીને હું ચાલી જઇશ; તેથી હું પાસે હોઉં છતાંએ આતુર નેત્રે એ મારી ચોકીજ કર્યા કરતો હતો. હું એની પાસે ઝાઝીવાર રહેતી નહિ, તેમ તેમ મારી પાસે રહેવાની એને વિશેષ મરજી થતી હતી. હું રોજ નદીએ જતી ત્યારે હાથ લાંબા કરીને મારી સાથે આવવાને એ ધમપછાડ કરી મુકતો પણ હું તો ત્યાં

સહીઅરોને મળવા જતી હતી એટલે પુત્રનો ભાર વિંધા-
ળવો મને ગમતો નહોતો.

એક દિવસ સવારમાં આકાશમાં પુષ્કળ વાદળાં ચઢી આવ્યાં હતાં તે વખતે મારા પુત્રને નોકરને સોંપીને હું નદીએ ચાલી ગઈ. મારી સાથે આવવાને એ ઘણું રડયો. ઘાટ ઉપર હું પહોંચી તે વખતે ત્યાં કોઇએ નહોતું. અમારા ગામની બધી સ્ત્રીઓ કરતાં મને સૌથી વધારે સારૂં તરતાં આવડતું હતું. વરસાદના પાણીને લીધે નદી ભરચક થઇ રહી હતી. હું તરવા પડી, અડધી નદી તરી ગઇ હઇશ એટલામાં કિનારા ઉપરથી "માતા" એવી બુમ આવતી મેં સાંભળી. પાછી વળીને જોઉં છું તો મારો પુત્ર મને બોલાવતો બોલાવતો પગથીઆં ઉતરતો હતો. મેં બુમ પાડીને કહ્યું કે તું ત્યાંજ ઉભો રહે, પણ એ તો હસતો હસતો અને મને બુમો પાડતો પગથીઆં ઉતરવા લાગ્યો. ભયથી મારા હાથ પગ ખેંચાવા લાગ્યા. ભયાનક બનાવ ન જોવાય તેટલા માટે મેં મારી આંખો મીચી દીધી. જ્યારે પાછી ઉઘાડી ત્યારે લપસણા પગથીઆ ઉપરથી મારા પુત્રના મુખ ઉપર વિલસી રહેલું હાસ્ય અદૃશ્ય થયું હતું. હું કિનારે આવી પહોંચી; છોકરાને પાણીમાંથી ખેંચી કાઢ્યો. મેં એને મારા હાથમાં લીધો. મારા બાલુડાએ મારી સાથે આવવા બહુએ બુમો પાડી હતી પણ મેં મૂર્ખીએ કાંઇ ધ્યાન ન આપ્યું. એને હાથમાં લઇને એના સામું જોઇ રહી પણ એ તો મારા સામું જોતોજ નહોતો; તો

પછી મને માતા કહીને બોલાવે તો શાનો ?

પુત્રરૂપે પ્રભુ આવ્યા હતા પણ મેં તેમની પરવા ન કરી; મેં એમને રડાવ્યાજ કર્યા. હવે તેજ મારી બેદરકારી મારી છાતીમાં મને ઘા ઉપર ઘા લગાવ્યા કરે છે. જ્યારે પુત્ર જીવતો હતો ત્યારે હું એને એકલો જ પડ્યો રહેવા દેતી; હું મારી સાથે નહોતી લઈ જતી. હવે એ મૃત્યુ પામ્યો ત્યારે એ મને રોજ સાંભર્યા કરે છે, ઘડીવાર વિસરાતો નથી.

મારા પતિને કેટલું કલ્પાંત થયું તે તો પ્રભુજ જાણે છે. મારા પાપને માટે એમણે મને શિક્ષા કરી હોત તો ઘણું સારૂં થાત; પરંતુ એમણે તો શાંતિથી સઘળું સહન કરી જાણ્યું, એમણે કહી ન જાણ્યું; હું તો શોકથી લગભગ ગાંડા જેવી થઇ ગઇ હતી; તેવામાં ગુરુ ઠાકુર પાછા આવ્યા. પહેલાં તો મારા પતિને એમની સાથે બાલમિત્રતાને લીધે સ્નેહજ હતો; પણ હમણાં હમણાં તો ગુરુની પવિત્રતા અને વિદ્વત્તાને લીધે તેમના પ્રતિ એમની ભક્તિ અપૂર્વ થઇ ગઈ હતી. ગુરુનો એમના ઉપર એટલો બધો પ્રભાવ પડી ગયો હતો કે એમની સમક્ષ એમનાથી બોલાતુંએ નહિ. શોકમાં મને આશ્વાસન આપવા મારા પતિએ ગુરુને કહ્યું. ગુરુ કથા પુરાણ વાંચતા પણ એથી મારા મન ઉપર ઝાઝી અસર ન થઈ. કથા પુરાણની કિંમત મને તો પ્રેમના સ્વરમાં લાગી. પ્રભુ મનુષ્યને ગળે દેવી જીવનનો ઘુંટડો મનુષ્યના સ્વર દ્વારા ઉતારે છે.

એના શિવાય બીજું સારૂં સાધન એની પાસે નથી; અને એ પોતે પણ એ દ્વારાજ દૈવી ઘુંટડો પોતાને ગળે ઉતારે છે. મંદિર જેમ સુગંધીદાર ધૂપથી મઘમઘ થઇ રહે તેમ અમારૂં આખું ઘર મારા પતિની ગુરુભક્તિથી થઇ રહ્યું હતું. ગુરુ પ્રત્યે મેં પણ તેવીજ ભક્તિ દાખવી અને મને શાંતિ મળી. ગુરુમાં મેં મારા પ્રભુનાં દર્શન કર્યાં. દરરોજ એ અમારે ઘેર આવતા. પથારીમાંથી ઉઠતાં મને એમના ભોજન વિષેનોજ પહેલો વિચાર આવતો; એમના ભોજન માટે હું સામગ્રી તૈયાર કરતી તે વખતે મારી આંગળીઓ હર્ષથી નાચી રહેતી હતી.

ગુરુ પ્રત્યે મારી આવી ભક્તિ જોઇને મારા પતિ મારા ઉપર વધારે પ્રસન્ન થયા. ગુરુ કેવી આતુરતાથી મને કથા પુરાણ સમજાવતા તે પણ એમણે જોયું; તેથી એમને એમ થયું કે હુંજ મૂર્ખો રહ્યો. હું ગુરુકૃપા નથી મેળવી શકતો પણ કાંઇ હરકત નહિ, મારી પત્નીએ તેનો ખંગ વાળ્યો છે.

અામને આમ સુખમાં બીજાં પાંચ વર્ષ ચાલ્યાં ગયાં. મારૂં આખું જીવન એ પ્રમાણે સુખમાં જાત; પરંતુ ગુપ્ત રીતે અંદરખાને કાંઇ ચાલી રહ્યું હતું. હું તો ન પારખી શકી પણ મારા અંતરના પ્રભુ તો તે પારખી શક્યા. પછી એક દિવસ એવો આવ્યો કે તે દિવસે એક પળવારમાં અમારૂં આખું જીવન ઉંધું ચતું થઇ ગયું.

ભર ઉનાળામાં એક દિવસ સવારમાં હું નદીએથી સ્નાન કરીને ભીને વસ્ત્રે એક ગલીમાં થઇને ઘર તરફ આવતી હતી; વળવાળો રસ્તો હતો ત્યાં આગળ આમ્રવૃક્ષની નીચે મને મારા ગુરુ ઠાકુર મળ્યા. એમના ખભા ઉપર વસ્ત્ર હતું. સંસ્કૃત શ્લોક બોલતા બોલતા એ નદીએ સ્નાન માટે જતા હતા. મારાં ભીનાં વસ્ત્ર મારે અંગે મને સજ્જડ ચોંટી ગયાં હતાં; એટલે એમને જોઇને હું શરમાઈ ગઇ અને મને ન દેખે એમ સોડીયું વાળીને હું ચાલી જતી હતી. એટલામાં એમણે મને નામ દઇને બોલાવી. હું સંકોચ પામતી નીચી નજરે ઉભી રહી. એ મારા સામું જોઇ રહ્યા અને બોલ્યા " તારૂં અંગ કેવું સુંદર છે ! "

પાસેના વૃક્ષની ડાળીઓ ઉપર સમસ્ત પક્ષીવૃંદ એકદમ કિલકિલાટ કરવા મચી પડયો હોય એમ લાગ્યું. શાખાઓ પુષ્પથી લચી રહેલી લાગી. પૃથ્વી આકાશ અને પ્રત્યેક વસ્તુ આનંદની મસ્તીમાં ઉછળી રહી હોય એમ જણાતું હતું. હું ઘેર કેવી રીતે પહોંચી તે કહી શકતી નથી. મને એટલુંજ સાંભરે છે કે હું ઘેર જઇને દેવમંદિરમાં પેસી ગઈ. મંદિર મને ખાલી લાગ્યું. નદીએથી આવતાં પેલી ગલીમાં જે સોનેરી તારા ટપકીઓ મારી આગળ ચમકી રહી હતી, તેજ અત્યારે મારાં નયન સમક્ષ રમી રહી હતી. ગુરુ ઠાકુર મારે ત્યાં ભોજન માટે આવ્યા; મારા પતિને પૂછ્યું કે હું ક્યાં ગઇ છું. એમણે મને બહુએ ખોળી પણ હું ન જડી.

હવે મને એજ પૃથ્વી અને એજ સૂર્ય જુદાં ભાસવા લાગ્યાં. મેં પ્રભુને સંભાર્યાં પણ એમણે મુખ મચકોડયું. દિવસ કયાં ઉગ્યો અને કયાં આથમ્યો તે મને ન જણાયું. રાત પડી, અંધારું થઇ ગયું. મારા પતિ રાતેજ ખરા ખીલતા હતા. એ અંધારામાં જે કાંઇ બોલતા તે ઉપરથી મને આશ્ચર્ય થતું કે એમને કેવું ઉંડું જ્ઞાન છે.

કેટલીકવાર મોડી રાત સુધી કામ પહોંચતું એટલે હું મોડી સુવા જતી. મારા પતિ મારી રાહ જોતા જમીન ઉપરજ બેસી રહેતા. રાતે પ્રથમ અમે અમારા ગુરુ વિષે વાતચિત કરતાં અને પછી બીજી વાત ઉપર જતાં.

તે રાતે હું છેક મધ્ય રાત્રે સુવા સુઇ. એ તો જમીન ઉપર ઉંઘી ગયા હતા. એમને જગાડયા શિવાય એમના પગ ઉંચા નીચાકરતાં મારી છાતીમાં એમની લાત વાગી. એમના તરફનું મને એ છેલ્લુંજ દાન હતું. બીજે દિવસે એમના ઉઠયા પહેલાં હું ઉઠી. તે વખતે મળસ્કું થયું હતું, પણ હું એટલી બધી વહેલી ઉઠી હતી કે તે વખતે કાગડા પણ નહોતા બોલતા. હું પતિને પગે પડી અને એમને ચરણે મેં મારૂં માથું અડકાડયું. એ ઉઠીને બેઠા થયા અને જાણે સ્વપ્નમાંથી જાગ્યા હોય તેમ આશ્ચર્યચકિત થઇને મારા સામું જોવા લાગ્યા.

મેં કહ્યું " મેં તો હવે સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી દીધો છે. હવે હું તમારી નહિ રહી શકું, મારા ઘરનો હું ત્યાગ કરૂં છું. " હજુ તો એ પોતાને

સ્વપ્નમાંજ મારતા હતા તેથી એ કાંઇ બોલ્યા નહિ. મેં અસહ્ય દુઃખથી કહ્યું " જરા મારૂં કહ્યું સાંભળો. જુઓ તમે ફરીથી લગ્ન કરજો, હું તો હવે રજા લઇશ"

આ શી ગાંડી ગાંડી વાતો કરે છે. સંસારનો ત્યાગ કરવાનો તને કોણે બોધ આપ્યો ? "

" ગુરુ ઠાકુરે "

" ગુરુ ઠાકુર ! એમણે આવો બોધ ક્યારે આપ્યો?"

" કાલે સવારે નદીએથી આવતાં હું એમને મળી ત્યારે." એમનો અવાજ થરડાયો. મારા સામું ફરીને મને પૂછવા લાગ્યા " એમણે તને એવી કેમ આજ્ઞા આપી ? "

" તે તો હું શું જાણું ? તેમને પૂછો; એ પોતે તમને કહેવું હશે તો કહેશે. "

" સંસારમાં રહીને પણ સંસારનો ત્યાગ થઇ શકે છે; તારે મારા ઘરમાંથી જતા રહેવાની કાંઈ જરૂર નથી. હું ગુરુને એ વિષે વાત કરીશ. "

"ભલે, તમારા ગુરુને તમારૂં કહેવું માનવું હોય તો માને, પરંતુ મારૂં હૃદય હવે એ વાત નહિ માને. હું તો તમારા ગૃહનો ત્યાગજ કરીશ. આજથી આ સંસાર મારે મન મિથ્યા છે. "

આ સાંભળીને એ તો સ્તબ્ધજ બની ગયા. અમે બન્ને અંધારામાં જમીન ઉપરજ બેસી રહ્યાં. અજવાળું થયું ત્યારે એ બોલ્યા "ચાલો આપણે બન્ને ગુરુ પાસે જઇએ." હાથ જોડીને મેં કહ્યું " હું તો હવે કદી એમને મળવા નહિ

આવું." એ મારા સામું જોઇ રહ્યા. હું સમજી ગઇ કે એ મારો મનોભાવ કળી ગયા છે. સંસારમાં બેજ વ્યક્તિઓનો મારા ઉપર અંતિમ પ્રેમ હતો. એક મારા પુત્રનો અને બીજો મારા પતિનો. એ પ્રેમજ મારો પ્રભુ હતો તેથી ત્યાં અસત્ય નહોતું ચાલતું. આ બેમાંથી એકે મારો ત્યાગ કર્યો અને મેં બીજાનો ત્યાગ કર્યો. હવે તો મારે સત્ય—નીતરા સત્યનીજ જરૂર છે." એટલું કહીને જોગણે મારાં ચરણુની રજનો સ્પર્શ કર્યો, ઉભી થઇ, મને પગે પડી અને ચાલી ગઇ.

# વિજયમુકુટ

એ રાજકુમારી અજિતા હતી, પરંતુ રાજા નારાયણ-ના રાજકવિએ એને કોઇ દિવસ જોઇ નહોતી. જ્યારે એ પોતાની નવી કૃતિ રાજાને ગાઇ સંભળાવતો ત્યારે એ એટલા ઉંચા સ્વરે ગાતો, કે રાજ્યકચેરીના ઉપલા ભાગમાં પડદો ભરી લીધેલા છજાની અંદર બેઠેલ અદૃષ્ટ શ્રોતાઓ પણ એ સ્વરને સાંભળી શકતા હતા. એનો સૂર એટલો બધો ગગનભેદી હતો કે એ ઠેઠ ગ્રહમંડળમાં પહોંચી જતો, અને એના ભાગ્યના શાસનકર્તા ગ્રહને ત્યાંથી ખેંચી લાવીને તેને પૂર્ણ કળાએ પહોંચાડી દેતો.

પડદા પાછળ કવિ કોઇની છાયા આમતેમ જતાં જોતો. દૂરથી એને કાને રણુકો કરતો અવાજ આવતો હતો. એ રણકાર નૂપુરની સુવર્ણઘુઘરીયોનો હતો અને એજ રણ-કારથી કવિ નૂપુરના મધુર સ્વપ્નમાં પડી જતો. પ્રભુની દયા-દૃષ્ટિથી જેમ પતિત પણ પાવન થઇ જાય, તેમ એ નૂપુરને

ધારણ કરનાર ગુલાબી રંગનાં ચરણો જે ભૂમિ ઉપર પડતાં હશે, તે ભૂમિની રજનાં પણ અહોભાગ્ય એમ કવિને લાગતું. એજ પાવન પગલાં કવિએ પોતાના હૃદયમંદિરમાં પધરાવ્યાં, અને એ સુવર્ણઘુઘરીઓના રણકારમાં રાગ મીલાવીને કવિ એજ મંદિરમાં કાવ્ય રચતો હતો. પડદાની પાછળ કોની છાયા હાલ્યા કરતી હશે અને કોના નૂપુરની ઘુઘરીઓનો ચમકો પોતાના હૃદયના રણકા સાથે વાગી રહેતો હશે, તે બાબતની કવિના મનમાં શંકા ઉઠીજ નહિ. રાજકુમારીની દાસી મંજરી કવિના ઘર આગળ થઇને નદીએ જતી ત્યારે કવિની સાથે છાનાં માનાં વાત કરવાનું એ કદીએ ચુકતી નહિ. કોઇ કોઈ વાર સંધ્યાકાળે જ્યારે માર્ગમાં કોઇ જતું આવતું ન હોય ત્યારે તો એ બેધડક કવિના ઘરમાં પેસી જતી અને શેતરંજીને છેડે બેસી જતી; પરંતુ એના મુખ ઉપર જે ઘુમટો રહેતો, તેનો દીલપસંદ રંગ રાખવાને માટે જે કાળજી રખાતી અને એના અંબોડામાં જે જાતનાં પુષ્પોનો ગુચ્છ શોભી રહેતો, તે ઉપરથી એ વિષયમાં કોઇની સહાય લેવાતી હોવી જોઇએ; તે શિવાય આવી પસંદગી દાસી ન કરી શકે, તેવી શંકાને સ્થાન મળતું હતું. લોકોએ જોઇને હસતા અને ઘુસપુસ વાતો પણ કરતા હતા; પરંતુ એમાં એમને દોષ દેવા જેવું નહોતું. રાજકવિ શેખર આ વાત ગુપ્ત રાખવા જરાએ પ્રયત્ન કરતો નહોતો. આવા મિલનપ્રસંગો એને મન વિશુદ્ધ આનંદરૂપ હતા. મંજરીનો અર્થ પુષ્પનો પરાગ એવો થતો હતો. સાધારણ મનુષ્યને પણ આ નામ મધુર લાગતું હતું; પરંતુ શેખરે તો એ

મધુર નામને પણ વધારે મધુર બનાવ્યું. એણે દાસીનું નામ વસંતપુષ્પપરાગ પાડયું. આ નામથી અન્ય મનુષ્યો તો ડોકું ધુણાવીને "ઓત્તારીની" એમ કહેવા લાગ્યા. પોતાનાં વસંત કાવ્યોમાં કવિએ વસંતપુષ્પપરાગનાં યશોગાન ઘણીજ સ્પષ્ટ રીતે અને સ્થળે સ્થળે ગાયાં હતાં. રાજા જ્યારે આ કાવ્ય સાંભળતો ત્યારે આંખનો અણસારો કરીને હસી પડતો અને કવિ પણ હસતો. રાજા એને પ્રશ્ન પૂછતો "વસંતના દરબારમાં ભ્રમરનું કાર્ય માત્ર શું ગુંજારવ કરવાનું જ છે!" કવિ ઉત્તર આપતો "ના. વસંતપુષ્પપરાગના મિષ્ટ મધનું આસ્વાદન લેવાનું કાર્ય પણ ખરૂં." આ સાંભળી આખી રાજસભા હસી પડતી; અને એમ પણ સાંભળ્યું હતું કે મંજરી, પોતાને કવિએ આપેલું નામ સ્વીકારીને અંતરમાં હર્ષ પામતી હતી તેથી રાજકુમારી અજિતા પણ હસી પડતી.

જીવન સત્ય અને અસત્યની ગુંથણી છે. કર્તા સૃષ્ટિને રચે છે પરંતુ મનુષ્ય પોતાની રુચિ અનુસાર તેના ઉપર ઢોળ ચઢાવે છે. કવિના કાવ્યમાં તો નીતરૂં સત્ય જ હતું. કાવ્યનો વિષય કૃષ્ણ અને રાધાનો હતો, અનાદિ પુરૂષ અને પ્રકૃતિનો હતો, આદિ ઉપાધિ અને અનંત આનંદનો હતો. રંકથી તે રાય પર્યંત દરેક મનુષ્યે પોતાના અંતરમાં આ કાવ્યનું સત્ય તપાસી જોયું હતું. એ કાવ્યો બધાને મુખપાઠ જેવાં થઇ ગયાં હતાં. ચંદ્રના પ્રકાશમાં, કે ગ્રીષ્મમાં ઠંડા પવનની લહેરો આવતી હોય તે વેળા બારી-

ઓમાં, અગાશીઓમાં કે હોડીઓમાં અથવા વૃક્ષોની ઘટા-
ઓમાં, આ કાવ્યો હજારો મુખેથી ગવાતાં હતાં.

કવિ ગાતો, રાજા સાંભળતો અને શ્રોતાઓ હર્ષના નાદ કરી મેલતા. મંજરી નદીએ જતી આવતી કવિના ઘરમાં ડોકીયું કરતી. છજાની અંદર પગરવ સંભળાયા કરતો અને સોનેરી ઘુઘરીઓનો અવાજ દૂરથી આવ્યા કરતો હતો. આ પ્રમાણે કવિના દિવસો સુખમાં નિર્ગમન થતા હતા.

એવામાં દિગ્વિજય કરવા નીકળી પડેલો કોઇ અન્ય કવિ રાજા નારાયણના અમરપુરમાં આવી પહોંચ્યો. એણે ઘણી રાજસભાઓમાં જઇને પોતાની ઉત્તમ કાવ્યકૃતિ અને શક્તિથી ત્યાંના કવિઓનો પરાભવ કર્યો હતો. એ કવિ રાજાના સિંહાસન આગળ આવીને ઉભો રહ્યો અને એક શ્લોક બોલીને પોતાની કીર્તિનાં વખાણ કર્યાં. રાજાએ એનો આદારસત્કાર કર્યો અને કહ્યું "કવિ, પધારો; તમને અમારૂં સ્વાગત છે." આ નવા કવિનું નામ પુંડરીક હતું. એણે કહ્યું "મહારાજા, હું કાવ્યમાં દિગ્વિજય કરવા નીકળ્યો છું. ફરતો ફરતો આપના રાજ્યમાં આવી પહોંચ્યો છું. હું કાવ્યક્ષેત્રમાં યુદ્ધ માગું છું." રાજકવિ શેખર કાવ્ય-ક્ષેત્રમાં કેવું યુદ્ધ થતું હશે તે જાણતો નહોતો. એને રાત્રે નિદ્રા ન આવી. પ્રસિદ્ધ પુંડરીકનું પ્રચંડ શરીર, કિરપાણના જેવું અણીવાળું વળેલું નાક અને દર્પથી એકજ બાજુએ ઢળેલું એનું મસ્તક, શેખરની દૃષ્ટિમાં તરવરવા લાગ્યાં. ગભ-રાનો ગભરાતો શેખર સવારે સભામંડપમાં આવ્યો. મંડપ [illegible] મોટી મેદિની ભરાઇ હતી.

શેખરે પોતાના પ્રતિસ્પર્ધીને મુખ મલકાવીને નમન કર્યું. પુંડરીકે સહેજ પોતાનું માથું હલાવ્યું અને અર્થ-સૂચક હસીને પોતાની વાહવાહ કહેનારા અનુયાયીઓ સામે ફર્યો.

શેખરે ઉંચું જોયું, છજા તરફ દૃષ્ટિ કરી અને પોતાની હૃદયદેવીને પ્રણામ કરીને બોલ્યો "દેવિ, આજના વાદ-યુદ્ધમાં જો હું વિજયવંત થઇશ, તો તારા અજેય નામની કીર્તિનો ડંકો વાગી રહેશે."

તુર વાગ્યું. મહારાજાનો જય પોકારતા લોકો ઉઠીને ઉભા થયા. રાજા સફેદ વસ્ત્રો ધારણ કરીને રાજવંશી દમ-દબામાં સભામંડપમાં આવી પહોંચ્યા અને સિંહાસન ઉપર બીરાજ્યા.

પુંડરીક ઉભો થયો. આખા મંડપમાં શાંતિ પ્રસરી રહી. માથું ઉંચું રાખીને અને છાતી ફુલાવીને બુલંદ અવાજથી મહારાજા નારાયણનાં યશોગાન એણે ગાવા માંડયાં. સમુદ્રનાં મોજાંની માફક એના શબ્દો સભાગૃહની દીવાલો ઉપર અથડાવા લાગ્યા અને પોતાની પાંસળીઓમાં જાણે એ અવાજ પેસી જતો હોય એમ શ્રોતાઓને લાગ્યું. અગાધ બુદ્ધિથી એણે નારાયણ નામના અનેકાનેક અર્થ કરી બતાવ્યા. જે શીઘ્રતાથી અને વિદ્વત્તાથી એણે વિવિધ છંદોબદ્ધ કાવ્યોમાં નારાયણ શબ્દના પ્રત્યેક અર્થને ગુંથી બતાવ્યા, તેથી શ્રોતાઓ તો સડકજ થઇ ગયા. એના બેઠા પછી પણ કેટલીકવાર સુધી રાજસભાના થાંભલાઓમાં

અને શ્રોતાઓના કાનમાં એના બુલંદ અવાજના ભણકારા વાગી રહ્યા હતા. દેશાવરથી આવેલા પંડિતો પોતાના હાથ ઉંચા કરી કરીને બોલ્યા “ શાબાશ છે, શાબાશ છે.”

રાજાએ શેખરના સામું જોયું એટલે પણવાર દુઃખ-ભરી આંખે રાજા સામું જોઇને ઘાયલ થએલા હરણની માફક એ ઉભો થયો. એનું મુખ ફીકકું પડી ગયું હતું, સ્ત્રીના જેવો એ લાજાળ થઈ ગયો હતો. સુર મેળવતાં તાર વધારે તંગ થઈ જવાથી વાગતાં વાગતાં વીણા તુટુ તુટુ થઇ રહે છે તેમ પાતળા કાઠાવાળી અને વીણાસમી નાજુક શેખરની દેહ જાણે હમણાં તુટી જશે એમ લાગતું હતું. આરંભમાં એણે પોતાનું માથું નીચું રાખ્યું અને સ્વર ધીમો કર્યો. પ્રારંભના કેટલાક શ્લોકો તો બીલકુલે સંભળાયા નહિ. પછીથી ધીમે ધીમે એનું માથું ઉંચું થવા લાગ્યું અને એનો મંજુલ સ્વર અગ્નિની થરથરતી જ્યોતની માફક આકાશ તરફ વધવા લાગ્યો. ભૂતકાળની વિસ્મૃતિમાં ભુલાઇ ગયેલ રાજાની પાછલી પેઢીઓથી માંડીને વર્તમાન પેઢી સુધીના એ વંશમાં જેટલા રાજાઓ થઇ ગયા, તેમનું શૌર્ય અને અનુપમ ઔદાર્યનું કવિએ એવું સર્વોત્કૃષ્ટ દિગ્દર્શન કરાવી દીધું કે એ રાજવંશમાટે પ્રજાના હૃદયમાં ઉછળી રહેલી અદ્વિતીય પ્રેમોર્મિની પરિમલ કાવ્યરૂપે ચારે તરફ પ્રસરી રહી અને રાજ્યસિંહાસનની આસપાસ પુષ્પમાળા પ્રમાણે વીંટાઇ ગઇ. કાવ્યની પૂર્ણાહુતિ કરતાં પોતાના મહારાજાને ઉદ્દેશીને શેખરે કહ્યું “રાજાજી, શબ્દના આડંબર-

માં કદાચ હું પછાત પડયો હઈશ, પરંતુ આપના પ્રત્યેના મારા પ્રેમમાં હું જરાએ પછાત પડયો નથી." શ્રોતાઓની આંખો આંસુથી ભરાઈ ગઇ અને પથ્થરની દીવાલો પણ વિજયની ઘોષણા કરી રહી હોય તેમ ગાજી રહી.

જબરજસ્ત રીતે ડોકું ધુણાવીને અને "હું" એમ તુચ્છકાર કરતાં લોકોની હર્ષની લાગણીને પુંડરીકે ગુમાન-માંજ હસી કાઢી; અને ઉભા થઈને સભા સમક્ષ આ પ્રશ્ન રજુ કર્યો " શબ્દો કરતાં સર્વોપરિ બીજું શું છે ?" આ સાંભળીને આખી સભા પાછી શાંત થઈ ગઇ.

એણે ફરીથી પોતાની છટાદાર વાણીમાં પોતાની વિદ્વત્તાનું દર્શન કરાવ્યું. એણે સાબીત કરી બતાવ્યું કે શબ્દ તો આદિથીજ છે અને પરમાત્મા છે. એણે પોતાના સમર્થનમાં શાસ્ત્રનાં અવતરણો ટાંકી ટાંકીને બતાવ્યાં અને પૃથ્વી અને આકાશમાંની સર્વ વસ્તુઓ કરતાં શબ્દનું સ્થાન ઘણું ઉચ્ચ છે એમ સિદ્ધ કરી બતાવ્યું; અને ફરી પ્રચંડ સ્વરે એણે પાછો એજ પ્રશ્ન પૂછ્યો " કહો હવે શબ્દ કરતાં સર્વોપરિ બીજું શું છે ?" અભિમાનપૂર્વક એણે ચારે તરફ જોયું. એના પ્રશ્નનો ઉત્તર આપવાની કોઈની હિમ્મત ચાલી નહિ. એટલે પોતે કરેલા શિકારનું પુરે-પુરૂં ભોજન કરીને ધરાયલા સિંહ સમો એ ધીમે રહીને બેસી ગયો. પંડિતો ધન્ય છે, ધન્ય છેની ગર્જનાઓ કરી રહ્યા. રાજા આશ્ચર્યચકિત થઈ ગયો. શેખર તો પુંડરીકની અમોઘ વિદ્વત્તા આગળ કશા લેખામાં ન ગણાયો. આજના દિવસની સભાનું કાર્ય સમાપ્ત થયું.

બીજે દિવસે શેખરે શરૂઆત કરી. કાનુડાની વાંસળીએ વૃંદાવનને પહેલી વાર ગજાવી મુકયું હતું તે વિષેનું કાવ્ય હતું. "વેણુ કોણ વગાડે છે અને એનો નાદ કયાંથી આવે છે તેની ગોપીઓને ખબર ન પડી. કેટલીકવાર એમ લાગતું કે દક્ષિણ દિશાનો પવન ખેંચી લાવતો હશે કે ટેકરીઓની ટોચ ઉપર ઝુલતાં વાદળાંમાંથી આવતો હશે. ઉદયાચળમાંથી એ નાદ મિલનનો સંદેશ લાવતો અને અસ્તાચળમાં વિષાદવત્ થઇને પાછો પડતો. વેણુ સંગીતના સ્વમથી રાત્રિને ભરી દેતી, તારાઓ પૂરકનું કામ કરતા હતા. વેણુનો નાદ એકીવખતે સર્વ દિશામાં ગાજી રહ્યો. ખેતરોમાં, ઘટાઓમાં, રસ્તા ઉપર, ગલીઓમાં, લીલા ઘાસ ઉપર, એમ સર્વત્ર એની અસર પ્રસરી રહી. કોઈ ગોપી એનો અર્થ સમજી શકી નહિ, તેમ પોતાના અંતરની ઇચ્છા કેવા શબ્દોમાં વ્યક્ત કરવી તે પણ એમને સુજયું નહિ. વેણુ-વિહારીવના એમનાં નેત્રો અશ્રુથી છલાછલ ભરાઇ ગયાં, એમનું જીવન વેણુવિહારીના અભાવે મૃત્યુની વાંછના કરવા લાગ્યું."

શેખર શ્રોતાઓને ભુલી ગયો, પોતે પ્રતિસ્પર્ધી સાથે સ્પર્ધામાં ઉતરી રહ્યો છે તે પણ ભુલી ગયો. એ પોતાના વિચારોની મધ્યમાં એકલો ઉભો હતો અને. વેણુગીત ગાઇ રહ્યો હતો. છાયામાંથી આકાર બની ગયેલ મૂર્તિ એના મનમાં રમી રહી હતી અને દૂર પડતા પગરવના રણુકારનો પ્રતિધ્વનિ ગાજી રહ્યો હતો.

હવે એ પોતાના સ્થાન ઉપર બેઠો."શ્રોતાઓ અવ-

ર્ણનીય અને અનહદ આનંદમાં એવા નિમગ્ન થઇ ગયા હતા કે શેખરને હર્ષના ધ્વનિથી વધાવી લેવાનું પણ વિસ્મૃત થઈ ગયા. વળી પાછો પુંડરીક ઉભો થયો અને એ પ્રિયતમ અને પ્રિયતમા કોણ હતાં તેનું વર્ણન કરવાનું શેખરને આહ્વાન કર્યું. ગર્વથી એણે ચારે તરફ જોયું. પોતાના અનુગામીઓ પ્રતિ જોઇને હસ્યો અને ફરીથી પૂછ્યું "પ્રિયતમ કૃષ્ણ કોણ, અને પ્રિયતમા રાધા કોણ ?" પછી એણે એ નામોનાં મૂળ રૂપનું પૃથક્કરણ કરવા માંડ્યું અને તેમના જુદા જુદા અર્થ ઘટાવવા માંડયા. જુદા જુદા સંપ્રદાયવાળાઓએ એ નામના કેવા કેવા અર્થ કર્યા છે તે પોતાની અમોઘ મેધાવડે સમજાવતાં એણે શ્રોતાઓને દિંગ્મૂઢ કરી દીધા. એ નામના દરેકે દરેક અક્ષરને તર્ક લડાવીને એવા ઉલટી રીતે છિન્ન ભિન્ન કરી નાખ્યા કે એવા અક્ષરોની જાણે કાંઇજ કિંમત ન થઇ શકે, અને વળી પાછા એજ અક્ષરોને એણે એવી સંકલનાથી વિવિધ રીતે જોડવા માંડયા, કે તેના અર્થ ભલભલા સુક્ષ્મ દૃષ્ટિના શબ્દ-પંડિતોની પણ કલ્પનામાં ન આવી શકે.

પંડિતો હર્ષમાં નિમગ્ન થઇ ગયા હતા. મોટી ગર્જના કરીને પુંડરીકનો તેમણે જયઘોષ કર્યો. આ બુદ્ધિના પ્રચંડ મહારથીએ ત્યાં ભરાએલા લોકોની સમક્ષજ સત્યનાં પટાંતરો ભેદીને તેના ચીરેચીરા કરી નાખીને તેમને બતાવી દીધાં. લોકો હર્ષનાદથી ગર્જી રહ્યા. પુંડરીકના આ મહાભારત કાર્યથી પ્રેક્ષકો એટલા બધા પ્રસન્નચિત્ત થઇ ગયા

કે એ જે કહી ગયો તેની પાછળ કાંઇ સત્ય રહ્યું છે કે કેમ, તેનોએ પોતે પણ વિચાર કરવાનું ભૂલી ગયા. રાજા વિસ્મય પામી ગયો. સંગીતનું વાતાવરણ હવે પુરેપુરૂં શમી ગયું. શ્રોતાઓની દૃષ્ટિ લીલાછમ જેમ તાજા ખેતર ઉપરથી વળીને પથ્થરની બનાવેલી મજબુત સડક ઉપર પડી. એમને મન તો આ પહેલવાન કવિ આગળ પોતાનો કવિ એક બાલક જેવો લાગ્યો. એ ચાલતો તે વખતે જાણે પોતાના પાદતલથી વિચાર અને શબ્દસૃષ્ટિની મુશ્કેલીઓને દળી નાખતો જણાતો હતો. શેખરની કવિતાઓ હવે નરી સાદીજ લાગી. એવી કવિતાઓ તો પોતે પણ લખી શકે, એ કવિતામાં કાંઇ નવીનતા નથી, મુશ્કેલી નથી, શિખામણ લેવા જેવી પણ નથી, તેમ ઉપયોગી પણ નથી એમ સર્વને લાગ્યું.

રાજાએ દૃષ્ટિસંકેતથી છેલ્લો પ્રયાસ કરવા શેખરને બહુએ ઉત્તેજ્યો પણ એણે કાંઈ ધ્યાન આપ્યું નહિ. એ પોતાને સ્થાનેજ બેસી રહ્યો.

રાજા ક્રોધમાં સિંહાસન ઉપરથી ઉઠયો, પોતાના કંઠમાંથી મોતીનો હાર કાઢીને પુંડરીકના કંઠમાં પહેરાવી દીધો. રાજસભા હર્ષના ધ્વનિથી ગાજી ઉઠી. ઉપલા છજામાંથી વસ્ત્રનો અને કટિમેખલાની સુવર્ણ ઘુઘરીયોનો ધીમો અવાજ સંભળાયો. શેખર રાજસભામાંથી ઉઠીને ચાલ્યો ગયો.

કૃષ્ણ પક્ષની અંધારી રાત્રિ હતી. શેખરે પોતાનાં બધાં એ કાવ્યોને કબાટમાંથી કાઢીને જમીન ઉપર ઢગલો કર્યો.

એમાંના કેટલાક કાવ્યો તો એણે ઘણા વખત પહેલાં લખ્યાં હતાં; એટલે તે તો લગભગ ભુલાઇ ગયા જેવાં હતાં. પાનાં ઉકેલતો ગયો અને અહીં તહીં છુટાછવાયા ફકરા વાંચતો ગયો. એને એ કાવ્યોમાં કાંઇ મહત્ત્વ કે ચમત્કાર ન લાગ્યો. ફક્ત નાનાં છોકરાંની કવિતા જેવાંજ એ લાગ્યાં. એક પછી એક એણે તમામ ગ્રંથો ફાડી નાખ્યા. " ઓ અગ્નિદેવ, તનેજ આ સર્વ સમર્પણ કરૂં છું. મારા અંતરમાં આટલાં બધાં વર્ષ તારી જ્યોતિ બળ્યા કરી પરંતુ તે સર્વ નિરર્થક થઇ ગયું. મારૂં જીવન જો સુવર્ણનો કટ્ટો હોત તો તારી જ્યોતમાં તપીને ઉજ્જવલ થઇને બહાર આવત; પરંતુ આ રાખોડી વિના બીજું શું થાય ?" એમ બોલતાં બોલતાં એણે તમામ કાગળો અગ્નિમાં પધરાવી દીધા.

રાત પુરી થઇ. શેખરે બારીઓ ખોલી નાખી અને પોતાનાં પ્રિય જુઇ ગુલાબ વિગેરે પુષ્પો પોતાના પલંગ ઉપર પાથરી દીધાં. પછી ઘરમાં જેટલાં ફાનસ હતાં તે સર્વ પલંગ આગળ એકઠાં કરીને એણે સળગાવ્યાં. પછી કોઇ ઝેરી મૂળીઆંનો રસ મધ સાથે મેળવીને એ પી ગયો અને પછી પલંગમાં લાંબો થઇને સૂતો.

એના દ્વાર બહાર સુવર્ણનૂપુર ખખડયાં અને પવનની લહેકી સાથે અજબ પરિમલ એ ખંડમાં આવી. મીંચેલે નેત્રે એ બોલ્યો " દેવિ, આખરે તમે આ દાસ ઉપર કૃપાદૃષ્ટિ કરી એને જોવા આવ્યાં છો ? "

મધુર સ્વરવાળો જવાબ આવ્યો " મારા કવિરાજ,
હું આવીછું." શેખરે આંખ ઉઘાડી તો પલંગ પાસે એક
સુંદરી ઉભેલી જણાઇ. એની આંખે ઝાંખ આવી ગઇ હતી
છતાં એને જણાયું કે જે છાયાની મૂર્તિ એણે પોતાના
હૃદયમંદિરના સિંહાસન ઉપર ગુપ્ત રીતે પધરાવી હતી,
તેજ મૂર્તિ અત્યારે એના અંતકાળ સમયે એના દિદારનાં
છેલ્લવેલ્લાં દર્શન કરવા મંદિરમાંથી બહાર નીકળી આવી
છે. સુંદરીએ કહ્યું "એ તો હું રાજકુમારી અજિતા છું."
મહાપરાણે કવિ પલંગમાં બેઠો થયો. રાજકન્યાએ એના
કાનમાં ધીમે રહીને કહ્યું " મારા કવિરાજ, રાજાએ અ-
ન્યાય કર્યો છે. કાવ્યશાસ્ત્રના વાદમાં તમેજ વિજયવંત
થયા છો; તેથી તમને વિજયમુકુટ પહેરાવવા હું આવી છું."
એમ કહીને રાજકુમારીએ પોતાના કંઠમાંનો પુષ્પહાર
શેખરને મસ્તકે અર્પણ કર્યો. એટલે શેખર મૃત્યુથી વિદ્ધ
થઇને પાછો પલંગ ઉપર પડી ગયો.

## મધુર મિલન

સુરબાળા જે શાળામાં જતી હતી તેજ શાળામાં હુંયે જતો હતો. અમે બન્ને વર વહુની રમત રમતાં હતાં. જ્યારે હું એને ઘેર જતો ત્યારે એની માતા મને વહાલથી થાબડતાં અને અમને બન્નેને જોડાજોડ બેસાડીને કહેતાં કે " આ કેવું સુંદર જોડું છે ? "

જોકે હું તો તે સમયે બાલક હતો, પણ સુરબાળાની માતાના ઉપલા વાક્યનો અર્થ સમજી ગયો. બીજા બધા કરતાં સુરબાળા ઉપર મારો વિશેષ હક્ક છે એ વિચાર મારા મનમાં ઘર કરીને રહ્યો હતો. હવે તો એ મારી છે એવા અભિમાનથી હું એને કેટલીકવાર મારતો અને કનડતો પણ ખરો. એ પણ બિચારી મારી કઠવેઠ ઉઠાવતી અને ચું કે ચાં કર્યા વગર મારો માર ખાતી હતી. એના સૌન્દર્યનાં વખાણ આખા ગામમાં થતાં હતાં પરંતુ મારા જેવા એક જંગલીની દૃષ્ટિએ એ સૌન્દર્યમાં કાંઈ મહત્ત્વ જણાતું નહોતું. મને તો એકજ ભાન હતું, તે એ કે મારી

જુંસરીએ જોડાવાને માટેજ સુરબાળાનો જન્મ થયો છે; માટે મારે એની કાંઇ ખાસ કાળજી રાખવાની જરૂર નથી. મારા પિતા ચોધરી વંશની જાગીરના વહીવટદાર હતા. એમણે મનમાં એવો બેત ગોઠવી રાખ્યો હતો કે મને જો સારા અક્ષર લખતાં આવડી જાય તો જમીન જાગીરનો વહીવટ કેમ કરવો તેનું થોડું શિક્ષણ મને આપવું; અને કોઈ ઠેકાણે મીલકતોનાં ભાડાં ઉઘરાવનાર તરીકે મને રાખી દેવો; પરંતુ એ વિચાર મને પસંદ ન પડયો. અમારા ગામનો નીલરત્ન કલકત્તે જઈને ઈંગ્રેજી શીખ્યો અને આખરે ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટનો નાજર બની ગયો. જીવનમાં મારૂં પણ એજ ધ્યેય હતું. કદાચ મારાથી નાજર ન થવાય તો પણ જડજ કોર્ટના હેડકલાર્ક થવાનો તો મેં ખાનગી રીતે વિચાર કરીજ રાખ્યો હતો. મારા પિતા કોર્ટના અમલદારોને બહુ માન આપતા. નાનપણથી મને ખબર હતી કે આ લોકોને તો બક્ષિસથી, શાક ભાજીથી અને દ્રવ્યથી પણ પ્રસન્ન રાખવા પડતા હતા. આથીજ કોર્ટના હલકામાં હલકા નોકરો અને બેલીફો સુદ્ધાંતને માનની નજરે જોવાની ટેવ પડી હતી. આ લોકો અમારા બંગાળાના આરાધ્ય દેવતાઓ છે, આર્યોના વિશ્વેદેવોમાંના તેત્રીસ કોટિ દેવતાઓનું અર્વાચીન કાળનું સૂક્ષ્મ રૂપજ એ મનાય છે. ભૌતિક વિજય મેળવવાને માટે વિજયના દાતા શ્રી ગણેશના કરતાં પણ લોકોને આ દેવોમાં વધારે શ્રદ્ધા હોય છે; અને તેથીજ શ્રી ગણેશને અર્પણ કરવાનું લોકો આ અમલદારોને અર્પણ કરે છે.

નીલરત્નના વાદે હું પણ સમય સાધીને કલકત્તે ઉપડી ગયો. ત્યાં પહેલાં તો હું મારા સ્નેહીને ઘેર ઉતર્યો; પછી પિતાએ પૈસા મોકલાવ્યા અને મેં મારો અભ્યાસ શરૂ કર્યો. સાથે સાથે રાજકીય અને પારમાર્થિક સમાજોમાં પણ હું ભાગ લેવા લાગ્યો. મને એમ થયું કે દેશના કલ્યાણને માટે મારૂં જીવન મારે અર્પણ કરવું જોઇએ; પરંતુ આ મહાભારત કાર્ય માટે મારે કેવી રીતે મંડવું તેની મને સમજ ન પડી, તેમ કોઇએ કાંઇ માર્ગ પણ સુચવ્યો નહિ. છતાં મારો ઉત્સાહ જરાએ મંદ પડયો નહિ. અમો ગામડાના છોકરાઓમાં શહેરના છોકરાઓ કરતાં કાંઇક અંશે મોડી પાકટ બુદ્ધિ આવે છે; તેથી અમે તેમની માફક જે તે વાતને એકદમ હસી કાઢતા નહિ. તેથીજ અમે વધારે આસ્તાવાળા હતા. અમારી સમાજના નાયકો ભાષણો આપતા અને અમે ખાધા પીધા વગર ખરે બપોરે તાપમાં ઉધરાણુંને માટે ઘેર ઘેર ભિક્ષાં દેહિ કરતા અથવા તો માર્ગ ઉપર ઉભા રહીને જાહેર ખબરો વહેંચતા કે વ્યાખ્યાનમંડપમાં ખુરશીઓ ગોઠવતા. દરમ્યાનમાં જો કોઇ અમારા નાયકની વિરુદ્ધ એક શબ્દ પણ મુખની બહાર કાઢતો તો જોઇ લ્યો તેની ફજેતી. અમે બાંયો ચઢાવીને તેની સાથે લઢવાને તૈયારજ. આથી શહેરના છોકરાઓ "આ ગામડીઆઓ શું કરે છે?" એમ કરીને અમારા તરફ જોઇને હસતા.

હું તો નાજર કે હેડકલાર્ક થવા કલકત્તે ગયો પણ

તૈયારી તો મેઝીની કે ગેરીબાલ્ડી થવા કરતો હતો. એવામાં મારા અને સુરબાળાના બન્નેના પિતાએ મળીને અમારાં લગ્ન કરી દેવાનું નક્કી કરી દીધું. પંદરમે વર્ષે હું કલકત્તે આવ્યો. સુરબાળા તે વેળા આઠ વર્ષની હતી. આ વખતે મારી ઉમર અરાઢ વર્ષની હતી એટલે મારા પિતાના અભિપ્રાય પ્રમાણે તો અત્યાર આગમચ મારાં લગ્ન થઇ જવાં જોઇતાં હતાં. પણ મેં તો જન્મભર અવિવાહિત રહેવાનું અને દેશને માટે પ્રાણાર્પણ કરવાનું ખાનગી રીતે પણ લીધું હતું; તેથી મેં પિતાને જણાવી દીધું કે મારો અભ્યાસ પુરો થયા શિવાય હું લગ્ન કરનાર નથી.

બે ત્રણ માસમાંજ મને ખબર મળી કે સુરબાળા તો રામલોચન વકીલ જોડે પરણી ગઈ. હું તો તે વખતે અવનતિ પામેલા ભારતવર્ષના ઉદ્ધારને માટે ઉઘરાણું ઉઘરાવવાના મહત્કાર્યમાં પડી ગયો હતો, એટલે તે કાર્ય આગળ આ વાત મને મહત્ત્વની ન લાગી. મેટ્રીકયુલેશનની પરિક્ષામાં તો હું પાસ થઇ ગએલો હતો; પણ એટલામાં મારા પિતા ગુજરી ગયા. મારે શિર હવે ઘરનો તમામ ભાર આવી પડયો. મારી માતા અને બે બેનોનું મારે પુરૂં કરવાનું હતું. મારે કૉલેજ છોડી દેવી પડી અને હું નોકરી ખોળવા લાગ્યો. બહુ ફાંફાં માર્યા ત્યારે છેવટે નવલખી જીલ્લાના એક નાના ગામમાં ઈંગ્લીશ સ્કુલમાં બીજા એ ઍસીસ્ટંટની મને જગ્યા મળી. મને પહેલું તો એમ લાગ્યું કે આ નોકરી ઠીક મળી ગઈ. હવે હું મારા પ્રત્યેક

શિષ્યને મારા બુદ્ધિબળથી ભાવી ભારતના સેનાની બનાવી દઇશ; પણ કામનો આરંભ કર્યો ત્યારે તો એમ જણાયું કે ભારતના ભાવી કરતાં સ્કુલમાં નજીક આવતી પરીક્ષાજ વધારે મહત્ત્વનો વિષય હતો. અક્ષર ગણિત અને વ્યાકરણ સિવાય બહારની વાતો જો હું કરતો, તો હેડ માસ્તર ચીડાઇ જતા; એટલે થોડાજ માસમાં મારો ઉત્સાહ ઢીલો પડી ગયો.

હું કાંઇ એવો બુદ્ધિશાળી નથી, પણ ઘરમાં બેસીને નીરાંત જીવે મોટી મોટી યુક્તિઓ શોધું ખરો. કાર્યક્ષેત્રમાં બહાર પડયો ત્યારે મને કાંઇ જુદોજ અનુભવ થયો. પુંછડું આમળવાની ધાકે જેમ બળદને પોતાની ગરદન ઉપર હળની ઝુંસરીનો ભાર વહન કરતાં ડોકું નીચું રાખીને આખો દિવસ માટીનાં ઢેફાં ભાગવાં પડે છે; અને છેક સૂર્યાસ્તે જે પુળો ઘાસ એનો માલીક નીરે, તે ખાઇને સંતોષ માનવો પડે તેવી ગતિ મારી થઈ રહી હતી. આવા પ્રાણીમાં પછી કુદવા નાચવાની કે થેકડા મારવાની શક્તિ ક્યાંથી રહે.

સ્કુલના મકાનને કોઇ જાતનો અકસ્માત ન થાય તેની સંભાળ રાખવા માસ્તરોમાંથી એક જણને એ મકાનમાંજ રહેવું પડતું. હું કુંવારો એટલે એ બોજો મારા ઉપરજ નાખવામાં આવ્યો. સ્કુલની જોડેના એક ઝુંપડામાં મેં વાસ કર્યો.

સ્કુલ બાગ બહાર આવેલી હતી. ત્યાં આગળ એક

મોટું તળાવ હતું અને તળાવની ચારે બાજુએ સોપારી, નાળીએરી, અને મંદારનાં વૃક્ષો આવી રહ્યાં હતા. સ્કુલની પાસે મોટાં અને જુનાં લીમડાનાં બે વૃક્ષ જોડાજોડ આવેલાં હતાં, તેથી તેમની શીતળ છાયા સારી આવતી હતી.

એક વાત મારે તમને કહેવાની રહી ગઇ. એ વાતને અત્યારસુધી હું બહુ અગત્યની નહોતો ધારતો. સરકારી વકીલ રામલોચનરાય અમારી સ્કુલની પાસેજ રહેતા હતા. તેમની પત્ની અને મારી બાલ સખી સુરબાળા પણ ત્યાંજ હતી.

રામલોચન બાબુ સાથે મારે પરિચય થયો હતો; પણ મેં સુરબાળા વિષેની કશી વાતચીત તેમને કરી નહોતી; તેમ એ વાત અલ્પ પરિચયમાં કહી દેવી તે મને ઠીક પણ ન લાગ્યું.

મારા જીવન જોડે સુરબાળા એકવાર સંકળાયલી હતી તેનો મને આજે ખ્યાલ પણ નહોતો.

એકવાર રજાને દિવસે હું રામલોચન બાબુને ત્યાં ગયો. શા વિષય ઉપર અમે વાત કરતા હતા તેનું મને સ્મરણ નથી. કદાચ અત્યારના ભારતની દુઃખદ સ્થિતિ વિષે પણ હોય. એ વિષય એમને બહુ પ્રિય હતો, કે તેને માટે એ મરી ફીટયા હતા તેવું કાંઇ નહોતું; પરંતુ વિષયજ એવો હતો કે જેના ઉપર હુક્કો ગગડાવતાં ગગડાવતાં કલાક બે કલાક મનના ઉભરા નીરાંતે કાઢી શકાય. વાતોમાં હું મશગુલ થઇ ગયો હતો એટલામાં બાજુના ખંડમાંથી

કંકણુનો મધુર રણુકાર અને વસ્ત્ર તથા પગનો રવ સંભળાયો. મેં જોયું તો એક નાની બારીમાંથી બે ઉત્સુક નયનો મારૂં નિરીક્ષણ કરી રહ્યાં હતાં. તરત મને પૂર્વાવસ્થાનું સ્મરણ થયું. શ્રદ્ધા, સાદાઈ અને કૌમાર–પ્રેમ વ્યક્ત કરતાં તેજ ભવ્ય નયનો, તેજ શ્યામ ભ્રમરો, જાડી પાંપણો અને તેજ શાંત સ્થિર દૃષ્ટિ ! મારા હૃદયને કોઇ અવ્યક્ત વ્યક્તિએ લોખંડની શૃંખલામાં જકડી લીધું અને દરદથી તે ધડકવા લાગ્યું.

હું મારે ઘેર આવ્યો પણ દરદે મને ન છોડયો. હું વાંચતો, લખતો, ગાઉં બીજું કામ કરતો પણ મારા દરદી જીગરનું દરદ દૂર ન થઇ શક્યું. હૃદય–દોર ઉપર દુઃખભાર હીંચી રહ્યો હતો. રાતે જરા શાંત પડતાં હું વિચાર કરવા લાગ્યો કે મને તે આ શું થતું હશે ? અંતરમાંથી પ્રશ્ન ઉઠયો " હવે તારી સુરબાળા ક્યાં ? "

મેં ઉત્તર દીધો " એની વાંછના મેં જાણી જોઇનેજ છોડી દીધી છે. મારે માટે એ જીવનપર્યંત કુમારી રહે એમ મેં ધાર્યુંજ નહોતું. " અંતરમાંનો અવાજ ચાલુ જ રહ્યો " એક સમય એવો હતો કે તે સમયે એ તારા વચન માત્રથી તને મળી શકત; પરંતુ હવે તો તેની સામે એક વાર દૃષ્ટિપાત કરવાનો યે તને અધિકાર નથી. એ તારી છેક નિકટ આવે, તેના કંકણુના રણુકારા તું સાંભળે, તેના સુવાસિત કેશની સુગંધ તારી ઘ્રાણેન્દ્રિયને આનંદ આપે, છતાં તમારી બેની વચ્ચે હંમેશને માટે મોટી દીવાલ જેવો અંતરાય રહેવાનો. "

" ભલે, મારે હવે એની સાથે શો સંબંધ છે ? "

ફરીથી હૃદયે જવાબ દીધો " આજે તારે મન સુરબાળા કાંઇ નથી, પરંતુ સંબંધ બંધાયો હોત તો તારે મન એ શું શું ન હોત ? "

" હા તે તો ખરૂં. તે વખતે એ મારે મન સર્વસ્વ હોત. સર્વથી પ્રિયમાં પ્રિય, સંસારમાં સર્વ વસ્તુઓ કરતાં નિકટમાં નિકટ અને સુખ દુઃખમાં મારી જીવન-સખી બની રહી હોત. અત્યારે તો એના સામી દૃષ્ટિ કરવી પણ મના રૂપ થઇ પડ્યું છે; એની સાથે વાર્તાલાપ કરવો પણ અયોગ્ય ગણાય અને એનો વિચાર સરખો કરવો એ પણ પાપ છે. પેલો રામલોચન કોણ જાણે ક્યાંથી આવ્યો ને બે ચાર આડાઅવળા શ્લોક બોલીને સુરબાળાને જનસમાજમાંથી તરાપ મારીને ઉપાડી ગયો.

હું નવીન નીતિશાસ્ત્રનો ઉપદેશ કરવા કે સમાજમાં પરિવર્તન પ્રકટાવવા નથી માગતો, તેમ ગાર્હસ્થ્ય બંધનોને તોડી નાખવાની પણ મારી ઇચ્છા નથી. હું તો ફક્ત મારૂં મન કઇ દિશામાં કામ કરી રહ્યું છે તેનોજ તાદૃશ ચિતાર આપું છું; પછી ભલે તે ગેરવ્યાજબી હોય. સુર-બાળા રામલોચનના ગૃહની અધિષ્ઠાત્રી બની રહી હતી છતાં એ રામલોચનની છે તેના કરતાં મારી વધારે છે એ વિચારને મારા હૃદયમાંથી હું ન ખસેડી શક્યો. મારે કહી દેવું જોઇએ કે એ વિચાર જો કે અયોગ્ય અને ગેર-વ્યાજબી હતો છતાં અસ્વાભાવિક તો નહોતોજ.

હવે મારૂં મન કોઇપણ કાર્યમાં પરોવાતું નહિ. બપોરે ક્લાસમાં જ્યારે વિદ્યાર્થીઓ મનમાં મનમાં ગણગણાટ કરીને વાંચતા, પ્રકૃતિ દેવી સૂર્યના પ્રખર તાપમાં ઉકળી રહેતી, જ્યારે પવન લીમડાની મધુર સુગંધ તાણી લાવતો, ત્યારે મને કાંઇક ઇચ્છા થઇ આવતી; પણ શી ઇચ્છા થતી તે હું જાણી શકતો નહિ. હું એટલું તો કહી શકું છું કે હવે ભારતના ભવિષ્યની આશારૂપ આ વિદ્યાર્થીઓની એકસરસાઇઝ બુકો તપાસવામાંજ મારૂં જીવન વીતાવવું મને ઠીક ન લાગ્યું.

એવડા મોટા ઘરમાં એકલા રહેવાનું મને ગમતું નહિ તેમ કોઇ મળવા આવે તે પણ મને ગમતું નહિ. સંધ્યાકાળે જ્યારે હું તળાવની પાળે બેસતો અને સોપારી અને નાળીએરીનાં વૃક્ષોમાં થઇને પવનની લહેકીઓ આવતી, ત્યારે મને વિચાર આવતો કે જનસમાજ સ્ખલનોનું એક જાળ છે. કોઇપણ મનુષ્ય યોગ્ય સમયે યોગ્ય કાર્ય કરતો નથી, અને જ્યારે પ્રાપ્ત થએલી તક આપણે ગુમાવી બેસીએ છીએ ત્યારે આપણે માથું કુટીએ છીએ. હું સુરબાળાને પરણીને સુખી થયો હોત પણ મારે તો ગેરીબાલ્ડી થવું હતું. તે થવાનું તો ક્યાં યે જતું રહ્યું અને ગામડામાં સેકન્ડ એસિસ્ટન્ટની નોકરી લઇને મેં ઇતિશ્રી કરી દીધું એથી ઉલટું રામલોચનરાય, જેને લગ્ન પહેલાં બધીએ કન્યા સરખી હતી અને સુરબાળા ઉપર કાંઇ ખાસ નહોતી, તે સુરબાળાને પરણી બેઠા અને

સરકારી વકીલ તરીકે પુષ્કળ પૈસા પેદા કરે છે. અસ્તુ. રસોઇ સારી ન થાય ત્યારે એ સુરબાળાને ઠપકો દેતો અને પ્રસન્નચિત્ત હોય ત્યારે એને સોનાની બંગડીઓ કરાવી આપતો. એ પોતે પણ ઠાઠમાં ફરતો અને ચિંતાને તો પાસે આવવાજ નહોતો દેતો. તળાવની પાળે બેસીને તારાઓ સામું જોઈને એ મારી માફક નિઃશ્વાસ નથી નાખતો.

એકવાર રામલોચનને એક મોટા કેસમાં બહારગામ જવું પડયું. હું મારા મકાનમાં એકલો હતો, અને સુરબાળા એના મકાનમાં એકલી હતી. મને યાદ છે તે દિવસ સોમવાર હતો અને સવારથીજ આકાશ મેઘથી ઘેરાયલું હતું. દસ વાગે વરસાદ ઝરમર ઝરમર પડવા લાગ્યો. આકાશના રંગઢંગ જોઇને હેડ માસ્તરે આજે સ્કુલ વહેલી બંધ કરાવી. આખો દિવસ જાણે કોઇ ભારે તૈયારી કરવાની હોય તેમ આકાશમાં મેઘ દોડાદોડી કરી રહ્યો હતો. બીજે દિવસે લગભગ બપોર પછી તોફાન અને ગાજવીજ સાથે વરસાદ પુર જોસમાં તુટી પડયો. જેમ જેમ રાત પડવા લાગી અને વધવા લાગી, તેમ તેમ વરસાદ અને તોફાનનું જોર પણ વધવા લાગ્યું. શરૂઆતમાં પવન પૂર્વ તરફનો હતો, પછી ધીમે ધીમે ફરતાં ફરતાં દક્ષિણ અને પશ્ચિમનો થયો. આવી રીતે નિદ્રા તે શાની આવે? આ તોફાનમાં સુરબાળા પણ ઘરમાં એકલી જ હશે એમ મને વિચાર આવ્યો. એના બંગલા કરતાં

અમારી સ્કુલનું મકાન વધારે દૃઢ હતું. એ રાતે મને ઘણી વાર વિચાર થયો કે લાવ એને હું મારે ઘેર બોલાવું, અને હું તળાવ ઉપર એકલો પડયો રહીશ; પણ તેમ કરવાની મારી હિંમત ન ચાલી.

મધ્ય રાત્રિએ દોઢેક વાગ્યાનો સુમાર થયો હશે તે વખતે ઓચિંતો ભરતીનાં મોજાંનો નાદ સંભળાયો. સમુદ્ર ઉલટીને અમારા ઉપર આવતો હતો. હું મારા ઘરમાંથી નીકળીને સુરબાળાના બંગલા તરફ દોડયો. માર્ગમાં તળાવનો પુસ્તો આવેલો હતો તે તરફ હું જતો હતો, તેટલામાં રેલનાં પાણી મારા ઘુંટણ સુધી આવી પહોંચ્યાં. હું એ પુસ્તા ઉપર ચઢી ગયો એટલામાં બીજું મોજું અથડાયું. પુસ્તો જમીનથી સત્તર ફીટ કરતાં પણ વધારે ઉંચો હતો. હું જેવો એ પુસ્તા ઉપર ચઢયો તેવું જ સામી બાજુથી બીજું મનુષ્ય પણ એના ઉપર ચઢી ગયું. તે કોણ હતું ? મારા શરીરના પ્રત્યેક તંતુએ એને તરતજ ઓળખી કાઢી; અને મારામાં એક પ્રકારનું નવચેતન આવી ગયું. મને ખાતરી છે કે એણે પણ મને ઓળખ્યો.

ત્રણેક વારના વિસ્તારવાળા ટેકરા ઉપર અમે બન્ને જણ ઉભાં રહ્યાં. અમારી આસપાસ બીજે બધે પાણી ફરી વળ્યું હતું. ખરેખર આ પ્રલયકાળ આવેલો હતો. આકાશમાં તારાનું નામનિશાન જણાતું નહોતું. પૃથ્વી ઉપર સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. અત્યારે અમે

એક બીજા સાથે વાર્તાલાપ કર્યો હોત તોપણ કોઇ જાણવાનું નહોતું. પરંતુ બેમાંથી એકેય હોઠ સરખો ફફડાવ્યો નહિ. અમે એક બીજાનું ક્ષેમકુશળ પણ પુછ્યું નહિ. અમે તો અંધકારનેજ જોઇ રહ્યાં. અમારા પગ આગળ ઘુ ઘુ કરતો મૃત્યુનો કાળો ઓઘ વહી રહ્યો હતો.

સારા સંસારને તજીને સુરબાળા મારી ઓથે આવી હતી. અત્યારે મારા સિવાય એનું કોઇ નહોતું.

અજ્ઞાત પુરાણા કાળમાંથી કે અન્ય પૃથ્વીમાંથી આ તેજોમય પૃથ્વી ઉપર આવીને સુરબાળા પૂર્વે અમારી બાલ્યાવસ્થામાં મારા પડખે ઉભી રહી હતી; અને ત્યાર પછી આટલે લાંબે વખતે આજે પણ તે તેજોમય પથ્વીનો ત્યાગ કરીને આ પ્રકૃતિના પ્રલયકાળના ઘોર ઉત્પાતની મધ્યમાં એજ મારી પડખે એકલી ઉભી રહી છે.

ઉત્પત્તિકાળનું વહેણ આ કોમળ ઉછરતી કળીને જેમ મારી પાસે ઘસડી લાવ્યું હતું, તેમ આ પ્રલયકાળનું વહેણ એજ ઉછરતી કળીને પૂર્ણ વિકસિત પુષ્પ બનાવીને કોઈ બીજા પ્રતિ ન ઘસડી જતાં મારીજ પાસે ખેંચી લાવ્યું છે.

હવે એકજ મોજું અમે બન્ને જ્યાં ઉભાં છીએ ત્યાંથી મૂળમાંથી ઉખાડી નાખીને પૃથ્વીના છેડા ઉપરથી અમને સદાને માટે નિર્મૂળ કરી નાખશે, અને એજ પ્રલયમાં અમારી એકતા સાધશે, આવો વિચાર મને આવ્યો. વળી બીજીજ ક્ષણે હું મનમાં બોલવા લાગ્યો “ તે મોજું

આવતું અટકી પડો, સુરબાળા પતિ, બાળક, નોકર, ચાકર અને ઘરબારવાળી થઇ રહો અને ચિરંજીવી થઇ પૂર્ણ સુખ ભોગવો." આજ રાત્રે પ્રકૃતિના પ્રલયને કિનારે ઉભો રહીને હું અખંડ સુખનો ભોક્તા બન્યો.

રામ પુરી થઇ. તોફાન શમી ગયું અને ચઢેલું પૂર ઉતરી ગયું. એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા શિવાય સુરબાળા એને ઘેર ચાલી ગઇ. હું પણ મારે ઘેર ગયો.

મને વિચાર આવ્યો. હું ન નાજર બન્યો, ન હેડક્લાર્ક બન્યો કે ન બન્યો ગેરીબાલ્ડી. હું તો એક કંગાળ સ્કુલનો બીજો ઍસિસ્ટંટજ રહ્યો પરંતુ કાંઇ નહિ, એજ રાત્રિના અલ્પ જેટલા સમયે મારા લક્ષ ચોરાસીના ફેરાને સાર્થક કરી દીધો મારા સમસ્ત આયુષ્યના દિવસ અને રાત્રિઓમાં આ એકજ રાત મારા ક્ષુલ્લક જીવનની મહા મોઘેરી લાણ હતી.

## રાજા–રાણી

બિપિનકિશોર ગર્ભશ્રીમંત હતો એટલે દ્રવ્યોપાર્જન કરતાં દ્રવ્યનો વ્યય કરવાનું સારૂં જાણતો હતો. પરિણામ એ આવ્યું કે હવે એને રહેવાને ઘર પણ ન રહ્યું. એ યુવાન હતો, મનોહર મુખવાળો હતો અને સંગીતમાં પ્રવીણ હતો; પણ ધંધામાં મૂર્ખ અને સંસારવ્યવહારમાં અદક્ષ હતો. હવે એનો વૈભવ જનો રહ્યો હતો.

ભાગ્યવશાત્ રાજા ચિત્તરંજનને હવે કૉર્ટ ઑફ વૉર્ડ્સ પાસેથી પોતાની મીલકત કબજે મળી હતી. એટલે એણે પોતાના વિનોદ અર્થે એક નાટ્યમંડળ ઉભું કરવાનો વિચાર કર્યો. બિપિનકિશોરની મોહક મુખાકૃતિથી અને સંગીતમાં એના નૈસર્ગિક કંઠથી પ્રસન્ન થઈને રાજાએ તેને એકટર તરીકે રાખી લીધો.

ચિત્તરંજન બી. એ. થયો હતો. એને કોઈ જાતનું વ્યસન નહોતું. એ શ્રીમંતનો પુત્ર હતો છતાં આહાર-

વિહાર વિગેરેમાં સર્વ વાતે નિયમિત રહેતો; પરંતુ બિપિનનું એને જબરૂં વ્યસન વળગ્યું. બિપિનના મધુર કંઠનું મધુર સંગીત સાંભળવા તથા એની સાથે નાટ્યપ્રયોગના ગુણ-દોષ ઉપર વિવેચન કરવામાં એનું ખાવાનું ઠંડું થઇ જતું. સમીસાંજની: મધરાત થઇ જતી. દીવાન કહેતો કે જો મારા રાજામાં કાંઇ ખામી હોય તો તે, એમણે બિપિનકિશોરમાં હદપારનું મમત્વ બાંધી દીધેલું છે તે છે. રાણી વસંતકુમારી પણ પતિ માટે બબડતાં અને વારંવાર કહેતાં કે " આ માંકડા પાછળ તે એ શું કામ વખત ગુમાવતા હશે ! એવો એ અંહીંથી ટળે તો નીરાંત." રાણી ખીજવાતી તેથી રાજાને આનંદ આવતો હતો. એમને એમ થતું કે આ સ્ત્રીઓ જગતમાં એકલા એમના પતિનેજ ઓળખે છે, બીજા-ઓનું શું થાય છે તેની એમને કશી પડી હોતી નથી. જગ-તમાં ઘણાએ સજ્જન અને પ્રશંસાપાત્ર જનો હોય છે; પરંતુ તે વાત બૈરક શાસ્ત્ર સ્વીકારી શકતું નથી. એમને મન તો એમના કાનમાં વિવાહ સમયે કાંઇ મંત્રોચ્ચાર કરીને જેણે એમનું પાણિગ્રહણ કર્યું હોય છે, તેજ સજ્જન અને પ્રશંસાપાત્ર હોય છે. " પતિને રોજના કરતાં જો એક મિનિટ પણ ભોજન મોડું મળે તો પોતાને કાંઇ કાંઈ થઇ જાય; પરંતુ પતિના આશ્રિતોને કોળીઓ પણ અન્ન મળ્યું છે કે નહિ તેની તપાસ કરવાની એમને કશી પરવા હોતી નથી, અબળા જાતિનો આવા અવિવેક

અને પક્ષપાતનો દોષ કાઢી શકાય. પરંતુ ચિતરંજનને એમાં કાંઈ દોષ જેવું ન લાગ્યું. એ તો ઉલટો પોતાની પત્નીની સમક્ષ બિપિનની હદ ઉપરાંતની પ્રશંસા કરતા; એટલે રાણી અજબ ધડાકો કરી ઉઠતાં; તેથી રાજાને ઓર આનંદ થયો. પરંતુ છોકરાંને મન રમત અને દેડકાના પ્રાણ જાય તેમ આ રાજા રાણીની વચ્ચે બિચારા બિપિનની દેડકા જેવી સ્થિતિ થઇ રહી હતી. ઘરના નોકરો રાણીને રાજી રાખવા બિપિન તરફ વધારે બેપરવા બનતા ગયા અને એની સગવડ બીલકુલે સાચવતા નહિ; આથી બિપિનના દુઃખ અને બળાપાનો પાર નહોતો. એકવાર રાણી પટેને વઢયાં " તું હાડકાંનો બહુ ખોટો થઇ ગયો છે, આખો દહાડો તું શું કામ કરે છે ? " ગરીબ નોકર બીતો બીતો બોલ્યો " બા, મહારાજા સાહેબના હુકમથી મારે આખો દિવસ બિપિનબાબુની તહેનાતમાં રહેવું પડે છે."

" તારો બિપિનબાબુ મોટો નવાબ થઇ ગયો કેમ ?" પટેને રાણીનાં વચનથી સુચના મળી ગઇ એટલે બીજેજ દિવસથી બિપિનબાબુની સર્વ વસ્તુઓ અસ્ત વ્યસ્ત થવા લાગી. કેટલીકવાર તો એને માટે ખાવાનું ઢાંકવાનુંએ ભૂલી જવાતું. બિપિને કોઇ દિવસ વાસણ માંજેલાં નહિ છતાં હવે એને તે હાથેજ માંજવાં પડતાં. કેટલીકવાર ભૂખ્યા પણ રહેવું પડતું; પરંતુ એણે રાજાને આમાંનું કશુંએ કહ્યું નહિ તેમ નોકરો સાથે પણ ટંટો કર્યો નહિ. એવી બાબતોમાં એ લક્ષજ આપતો નહિ. રાજાનું મમત્વ એના ઉપર

વધતું ગયું તેમ રાણીની એના ઉપર કદ્દામરજી હદપારની વધી ગઇ.

આજે એમની મંડળીનો સુભદ્રાહરણનો નવો ખેલ પડયો. પોતાના મહેલના ચોગાનમાં રાજાએ મંડપ ઉભો કરાવ્યો અને તેમાં એ નાટક ભજવાયું. રાજાએ કૃષ્ણનો અને બાપને અર્જુનનો વેષ ભજવ્યો. બિપિન આજે પુર બહારમાં આવી ગયો હતો. એના મંજુલ સ્વરે સર્વને વિસ્મિત કરી દીધા. એની સૌન્દર્યછટાથી સર્વ કોઇ મુગ્ધ થયા. પ્રેક્ષકો પૂર્ણ ઉત્સાહ અને આનંદમાં આવી ગયા. તેમણે બિપિનનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. ખેલ પુરો થયો એટલે રાજા રાણી પાસે આવ્યા અને રાણીને પૂછવા લાગ્યા “ કેમ આજનો ખેલ કેવો ? ”

રાણીએ હર્ષમાં આવી જઇને કહ્યું “ અહા, આજે બિપિને અર્જુનનો પાઠ કેવો સુંદર ભજવ્યો. એ કોઇ કુલીન વંશનો જણાય છે. એનો કંઠ અપૂર્વ છે. ”

રાજાએ મશ્કરીમાં પૂછ્યું “ ત્યારે હું કેવો છું ? હું સુંદર નથી ? મારો કંઠ મધુર ન લાગ્યો ? ”

“ અરે તમારી વાત જુદી છે. આ તો બિપિનકિશોર નાટકના એક ઉત્તમ નટ તરીકે કેવું પ્રશંસાપાત્ર કામ કરે છે તે વિષે કહું છું. ”

હવે બાજી ફરી ગઇ. જે રાજા પોતાની રાણી આગળ બિપિનની પ્રશંસાનાં બણગાં ફુંકતાં ધરાતો નહોતો, તેજ રાજા હવે કહેવા લાગ્યો કે “ બિપિનમાં તે એવું શું ભર્યું

છે કે લોકો એનાં આટલાં બધાં વખાણ કરે છે. લોકો વિચાર વગરના છે." જે રાજા અત્યારે લોકોને વિચાર વગરના કહેવા લાગ્યો, તે રાજા અત્યાર સુધી એ લોકો જેવાજ હતો; પણ હમણાં કોણ જાણે શાથી આવા ડાહ્યા વિચાર કરતાં શીખ્યો.

બીજે દિવસથી બિપિનના ભોજન માટે ખાસ દેખરેખ રાખવામાં આવી. હવે તો રાણી રાજા આગળ બિપિનની વકીલાત કરવા લાગી. "જુઓ, આપણે બિપિન-બાબુને રાજ્યના બીજા નાના અમલદારો ભેગાજ રાખીએ એ ઠીક કહેવાય નહિ. હાલ એમની સ્થિતિ ગમે તેવી છે પણ પહેલાં તો એ શ્રીમંત હતા." રાજાએ વાત ટુંકા-માંજ પતાવવા બેદરકારીથી કહ્યું "એમ કે?" અને બીજી વાત કાઢી. રાણીએ કહ્યું કે "આપણા પુત્રના અન્નપ્રાશન વખતે આ ખેલ ફરી ભજવાય તો ઠીક પડે." રાજાએ સાંભળી ન સાંભળી કરીને એ વાત ઉડાવી દીધી.

એક દિવસ રાજાએ પટેને ધમકાવવા માંડયો "કેમ હવે તું બરાબર કામ કરતો નથી?" નોકરે જવાબ દીધો "રાજા સાહેબ, શું કરૂં? રાણી સાહેબની આજ્ઞા છે કે મારે આખો દિવસ બિપિનબાબુ પાસેજ રહેવું." રાજાને આ સાંભળીને ક્રોધ ચઢયો. એ ધુરકી ઉઠયા "બિપિનબાબુ તો જાણે મોટો નવાબ થઇ ગયો કેમ? એને નોકરની શી જરૂર, ઘણાએ હાથે કરી લેશે." નોકરને શેઠની સુચના મળી ગઇ એટલા પાછા બિપિનબાબુ તો લટકતાજ રહ્યા.

બિપિન ઘણો ઉસ્તાદ ગાનાર હતો તેને માટે બે મત હતાજ નહિ. રાણીને એને ગાતો સાંભળવાનું બહુ ગમતું એટલે જ્યારે રાજા બિપિન સાથે બેસીને સંગીતનો વિષય કાઢતો, ત્યારે પાસેના ઓરડામાં પડદા પાછળ બેસીને રાણી બધું સાંભળ્યા કરતી હતી. હવે રાજા પહેલાંની માફક પાછા આહાર વિહાર વગેરેમાં નિયમિત થઇ ગયા. સંગીતના શોખને એમણે તિલાંજલિ આપી એટલે બિપિનની સેવાની એમને જરૂર ન રહી.

હવે દરરોજ બપોરના ચિત્તરંજન પોતાની જમીન જાગીર પાછળ લક્ષ આપવા લાગ્યા. એક દિવસ નિત્ય નિયમ કરતાં કાંઇક વહેલા એ રાણીવાસમાં જઇ પહોંચ્યા; તે વખતે રાણી કાંઇ વાંચતાં હતાં. "કેમ શું વાંચવા માંડયું ?" રાજાએ પ્રશ્ન કર્યો. એમને અણુચિંતવ્યા આવેલા જોઇને રાણી એકદમ છોભીલી થઇ ગઇ પણ તાત્કાલિક જવાબ દઇ દીધો કે "કાંઇ નહિ, એ તો હું બિપિન બાબુના પુસ્તકમાંથી થોડાંક ગાયન મુખપાઠ કરતી હતી. હમણાંના તમે તો સંગીતથી કંટાળી ગયા છો એટલે સંગીતનો જલસોએ કરાવતા નથી.

રાણીએજ રાજાના મનમાં સંગીત માટે કંટાળો ઉપજાવવા અથાગ પ્રયત્ન કર્યા હતા; તેજ રાણી અત્યારે સંગીતની રસીયણ બની ગઇ હતી. બિચારી રાણી !

બીજે દિવસે રાજાએ બિપિનને રજા આપી દીધી. બીચારો હવે કયાં જઇને પોતાનું પેટ ભરશે, એવો રાજાને

વિચાર સરખો પણ ન આવ્યો. પોતાને રજા આપી તેનું તો બિપિનને બહુ ન લાગ્યું; પણ રાજા સાથે એ સ્નેહ-બંધનથી બંધાયો હતો અને એ સ્નેહ એટલો બધો ગાઢ થઇ ગયો હતો કે વેતનનો વિચાર ન કરતાં સ્નેહને લીધેજ એ અત્યાર સુધી રાજા પાસે રહ્યો હતો. એ રાજાને પોતાનો મિત્ર ગણતો હતો અને પૈસા કરતાં મિત્રને એ વધારે ચાહતો હતો. બિપિને બહુએ વિચાર કર્યો પણ રાજાનું મન આટલું બધું ઉંચું કેમ થઇ ગયું હશે તેનું કશું કારણ એ કલ્પી શકયો નહિ.

" મારૂં પ્રારબ્ધ, પ્રારબ્ધ શિવાય બીજું કાંઇ કારણ નહિ " એમ બોલતો બોલતો બિપિન આખરે છાનો માનો નિઃશ્વાસ નાખતો છેવટની વિદાયગીરીમાં પોતાની પાસે જે કાંઇ પૈસા રહ્યા હતા, તે તમામ પટેને બક્ષિસ કરી દીધા અને હાથમાં સીતાર લઇને પૃથ્વીના વિશાળ પટ ઉપર એકાકી ચાલી નીકળ્યો.

## ઉદ્ધાર

ગૌરી દ્રવ્યવાન માતા પિતાની લાડકવાયી પુત્રી હતી. અત્યાર સુધી ગૌરીનાં માતા–પિતાએ એના ગરીબ પતિને ઘેર એને નહોતી મોકલી. હમણાં હમણાં પરેશની સ્થિતિ સુધરી એટલે મોટી ઉમ્મરે ગૌરી સાસરે રહેતી થઇ. પરેશ એડવોકેટ થયો હતો. સગાં વહાલાંમાં હવે કોઇ રહ્યું નહોતું. એટલે એના સર્વ વિચારો એની પત્નીમાંજ આરૂઢ થઇ ગયા હતા, અને એ વિચારોજ એને કોર્ટમાંથી હમેશાં વહેલો ઘેર ઘસડી આણતા હતા. એ કેમ બહુ વહેલો આવતો રહે છે તેની પહેલાં તો ગૌરીને સમજ ન પડી. વારે ઘડીએ એ નોકરોને રજા આપતો, એકને કાઢે ને બીજાને રાખે. એને ત્યાં કોઇ નોકર ઝાઝો સમય ટકતોજ નહિ. તેમાંએ જો ગૌરી એમ કહે કે આ નોકર સારો છે તો તો તેને તરતજ રજા મળતી. તીખા સ્વભાવની ગૌરી આથી વધારે છેડાઇ પડી, પણ એથી તો એના પતિની

રીતભાત વધારે વિચિત્ર થતી ચાલી. પરેશ મનમાંને મનમાં પત્ની ઉપર રૂઠેલો રહેતો. હવે એ રોષ એનાથી ન શમાવી શકાયો અને ઘરની દાસીને ગૌરીના સંબંધમાં અનેક આડા તેડા પ્રશ્નો કરવા લાગ્યો. આ વાત ગૌરીને કાને પહોંચી ગઇ. એ મિતભાષિણી હતી છતાં શંકાશીલ પતિના શંકિત હૃદયે એના જીગરને ચીરી નાખ્યું. એટલે છંછેડાયલી સિંહણની માફક એ પતિ ઉપર ઉછળી પડી. પરેશે જાણ્યું કે ગૌરી પોતાનો મનોભાવ સમજી ગઇ છે એટલે તો એ ગૌરીના મોઢામોઢ છચોક આક્ષેપો મુકવા લાગ્યો. ગૌરી શાંતપણે એની અવગણના કરવા લાગી. જેમ જેમ એ અવગણના વધતી ગઇ તેમ તેમ પરેશનો ઈર્ષ્યાગ્નિ વધારે ધુમાવા લાગ્યો.

પતિસુખના અભાવે સંતાન વિનાની ગૌરી ધર્મમાં સુખ માનવા લાગી. પાસે પ્રાર્થનામંદિર આવેલું હતું, ત્યાં ઉપદેશ આપતા યુવાન પરમાનંદ સ્વામીને એણે ગુરુ કર્યા, અને એની પાસે ગીતાનાં પ્રવચનો સાંભળવા લાગી. પતિ પ્રતિ નિષ્ફળ નીવડેલ નારીહૃદયનો પ્રેમ અને સ્નેહ ગૌરીએ ગુરુચરણોમાં પૂજ્યભાવથી સમર્પણ કર્યો.

પરમાનંદની પવિત્રતા માટે કોઇને શંકા નહોતી. સર્વ એને પૂજતાં હતાં. એના ચારિત્ર્ય ઉપર કલંકારોપ કરવાની પરેશની પણ હિંમત ન ચાલી. એ મનમાંને મનમાં બળી ખાખ થવા લાગ્યો. એક દિવસ નજીવી વાતમાં ધુમાયલો અગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. પરેશે પત્નીને કહ્યું "આ

પરમાનંદ ધુતારો છે. બગભગત છે. એની સાથે તું પ્રેમબદ્ધ નથી એમ પ્રતિજ્ઞા ઉપર કહેવાને તૈયાર છે ?" પતિના શંકિત સ્વભાવથી ગાંડી બનેલી એ, પગતળે ચંપાયલી નાગણ સમી ઉછળી પડી અને વ્યંગમાંજ બોલી ઉઠી, "હાં, છું. તેનું કેમ છે ?"

પરેશ ગૌરીને ઘરમાં પુરીને બહાર તાળું વાસીને કોર્ટમાં ચાલ્યો ગયો. પતિના આવા જુલમથી ઉકળી ઉઠેલી પત્નીએ ગમે તે રસ્તે બારણું ઉઘડાવ્યું અને બહાર ચાલી ગઈ.

મધ્યાન્હ સમયે પોતાના એકાંત વાસમાં પરમાનંદ શાસ્ત્રનું અધ્યયન કરી રહ્યો હતો તેજ સમયે નિરભ્ર આકાશમાંથી ચમકતી વિજળીની માફક ગૌરી ગુરુ પાસે આવી પહોંચી. ગુરુનું અધ્યયન અધુરૂં રહ્યું. વિસ્મય પામીને એમણે પૂછયું "તું અત્યારે અહીંઆં કયાંથી ?"

"ગુરુ, ગુરુ, જીવનથી કંટાળેલીનુ રક્ષણ કરો અને આપનાં ચરણરજની સેવામાં આ શુદ્ર દેહને અર્પણ કરૂં છું તે સ્વીકારો." પરમાનંદે ગૌરીને ઠપકો આપ્યો અને એને ઘેર પાછી મોકલી· પરંતુ અધુરૂં રહેલું શાસ્ત્રનું અધ્યયન એમણે ફરીથી પુરૂં કર્યું કે નહિ તે કોઇ કલી શકતું નથી.

પરેશ ઘેર આવ્યો ત્યારે ઘરનું દ્વાર ઉઘાડું દીઠું. એણે બુમ મારી "ઘરમાં કોણ છે ?"

" કોઈ નહિ, એ તો હું ગુરુને ઘેર ગઈ હતી." પરેશ આ સાંભળીને લાલ પીળો થઈ ગયો.

" કેમ ગઈ હતી ? "

" મારે જવું હતું તેથી. "

એ દિવસથી પરેશે ઘરમાં ચોકી પહેરો મુકી દીધો. આખા ગામમાં વહેમી પરેશની વાતો થવા લાગી. પોતાની શિષ્યાનું નિર્લજ્જતાથી અપમાન થાય છે એ સાંભળીને ગુરુના ધ્યાનમાં પણ વિક્ષેપ પડવા લાગ્યા. સ્થળ છોડી અન્ય સ્થળે ચાલ્યા જવાનો પરમાનંદે વિચાર કર્યો, પરંતુ ગૌરીને દુઃખદ સ્થિતિમાં મુકીને ચાલ્યા જવાનો એનો જીવ ન ચાલ્યો. સ્વામીના એ દિવસો કેવા જતા હશે તે કોણ કહી શકે ?

બંધનમાં પડેલી ગૌરીને એક પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું " પુત્રી, પ્રભુભજન માટે ઘણી પવિત્ર સ્ત્રીઓએ આ સંસારને તજી દીધો છે. સંસારની મિથ્યા ઉપાધિઓ ઈશ્વર-સ્મરણમાં અંતરાયરૂપ થઈને તને નડતી હોય તો બેશક આવતી કાલે બપોરે બે વાગે તારા ઉદ્યાનમાં આવેલા સરોવર પાસે મને મળજે. પ્રભુની કૃપાથી તારી ઉપાધિઓ હું દૂર કરીશ અને પ્રભુસ્મરણનો માર્ગ સરળ કરી આપીશ."

ગૌરીએ આ પત્ર પોતાના અંબોડામાં સંતાડી દીધો. બીજે દિવસે બપોરે સ્નાન કરતી વેળા એણે અંબોડો છોડી નાખ્યો ત્યારે પેલો પત્ર એને ગુમ થએલો જણાયો. " કદાચ શય્યામાં પડી રહ્યો હોય અને એમના હાથમાં આવ્યો હોય તો તો ? શું, ઠીક થયું. છો એ

હાઝે બળે." પરંતુ બીજીજ ક્ષણે એનો વિચાર પલટાયો. "અરે મુક્તિના શુભ ચિહ્ન સમો મારા મસ્તક ઉપર ધરેલો એ પવિત્ર પત્ર એમના અપવિત્ર હસ્તનો સ્પર્શ થવાથી અપવિત્ર થયો." એમ વિચાર કરીને એ પતિના ખંડમાં ગઇ તો ભૂમિ ઉપર કણસતો એ પડયો હતો, એનાં ચક્ષુ ફરી ગયાં હતાં અને મોઢે ફીણ આવી ગયું હતું. એના હાથની મુઠીઓ વળી થઇ હતી. તે મુઠીમાં ભરાઇ રહેલો પત્ર એણે ખેંચી લીધો અને ડાકટરને બોલાવવાને માણુસ મોકલ્યો. ડાકટરે આવીને કહ્યું "મગજે લોહી ચઢી જવાથી પરેશનું મૃત્યુ થયું છે.' આજે એને કાંઇ અગત્યના કામસર બહારગામ જવાનું હતું તે જાણી લઇને પરમાનંદે ગૌરીને આજેજ મળવાનુ લખ્યું હતું. આટલી અધોગતિએ એ પહોંચ્યો હશે ?

સરોવરની પાળે પાળે લપાતા છુપાતા ચોરની માફક આવતા ગુરુને વિધવા થએલી ગૌરીએ બારીએથી જોયા. તરતજ એણે આંખ નીચી ઢાળી દીધી. ગુરુએ બુમ પાડી "ગૌરી." એણે જવાબ દીધો "આવું છું."

મિત્રોએ પરેશના મૃત્યુની વાત જાણી એટલે તરતજ તેઓ આવી પહોંચ્યા. ઘરમાં જઇને જુએ છે તો પરેશના શબની જોડે ગૌરીનું શબ પણ પડેલું હતું. એણે વિષ પીધું હતું. એના આવા અડગ પતિવ્રત ધર્મથી સર્વ વિસ્મિત થઇ ગયા અને "આવા કલિકાલમાં પણ સતી સ્ત્રીઓ વસે છે" એમ સૌ કોઇનાં મુખમાંથી નીકળી પડયું.

## જીવન કે મૃત્યુ ?

રાણીહતના જમીનદાર શરદશંકરના ઘરમાં વિધવા કદંબિનીને પોતાના બાપના કુટુંબનું કોઇ સગું વહાલું નહોતું. એક પછી એક બધાં મરી પરવાર્યા હતાં. તેમ પોતાના પતિના વંશમાં પણ અંગનું સગું વહાલું કોઇએ રહ્યું નહોતું. પતિ અને પુત્ર પણ ચાલ્યા ગયા હતા. દીઅર શરદશંકરનું બાળક કદંબિનીનું જીવ–પ્રાણ હતું. બાળકના જન્મ પછી એની માતા ઘણો કાળ માંદી રહી તેથી એનો વિધવા કાકી કંદબિનીએજ એને ઉછેર્યો હતો. જો કોઇ સ્ત્રી પારકા બાળકને ઉછેરે છે તો તે બાળક ઉપર તેનો પ્રેમ વધારે બલવત્તર હોય છે, તેમ નિઃસ્વાર્થી પણ હોય છે. અમુક ઉપર અમુકનો પ્રેમ છે તે વાત કાંઇ દસ્તાવેજથી પુરવાર કરી શકાય તેવી નથી. એ તો મનોમન સાક્ષી પુરે છે. જેના પ્રત્યે જેનું હેત હોય છે તે હેત તો બેવડા બળથી વધે છે. કદંબિનીનો અવરોધ પામેલો

પ્રેમ આ નાના બાળક પ્રત્યે વળ્યો હતો. શ્રાવણ માસમાં એક રાતે કદંબિની ઓચીંતી ગુજરી ગઇ. કોઇ કારણસર એનું હૃદય બંધ પડયું. બીજે બધે તો જેમ ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું. પરંતુ પ્રેમથી વિદ્ધ થએલ આ વિધવાની નાજુક છાતીમાં સમયનું ઘડીઆળ હંમેશને માટે ચાલતું બંધ પડયું.

વખત છે પોલીસવાળા નકામી હેરાનગતિમાં લાવી મુકશે એવા ડરથી જમીનદારના ચાર બ્રાહ્મણ નોકરો કોઇ પણ જાતની ધર્મક્રિયા વગરજ શબને અગ્નિદાહ માટે સ્મશાન લઈ ગયા. સ્મશાનભૂમિ ગામથી ઘણી દૂર હતી. પાસે એક તળાવ, એક નાનો ઉતારો અને વટવૃક્ષ હતું. પહેલાં અહીંથી નદીનુ વહેણ જતું હતું પણ તે કાલે કરીને સુકાઇ ગયું અને તેથી ત્યાં તળાવ ખોદાયું હતું; એટલે અગ્નિદાહ સંબંધી ક્રિયા કરવા કરાવવાની સગવડ થઇ હતી. લોકો તો આ તળાવનેજ નદી તરીકે ગણતા અને એ પાણીને પવિત્ર માનતા હતા.

શબને પેલા ઉતારામાં મુકયું અને ચારે જણા લાકડાંની રાહ જોતા બેઠા. ઘણીવાર થઇ પણ લાકડાં આવ્યાં નહિ એટલે ચારમાંના બે જણ નિતાઇ અને ગુરૂચરણ કંટાળી તેની તપાસ માટે ગયા. વિધુ અને વનમાળી શબને સાચવવા રહ્યા. રાત અંધારી ઘોર હતી. આકાશ અભ્રથી છવાઇ ગયું હતું, તારાનું નામ નિશાન જણાતું નહોતું. પેલા બે જણા છાનામાના ઉતારામાં બેસી રહ્યા હતા.

એમની પાસે દીવાસળીની પેટી અને ફાનસ હતું. ફાનસ ઓલવાઇ ગયું હતું તે સળગાવવા દીવાસળીઓ ઘસી ઘસીને તેઓ થાકી ગયા પણ હવાઇ ગએલી હોવાથી તે ન સળગી, અને એમને અંધારામાંજ બેસી રહેવું પડયું. કેટલીક વારે એમાંનો એક બોલ્યો "આપણી પાસે તમાકુ હોત તો સારૂં થાત. ઉતાવળમાં લાવવાની રહી ગઇ."

"લાવ, હું જાઉં અને લેતો આવું" બીજાએ કહ્યું.

વનમાળી કેમ ત્યાંથી જવાનું કહેતો હતો તેનું કારણ વિધુ સમજી ગયો. એટલે એણે કહ્યું "ત્યારે તે દરમીયાન હું અહીં એકલો બેસી રહું એમ ને ?"

વળી વાત બંધ પડી. પાંચ મિનિટ તો એમને એક કલાક જેટલી લાગી. પેલા લાકડાનું ગીશ કરીને ગયા છે પણ નક્કી કોઇ ઠેકાણે વાતોના તડાકા મારતાજ બેઠેલા હોવા જોઇએ એમ એમણે જાણ્યું. તમરાં અને દેડકાંનો સતત અવાજ શિવાય અત્યારે બીજું કશું સંભળાતું નહોતું. એટલામાં એમની દૃષ્ટિ શબની નનામી ઉપર પડી તો શબ જાણે હાલતું હોય તેમ એમને ભાસ થયો. વિધુ અને વનમાળી આ જોઇને ડર્યા અને બોલ્યા "રામ રામ." એટલામાં એમને એક ઉંડો નિ:શ્વાસ સંભળાયો. એક ક્ષણમાં તો આ બન્ને જણા ઉતારામાંથી થેકડો મારીને બહાર નીકળી પડ્યા, અને સરને ચડયા હોય તેમ ગામ તરફ ગબેડી મુકી ગયા. ત્રણેક માઇલ દોડ દોડ કર્યા પછી પેલા બે જણ ફાનસ લઇને આવતા એમને સામા મળ્યા.

એ લોકો કાંઇ લાકડા માટે ગયા નહોતા, ફક્ત ધૂમ્રપાન માટેજ ગયા હતા; છતાં એમણે પેલાઓને કહ્યું કે "એક ઝાડ કાપ્યું છે. હવે એનાં લાકડાં ચીરાશે, એટલે પછી આવી પહોંચશે." વિધુ અને વનમાળીએ ઉતારામાં શબ વિષે બનેલી હકીકત કહી. નિતાઇ અને ગુરૂચરણે તો એ વાત હસી કાઢી અને એ લોકો શબને એકલું પડયું રહેવા દઇને નાસી આવ્યા તેથી એમને ઠપકો આપ્યો. ચારે જણા પાછા સ્મશાન ભૂમિમાં ગયા. ઉતારામાં જઇને તેમણે જોયું તો શબજ મળે નહિ ખાલી નનામી પડી રહેલી હતી. એ તો એક બીજા સામું ટગર ટગર જોવા લાગ્યા. શીયાળ આવીને તાણી ગયું હશે? ના તેમ તો ન હોય; તેમ હોય તો લુગડું ફાટયું હોય તેનું ચીંદરડું એ માલમ પડે કની. આમ વિચાર કરીને એમણે બહાર જઇને જોયું તો કાદવમાં કોઇ સ્રીનાં નાનાં નાનાં તાજાં પગલાં પડેલાં જણાયાં. શરદશંકર કાંઇ મૂર્ખો ન હતો કે આ લોકોની ભૂત વિગેરેની વાત સાચી માને. તેથી આ ચારે જણાએ અંદર અંદર પુષ્કળ મસલત કર્યા પછી એવો ઠરાવ કર્યો કે આપણે તો એમજ કહેવું કે શબને અમે અગ્નિદાહ કરી દીધો મળસ્કું થતાં પેલા માણસો લાકડાં લઇને આવ્યા પહોંચ્યા ત્યારે "તમને આવતાં ઘણી વાર લાગી એટલે અમે તો અહીં થોડાં લાકડાં હતાં તેથી કામ નીભાવી લીધું" એમ કહીને એમને સમજાવી દીધા. શબની પછી કોને એવી દરકાર હોય? એટલે વિના તપાસે એ વાત સાચી મનાઇ.

૨

ઘણાના જાણવામાં હશે કે કેટલીએવાર એવું બનેલું જોવામાં આવે છે કે મનુષ્યના ખોળીઆમાં ઉંડાણુમાં પ્રાણુ જતા રહેલા હોય છે ત્યારે તે શરીર બહારથી શબ જેવું જણાય છે. કદંબિનીના સંબંધમાં એવુંજ બન્યું હતું. એ મૃત્યુ નહોતી પામી પરંતુ એકાએક એનું શરીરયંત્ર કોઇ કારણુસર બંધ પડયું હતું અને એની ચેતનાશક્તિ ઉડી ગઇ હતી. એનામાં પાછું ચેતન આવ્યું ત્યારે આસપાસ એને અંધકાર માલમ પડયો. એ પોતાના ઘરમાં નથી એમ એને જણાયું. " બેન બેન " કરીને એણે બુમ પાડી પણ કોઈ બોલ્યું નહિ. ભયભીત થઇને એ બેઠી થઇ ગઈ. એને સ્મરણુ થયું કે એની છાતીમાં એકાએક દરદ થઇ આવ્યું હતું અને મૂર્છાગત થવાની તૈયારીમાં હતી. એની જેઠાણી બાળકને માટે દુધ ઉનું કરતી હતી એવામાં કદંબિની " બહેન બાળકને મારી પાસે લાવો, હું થાકી ગઇ છું " એમ બોલતી બોલતી એ બેભાન થઇ ગઇ. ત્યાર પછી ચોપડી ઉપર ખડીઓ ઢળવાથી સહી સહી થઇ રહે તેમ એને મન સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો. કદંબિનીના નૂતન પુસ્તકના સ્મરણુશક્તિ અને ચેતનાશક્તિરૂપી અક્ષરો આકાર વિનાના થઇ ગયા. બાળકના હેતભર્યા "કાકી કાકી " શબ્દો શું છેવટનાજ હતા ! આ સંસારમાંથી પોતાની આંખ મીચાઇ તે વખતે મૃત્યુની અનંત અને અજ્ઞાન વાટની એ શું ભોમીયણુ બની ગઇ હતી ? મૃત્યુ-

લોકમાંથી વીદાય થતાં એને શું છેવટની વીદાય મળી હતી? આમાંનું કશાનું એને સ્મરણ ન રહ્યું. પ્રથમ તો એને એમજ લાગ્યું કે એ યમસદનમાં આવી પહોંચી છે એટલે હવે ત્યાં જોવાનું, સાંભળવાનું કે કરવાનું શું હોય? ત્યાં તો માત્ર ચોકી પહેરોજ. પરંતુ જ્યારે ઠંડો શરદીનો પવન સુસવાટા કરતો આવ્યો અને દેડકાનું ડરાઉ ડરાઉ સંભળાયું, ત્યારે એને પોતાના જીવનના અસ્તિત્વનો અને હજુ પૃથ્વી સાથેનો પોતાનો સંબંધ છુટયો નથી તેનો ખ્યાલ આવ્યો. એટલામાં વિદ્યુતનો ચમકારો થયો અને તે ચમકારામાં તળાવ, વડ, મોટું મેદાન અને દૂરનાં વૃક્ષો એને દષ્ટિગોચર થયાં. હવે એને યાદ આવ્યું કે ઘણીએ વાર પૂર્ણિમા ઉપર એ આ તળાવે સ્નાન કરવા આવતી હતી; ત્યારે આ સ્મશાન ભૂમિમાં શબ જોઇને મૃત્યુથી એ ઘણી ભય પામતી. હવે એને વિચાર આવ્યો કે " ચાલ ઘેર જાઉં." વળી લાંબો વિચાર કરતાં એને એમ થયું કે "હું તો મૃત્યુ પામી છું તો ઘેર શી રીતે જાઉં? મારા પાછા જવાથી એ બધાં ઉપર આપત્તિ આવી પડશે. મૃત્યુલોકમાંથી હું તો હવે ભૂત-યોનિમાં આવી. જો એમ ન હોય તો શરદશંકરના સુરક્ષિત વાસમાંથી આટલો રાતે આટલે બધે દૂર આ સ્મશાનભૂમિમાં હું શી રીતે આવી? કદાચ એમ ધારૂં કે હજુ મારા શબનો અગ્નિસંસ્કાર નથી થયો; તો પછી મને અહીં સુધી ઉંચકી લાવનાર માણસો ક્યાં ગયા. જે વખતે હું મૃત્યુશય્યામાં હતી તે વખતે શરદશંકરના દીપપ્રકાશિત ઘરમાં હતી;

અત્યારે હું નિર્જન અંધારા સ્મશાનમાં તદ્દન એકલી છું. હવે હું આ પૃથ્વીનું માનવી તો નથીજ. હું અપશુકનીઆળ ડરામણું મારૂં "પોતાનુંજ ભૂત છું." એને આ વિચાર આવતાં આ સંસારનાં બંધનો જે એને બાંધી રાખતાં હતાં તે પટોપટ તુટી ગયાં. હવે પોતાનામાં અદ્ભુત બળ અને નિઃસીમ સ્વતંત્રતા હોય એમ એને લાગ્યું. એ ધારે તે કરી શકે અને ધારે ત્યાં જઇ શકે, આવા વિચારે એક ગાંડાની માફક પવનના સુસવાટા પેઠે ઉતારામાંથી એ બહાર નીકળી આવી અને સ્મશાનભૂમિ ઉપર આવીને ઉભી રહી. ભય કે લજ્જાનું ચિન્હ સરખું એના મુખ ઉપર જણાતું નહોતું.

એણે તો ચાલ ચાલ કરવા માંડયું; છેક થાકીને અશક્ત થઇ ગઇ ત્યાંસુધી એણે ચાલ્યાજ કર્યું. એ ચાલ્યા કરતી તેમતેમ મેદાન પણ જાણે ચાલ્યાજ કરતું હતું. એનો છેડો નહોતો આવતો. આસપાસ પાણીથી ભરેલા ડાંગરના કયારડાઓ હતા. ચાલતાં ચાલતાં એના પગ કયારડામાં ભરાઇ પડતા હતા. પ્રભાતનાં પહેલાં કિરણ પડતાં કેટલેક દૂર આવેલાં ઘરો નજીક વાંસની ઝાડીમાંથી પક્ષીનો કલરવ આવતો સંભળાયો એટલે એને ભય લાગ્યો. પૃથ્વી અને તે ઉપર વસતાં માનવી જોડે પોતાનો હવે શો સંબંધ હશે તે એ ન કળી શકી. અંધારી રાતે જ્યાં સુધી એ સ્મશાનમાં હતી, નિર્જન પ્રદેશમાં હતી ત્યાં સુધી એ નિર્ભય હતી, અને જાણે પોતાના લોકનીજ વાસી હતી એમ એને લાગતું હતું. પરંતુ પહો ફાટતાંજ માનવાઓનાં ઘર જોઇને એને

ભય લાગ્યો. માનવી અને ભૂતને તો એક બીજાનો ભય રહે છે, કારણ કે બન્ને યોનિઓ મૃત્યુ નદીને સામ સામે કિનારે રહે છે. એનાં વસ્ત્ર કાદવથી ખરડાએલાં હતાં. આખી રાત ચાલવાથી અને વિવિધ વિચારો કરવાથી એ વૈકલ્ય જેવી જણાતી હતી. ખરેખર એનો દેખાવ એવો થઇ ગયો હતો કે લોકો એને જોઇને છળીજ મરે, છોકરાં એને પથરા મારે કે એને જોઇને નાસી જાય. સદ્‌ભાગ્યે પ્રથમ દૃષ્ટિ એક પથિકની એની ઉપર પડી. એ એની પાસે ગયો અને પૂછ્યું " બહેન, તમે કોઇ સારા ઘરનાં જણાવો છો. આવે વેશ તમે એકલાં ક્યાં જાવ છો ? "

કદંબિની તો ગભરાઇ ગઇ હતી એટલે એ તો ટગર ટગર બોલ્યા ચાલ્યા વિના જોઇજ રહી. હજુ એને આ લોક સાથે કાંઇ સંબંધ રહ્યો છે, એ કોઇ સારા ઘરની હોય એમ જણાય છે અને આ પથિક એને કાંઇ પૂછી રહ્યો છે એ બધી બાબતો હજુ એના માન્યામાં ન આવી.

પાંથે ફરીથી કહ્યું " બેન, ચાલો હું તમારે ઘેર તમને પહોંચતાં કરીશ. તમે ક્યાં રહો છો ? "

કદંબિનીએ વિચાર કર્યો કે " હવે ક્યાં જવું ? સાસરે જવું તો અર્થ વગરનું છે, પિતાનું ઘર છે નહિ. હા, બાલપણની મારી એક બહેનપણી છે. " એ મોટી થઇ ત્યાર પછી જોગમાયાને એ મળી નહોતી પરંતુ પત્રદ્વારા એક બીજાનાં દર્શન થયાં કરતાં. ઘણી વખતે કદંબિની જોગમાયાને પત્રમાં લખતી કે તારા પ્રત્યે મારો નિઃસીમ

પ્રેમ છે, ત્યારે જોગમાયા ઉત્તર વાળતી કે હું માયા રાખું છે તેવી તું બીલકુલે રાખતી નથી. બન્ને જાણતાં હતાં કે એકવાર જો તેમનો મેળાપ થાય તો પછી એ છુટાંજ ન પડે.

કદંબિનીએ પથિકને કહ્યું "મારે નીસીંદાપુર શ્રી· પતિને ઘેર જવું છે." પથિક કલકત્તે જતો હતો અને નીસીંદા-પુર માર્ગમાંજ આવતું હતું તેથી કદંબિનીને એ નીસીંદાપુર શ્રીપતિને ઘેર મૂકી આવ્યો. બન્ને સહીઅરો ઘણે દિવસે મળી. પહેલાં તો તેઓ પરસ્પરને ઓળખી પણ ન શકયાં; પરંતુ ધીમે ધીમે બાલપણની મુખાકૃતિ યાદ આવતાં ઓળખાણ પડી ગઈ. જોગમાયા બોલી "કેવો યોગાનુયોગ, તું મને હવે ફરી કોઈ દિવસ મળી શકે એવી મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી. બેન, અહીં તારૂં આવવું કેમ થયું? તારાં સાસરીઆં તો તને બીલકુલ બહાર નીકળવા દે એવાં નથી."

કદંબિની થોડીવાર શાંત રહી પછી બોલી "બેન, સાસરા સંબંધી મને કાંઇ પૂછીશ નહિ. મને તારા ઘરમાં એક ખુણો કાઢી આપ, ત્યાં હું પડી રહીશ. મને તારી નોકર તરીકે ગણજે. હું તારૂં બધું કામ કર્યા કરીશ."

"શું હું તને મારી નોકર તરીકે ગણું? તું તો મારો શ્વાસ પ્રાણ છે, તું તો મારી—વિગેરે વિગેરે" જોગમાયા બોલી. એટલામાં શ્રીપતિ આવ્યો. કદંબિની એની સામું થોડીવાર જોઇ રહી પછી ધીમે રહીને બહાર ચાલી ગઇ. એણે પોતાનું માથું ઢાંકયું નહિ અને વિવેક કે મર્યાદા

જરાએ ન મળવ્યાં. જોગમાયાએ જાણ્યું કે કદંબિનીના આવા અમર્યાદ વર્તનથી શ્રીપતિ કદાચ તેને માટે ખોટો વિચાર બાંધે, તેથી એ પતિને એ વાત વિસ્તારથી સમજાવવા લાગી. શ્રીપતિ તો જોગમાયા જે કહે તે તરતજ ખરૂં માની લેતો, એટલે એણે તો "એમાં શું થઇ ગયું? કાંઇ નહિ." એમ કરીને વાત પતાવી અને જોગમાયાના જીવને નિરાંત વળી.

૩

કદંબિની અહીં આવી તો ખરી પણ પોતાની બેન-પણી સાથે એનો જીવ ન મળ્યો. બન્ને વચ્ચે મૃત્યુનો અંતરાય હતો. એને પોતાને પોતાના અસ્તિત્વ સંબંધી શંકા હતી છતાં એની ચેતનાશક્તિ તો અસલના જેવીજ હતી. આ વાત એને મુઝાવી નાખતી હતી અને તેથીજ એ બીજાં સાથે મળી જતી નહોતી. એ જોગમાયા સામું જોતી અને વિચાર કરતી "આને તો પતિ છે; એ એનું કામ કરે છે; એ તો મારા કરતાં કોઈ જુદીજ દુનિઆમાં વસે છે; આ દુનિઆના લોકો જોડે બધી વાતોમાં એ ભાગ લે છે; હું તો માત્ર ખાલી છાયાજ છું; એ મૃત્યુ-લોકમાં છે. હું તો અનંત સ્થિતિમાં છું."

જોગમાયા પણ બેચેન રહેતી હતી, કારણ સમજાતું નહોતું. સ્ત્રીઓને કોઇ પણ અંધારામાં રહે તે ગમતું નથી સંભ્રમ કાવ્યોમાં, શૌર્યમાં કે વિદ્વત્તામાં રહ્યો પાલવે, પણ ઘરના કામકાજમાં એવો સંભ્રમ એમનાથી ન સહ્યો જાય. જ્યારે એમને કોઈ વાતમાં સમજ ન પડે ત્યારે કાં તો એ વાતનો એ કેડો પકડીને સમજી લે છે, કે એનું વિસ્મરણ

કરે છે, અથવા તો પોતાના ઉપયોગમાં આવે તેવું રૂપાન્તર કરે છે. જો એમાંનું કાંઇએ કરવા એ શક્તિમાન ન થાય તો એમનો મીજાસ હાથથી જતો રહે છે. કદંબિની જેમ જેમ વધારે સુનકાર બનતી ગઇ તેમ તેમ એના હૃદયમાં શાની મુઝવણ ચાલી રહી હશે તે જાણવાને જોગમાયાની ઇંતેજારી વધતી ગઇ. વળી નવો ભય ઉપસ્થિત થયો. કદંબિની પોતાની જાતથી બીવા લાગી. પણ જાતથી છુટી પડીને શી રીતે નાસી જાય. એને પોતાની જાતનો ડર લાગતો હતો. બહારનો કશાનો ભય એને નહોતો. મધ-રાતે ઘરમાં એકલી પડતી ત્યારે એ બુમ પાડી ઉઠતી. દીપકના પ્રકાશમાં પોતાનો પડછાયો જોઇને એનું સર્વાંગ ધ્રુજી ઉઠતું હતું. એના આવા ડરકુપણાથી બધાં ઘરનાંને એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો. ઘરના નોકર ચાકરોને અને જોગમાયાને પણ ભુત દેખાવા લાગ્યાં.

એકવાર મધ્ય રાતે કદંબિની પોતાના સુવાના ઓર-ડામાંથી રડતી રડતી બહાર આવી અને જોગમાયાના ઓરડા આગળ આવીને બુમો પાડવા લાગી "બેન, બેન, મને તારા પગ આગળ સુઇ રહેવા દે. મને એકલી ન રાખ."

જોગમાયાને જેટલી બીક લાગી તેટલોજ ક્રોધ ચઢયો. તેજ વખતે એ કદંબિનીને ઘરમાંથી કાઢી મુકત; પરંતુ શ્રીપતિએ કદંબિનીને જેમ તેમ કરીને સમજાવીને પાછી બીજા ઓરડામાં સુવાડી.

બીજે દિવસે શ્રીપતિ પોતાની પત્ની પાસે ગયો એટલે પત્નીએ તો એને ઉધડો દીધો " તમે તે કાંઇ માણસમાં છો. પેલી એને સાસરેથી નાસી આવી છે અને તમારા ઘરમાં પેઠી છે; એને આવે મહિનો થઈ ગયો પણ તમે તો કાંઇ બોલતાજ નથી; હવે એ એને ઘેર પાછી જાય એમ પણ તમે કહેતા નથી. હજુ સુધી એ અહીં કેમ પડી રહી છે? તમે આમ કેમ શાંત બેસી રહ્યા છો, તેનું કારણ મહેરબાની કરીને જણાવશો? તમે પુરૂષો બધાય સરખાજ છો. "

પુરૂષ માત્ર સ્ત્રી જાત પ્રત્યે સ્વાભાવિક રીતે જ પક્ષપાતી હોય છે. તેને માટે સ્ત્રીયોજ જવાબદાર હોય છે. શ્રીપતિ તો જોગમાયાના સમ ખાઇને કહેવા તૈયાર હતો કે નિરાધાર કદંબિની પ્રત્યે એને જે કાંઇ દયાની લાગણી હતી તે ફક્ત એની નિરાધાર સ્થિતિને લઇને કોઈ પણ માણસની હોય તેવીજ રીતની હતી; એથી વિશેષ કાંઇ નહોતું. પરંતુ તે વાત પોતાની રીતભાતથી એ સિદ્ધ ન કરી શક્યો. એને એમ લાગ્યું કે " આ બીચારી આધારવિનાની વિધવાને એનાં સાસરીઆં ઘણું દુઃખ દેતાં હશે તે સહન નહિ થવાથી એ કંટાળીને અહીં આવી હશે. એને બીચારીને નથી બાપ કે નથી મા. આ સ્થિતિમાં એને કેમ કાઢી મુકાય." એમ વિચારીને એ વાત એણે પડતી મુકી અને દુઃખદાયક પ્રશ્નો પૂછીને કદંબિનીને વધારે દુઃખી કરવાનું એને ઉચિત ન લાગ્યું.

એક યુક્તિમાં જોગમાયા ન ફાવી એટલે એણે બીજી યુક્તિ લડાવી. એટલે ઘરમાં કંકાસ થવાના ભયે આખરે શ્રીપતિએ કદંબિનીના સસરાને સંદેશો કહાવી મોકલવાનો વિચાર કર્યો. પત્ર લખવાથી તો કાંઇ નહિ વળે એમ ધારીને એણે જાતેજ રાણીહત જવાનો વિચાર કર્યો. શ્રી-પતિ ગયો એટલે જોગમાયા કે'વા લાગી " બેન કદંબિની, મારા ઘરમાં બહુ દિવસ રહેવું તારે માટે યોગ્ય ન લેખાય. લોકો શું કહેશે ? "

કદંબિની જોગમાયા સામું ગંભીરતાથી જોઇ રહી અને બોલી "લોકોની સાથે મારે શું લેવા દેવા છે?" આ સાંભ-ળીને જોગમાયા તો ઠંડીજ થઇ ગઇ.

"તારે લોકો સાથે કાંઇ લેવા દેવા નહિ હોય પણ અમારે તો છે. પારકી સ્ત્રી અમારા ઘરમાં આમ રહે તેનો અમે શો જવાબ આપી શકીએ ?" " મારૂં સાસરૂંજ કયાં છે?" કદંબિની બોલી.

જોગમાયા મનમાંજ બબડી "જહાનમમાં જાવ બધુંએ, વળી એ દુષ્ટા બીજું કોણ જાણે શુંએ કરશે ?"

વળી કદંબિની ધીમે સાદે બોલી " મારે તમારી સાથે શું લેવા દેવા છે ? હું કાંઇ આ મૃત્યુલોકનું માનવી છું ? તમે હસો છો, રડો છો, સ્નેહ કરો છો, દરેક મનુષ્ય પોત-પોતાનું સંભાળી લે છે. મારે તો ફક્ત આ બધું જોઇજ રહેવાનું છે. તમે મનુષ્ય છો, હું તો છાયા છું. પ્રભુએ મને તમારી આ સૃષ્ટિમાં હજુ કેમ રાખી મુકી છે ?" એનો

દેખાવ અને વાણી એવાં વિચિત્ર લાગતાં હતાં કે એના લવારામાંથી જોગમાયા કાંઇ થોડુંજ સમજી. આખરે વધુ પ્રશ્ન ન પૂછતાં દુઃખી થતી એ ત્યાંથી ખસી ગઇ.

૪

છેક રાત્રે દસ વાગે શ્રીપતિ રાણીહતથી પાછો આવ્યો. વરસાદની ઝડીઓથી ધરતી પાણીમાં ડુબી ગએલી હતી. એમજ લાગતું હતું કે વરસાદ રહેવાનોજ નથી અને રાત પણ પુરી થવાની નથી. જોગમાયાએ પૂછયું "કેમ શું કરી આવ્યા ?"

"મારે બહુ બહુ કહેવાનું છે" એમ કહીને શ્રીપતિ કપડાં કાઢીને વાળુ કરવા બેઠો. પછી હુક્કો ગગડાવતો આડો પડયો. એના મગજમાં ઘણો ગુંચવાડો ઉભો થયો હતો. જોગમાયા પણ થોડી વાર તો પોતાની ઉત્સુકતા દબાવીને બેસી રહી, પણ પછી એ કોચ આગળ જઇને બોલી "બોલોને, શું ખબર લાવ્યા છો ?" "ખબર તો એજ કે તેં ખરેખર ભૂલ કરી છે." જોગમાયાને તો આ સાંભળીને ચાટકો ચઢયો. સ્ત્રીઓ કદી ભૂલ કરતીજ નથી અને કદાચ કરે તોપણ ડાહ્યા પુરુષોએ કહેવી ન જોઇએ. સ્ત્રીની ભૂલ પુરૂષોએ પોતાને માથે ઓઢી લેવી જોઇએ. આવા વિચારની જોગમાયા બચકું ભરતી બોલી ઉઠી "મેં શી ભૂલ કરી તે બતાવશો ?"

"જે સ્ત્રીને તેં આપણા ઘરમાં રાખી છે તે તારી કદંબિની ન હોય." પોતાનો પતિ જ આ પ્રમાણે બોલે છે

એ સાંભળીને જોગમાયા વધારે છેડાઇ પડી અને બોલી "શું હું મારી બેનપણીને પણ ન ઓળખી શકું? વાહ, ત્યારે તમેજ આવોને ઓળખાવાને, એવા હોંશીઆર છો તો!" શ્રીપતિએ એને સમજણ પાડી કે "એમ જીદ કરવામાં કાંઈ માલ નથી. મેં કહ્યું છે તે હું સાબીત કરી બનાવીશ. તારી કદંબિની તો ગુજરી ગઈ છે." જોગમાયાએ જવાબ દીધો "જુઓ, સાંભળો, તમેજ મોટી હિમાલય જેવડી ભૂલ કરી છે, તમે કોઇ ભળતેજ ઘેર જઇ પહોંચ્યા હશો અથવા તો તમારા સાંભળવામાં કાંઇ ગરબડ હશે. તમને ત્યાં જવાનું કોણે કહ્યું હતું? એક કાગળ લખો એટલે ચોખવટ થઇ જશે!" પત્નીને પોતાના કાર્યમાં વિશ્વાસ ન આવ્યો જોઇને શ્રીપતિ ખિન્ન થયો. એણે ઘણા ઘણા દાખલા આપ્યા પણ જોગમાયાને ખાતરી ન થઇ. આવી રકઝકમાં મધરાત થઇ ગઇ. કદંબિનીને કાઢી મુકવા બાબત દંપતિ સંમત થયાં. શ્રીપતિનું એવું માનવું હતું કે આ નવી આવનાર સ્ત્રીએ ખોટું ઓળખાણ કાઢીને એની પત્નીને છેતરી છે. જોગમાયાનું એવું માનવું હતું કે એ કોઇ વેશ્યા છે. આવા વાદવિવાદમાં કોઇ પોતાની હાર કબુલ કરતું નહોતું. બન્ને મોટા ઘાંટા કાઢીને વાત કરતા હતાં. કદંબિની જોડેના ખંડમાં સુઇ ગઇ છે તેનું પણ ભાન એ ભૂલી ગયાં. શ્રીપતિ કહે કે "આપણે ખરા ધર્મસંકટમાં આવી પડયાં. હું તને ખરૂં કહું છું. મેં મારે કાનો કાન એ વાત સાંભળી" ત્યારે જોગમાયા ક્રોધાયમાન થઇને બોલી "તમે શું કરમ કાનો

કાન સાંભળ્યું! હું મારી નજરે દેખી શકતી નથી?" છેવટે જોગમાયા હારી અને બોલી "બહુ સારૂ, ત્યારે કહો એ ક્યારે ગુજરી ગઈ?"

આ પ્રશ્ન એણે એવા આશયથી પૂછ્યો કે જો એનો પતિ કોઇ એવો દિવસ કહી દે કે, જે દિવસનો કદંબિનીના હાથનો પત્ર એની પાસે હોય; તો જરૂર શ્રીપતિને જુઠો પાડી શકાય. કદંબિનીના મૃત્યુનો એણે દહાડો વાર કહ્યો તો જણાયું કે જે દિવસે કદંબિની એમને ઘેર આવી તેને આગલે દિવસે એનું મૃત્યુ થએલું. એટલે જોગમાયા ધ્રુજી ઉઠી અને શ્રીપતિ પણ ડગી ગયો. આમ આ બે જણાં વાત કરતાં હતાં એટલામાં પવનને ઝપાટે દીવો ઓલવાઇ ગયો અને અંધારૂં ઘોર થઇ ગયું. કદંબિની એ બેઠાં હતાં ત્યાં આવીને ઉભી રહી. રાતના એક વાગ્યાનો સુમાર થયો હતો. બહાર વરસાદ ધોધમાર વરસતો હતો. કદંબિની બોલી "બેન, હુંજ તારી કદંબિની છું. હું જીવતી નથી, મરી ગઇ છું." જોગમાયા બીકની મારી બુમ પાડી ઉઠી. શ્રીપતિથી બોલી શકાયું નહિ.

"હું મૃત્યુ પામી છું એ શિવાય મેં તને કાંઇ નુકશાન કર્યું નથી. આ લોકમાં મારે માટે સ્થાન નથી તેમ મૃતક લોકમાં પણ મને સ્થાન નથી; ત્યારે હવે મારે જવું કયાં?" વરસતા વરસાદની ઘોર રાતમાં ઘસઘસાટ ઉંઘતા સરજનહારને જગાડવા જાણે બુમ પાડતી હોય તેમ બુમ પાડતી એ બોલી ઉઠી "હવે હું કયાં જઇશ?" એટલું બોલીને કદંબિની જોગમાયાને મૂર્છાવશ દશામાં મુકીને ઘરની બહાર નીકળી પડી.

●

૫

કદંબિની રાણીહત શી રીતે પહોંચી તે કહેવું મુશ્કેલ છે. પહેલાં તો એણે કોઇને દેખા દીધી નહિ. એક પડી ગએલા મંદિરમાં ભુખે તરસે એણે આખો દિવસ કાઢી નાખ્યો. જ્યારે સાંજ પડી, આકાશમાં મેઘાંધકાર છવાઇ રહ્યો અને પુષ્કળ વરસાદ આવશે એવી બીકે લોકો ઘરમાં ભરાઇ જવા લાગ્યા, તે વખતે કદંબિની મંદિરમાંથી બહાર આવી અને પોતાના ઘર તરફ વળી. જતાં જતાં એને ધ્રુજારી વછુટી. લાજ કાઢીને એ ઘરમાં પેઠી. ઘરની નોકરડી ધારીને એને કોઇએ અટકાવી નહિ. શરદશંકરની સ્ત્રી તે વખતે પોતાની વિધવા બેન જોડે પાને રમતી હતી. નોકર રસોડામાં હતો અને કાયલી બાળક પથારીમાં ઉંઘતો હતો. બધાંની નજર ચુકાવીને કદંબિની બાળક પાસે ગઇ. એ પાછી આ ઘેર કેમ આવી હશે તે કોઇ જાણતું નથી. એ જાતે પણ જાણતી નહોતી. આ બાળકને એકવાર જોવાની એની ઇચ્છા હતી, પણ પછી કયાં જવું કે શું કરવું તેનો એણે કશો વિચાર કર્યો નહોતો.

બાળક ઉંઘતો હતો, એના નાના હાથની મુઠીઓ વળેલી હતી અને તાવને લીધે એનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. એને જોઇને કદંબિનીનું હૃદય શેકાઇ ગયું. બાળકને છાતી સરસો ચાંપવાની એની ઇચ્છા થઇ આવી. એને વિચાર થયો કે "આ સંસારમાં મારૂં અસ્તિત્વ નથી એટલે હું એમ કરીશ તે કોણ જોવાનું છે. છોકરાની માને તો

છોકરા પાસે બેસવું ગમતું નથી, એને તો તડાકા મારવાનું કે પાને રમવાનુ ગમે છે. બાળકની હું સંભાળ રાખતી હતી ત્યાં સુધી તો એ સર્વ પ્રકારની દુગ્ધામાંથી છુટી હતી અને એને બાળકની કશીએ તકલીફ ઉઠાવવી પડતી નહોતી. અરેરે, મારા ગયા પછી મારા જેવી એની કોણ સંભાળ રાખે ?"

બાળકે પાસું ફેરવ્યું અને ઉંઘમાંજ બોલ્યો "કાકી, મને પાણી પાવ." "મારો વહાલો બાલુડો મને ભુલી ગયો નથી" એવા હર્ષમાં એણે બાળકને ખોળામાં લીધો અને એને પાણી પાયું. બાળકની નિદ્રા જ્યાં સુધી ઉડી નહિ ત્યાં સુધી અજાયબીનાં કાંઇ પણ ચિન્હ બતાવ્યા શિવાય પરિચિત હાથજ એને પાણી પાય છે એમ ધારીને એ પડી રહ્યો. પણ જ્યારે કદંબિનીએ પોતાના ઘણા દહાડાનો ઉભરો ખાલી કર્યો અને બાળકને ચુંબન કર્યું અને એને હીંચકો નાખવા લાગી, ત્યારે એ જાગ્યો અને એને બાઝી પડયો "કાકી, તમે મરી ગયાં હતાં ને ?"

"હા, મારા લાડકા."

"ત્યારે તમે પાછાં આવ્યાં ? હવે ફરીથી મરી ન જશો ?"

કદંબિની કાંઇ જવાબ આપે એટલામાં તો એને માથે ગાફત આવી પડી. એક દાસી પ્યાલામાં સાબુદાણા લઇને આવતી હતી, એના હાથમાંથી પેલો પ્યાલો પડી ગયો અને એ પણ ધબ લઇને પડી ગઇ. ધબાકો સાંભળીને પત્નિ

રમવાં અધવચ મુકીને શેઠાણી દોડી આવ્યાં. એ તો આવીને થાંભલા જેવી ઉભીજ રહી. એનાથી ન નસાય કે ન બોલાય. આ બધો તમાસો જોઇને બાળક પણ ગભરાયો અને રડી પડયો. "કાકી, તમે અહીંથી જતાં રહો."

હવે કદંબિનીને સમજ પડી કે એ મરી ગઈ નથી. તેનો તેજ આ ખંડ, તેજ વસ્તુઓ, આ બાળક પણ તેજ અને અહીંનું સર્વ કાંઇ પણ રૂપાન્તર શિવાય અસલનુંજ કાયમ છે. પોતાની બેનપણીના ઘરમાં પોતે ગુજરી ગઇ છે એમ લાગ્યું હતું અને હવે બાળકના ઓરડામાં એને એમ લાગ્યું કે હું નથી મરી ગઇ. દુઃખભર્યા સ્વરે એણે પોતાની દેરાણીને કહ્યું "તમે મારાથી શું કામ બીઓ છો, હું તો તેની તેજ છું." દેરાણીથી આ ન જોવાયું. એને મૂર્છા આવી. એટલામાં સુરદશંકર ત્યાં આવી પહોંચ્યા. હાથ જોડીને નમ્ર ભાવે એણે કહ્યું "આ તે શું સારૂં કહેવાય? સતીશ મારો એકનો એક પુત્ર છે, તમે એને શું કામ દેખા દો છો. અમે તો બધાં તમારાંજ છીએ. તમે ગત થયાં ત્યારથી એ રોજ સુકાતો જાય છે. તાવ તો શરીરમાંથી ખસતોજ નથી. રાતને દિવસ કાકી કાકી એમ બુમો પાડયા કરે છે. તમે તો આ લોક છોડીને ચાલ્યાં ગયાં છો; માટે હવે આ છોકરાની માયા છોડી દો. અમે તમારી પાછળ શ્રાદ્ધ વિગેરે બધી ક્રિયાઓ કરીશું." કદંબિનીથી આ બધું ન સાંભળી શકાયું. એ બોલી "અરે હું મરી નથી ગઇ. તમને મારે કેવી રીતે સમજાવવા કે હું નથી મરી

ગઇ. હું તો જીવતી છું.'' એમ બોલી જમીન ઉપર એક પિત્તળનો ઘડો પડયો હતો તે હાથમાં લઇ પોતાના કપાળમાં જોરથી માર્યો. કપાળમાંથી ધડધડ કરતું લોહી વહેવા લાગ્યું એટલે એ ફરી બોલી "જુઓ, ખાતરી કરો, હું જીવતી છું." શરદશંકર તો મૂર્તિમંત જેવો ઊભોજ રહ્યો. છોકરાએ ચીચીઆરી પાડી મુકી. શરદશંકરની સ્ત્રી અને દાસીને તો હજુ મૂર્છા વળી નહોતી.

"હું નથી મરી ગઈ, હું નથી મરી ગઇ," એમ બુમો પાડતી કદંબિની ચોકમાં આવેલા કુવાનાં પગથીઆં ચડી ગઇ અને કુવામાં ભુસકો માર્યો. ઉપલા માળથી શરદશંકરે ધબાકો સાંભળ્યો. આખી રાત વરસાદ વરસ્યાજ કર્યો ને બીજે દિવસે બપોર સુધી ચાલુ રહ્યો. કદંબિનીએ મરતાં મરતાં સાબીત કરી આપ્યું કે એ નહોતી મરી ગઇ.

## નયનજોર-બાબુનું ગૌરવ

૧

એક વખત એવો હતો કે નયનજોરના બાબુ મોટા જાગીરદાર ગણાતા હતા. તેઓ પોતાના રાજવંશી વૈભવ માટે નામાંકિત થયા હતા. તે એવા નાજુક હતા કે ઢાકાની મલમલ-ની કોર જરા સરખી એમની ચામડીને ખુંચતી, તો તે આખી કોરની કોર ફાડી નાખતા. એક બિલાડીના બચ્ચાનાં લગ્ન માટે પણ એ હજારો રૂપીઆ ખર્ચી નાખતા. એમના સંબંધમાં એવું કહેવાય છે કે એક વાર એમને ત્યાં મોટી મીજલસ થઇ હતી તે વખતે રાતને દિવસના રૂપમાં પલ-ટાવી નાખવા એમણે અસંખ્ય દીવા પ્રકટાવ્યા હતા; અને સૂર્યપ્રકાશનું આબેહુબ અનુકરણ કરવાને ઉંચેથી રૂપાના તારનો વરસાદ વરસાવી મુકયો હતો. એમના એ વૈભવના દિવસો વહી ગયા હતા. એકજ રેલમાં એ બધું ઘસડાઇ ગયું. આ બાબુઓનો આવો રાજવંશી દાઠ વધારે પેઢીઓ

ન પહોંચ્યો. જેમ એક દિવામાં વધારે દીવેટો બળતી હોય તો તેમાંનું તેલ ઝપાટાબંધ બળી જાય છે અને દીવો ઝટ ઓલવાઈ જાય છે, તેમ આમનું પણ થયું.

અમારા પડોશી કૈલાસબાબુ આ રાજ્યવંશી નયનજોર બાબુના છેલ્લા વંશજ છે. એ મોટા થયા તે પહેલાંજ એમના કુટુંબના વૈભવનો લગભગ અંત આવેલો હતો. એમના પિતા ગુજરી ગયા ત્યારે તેમની પાછળ વરામાં લખલુટ ખર્ચ થઈ ગયો હતો. રહી સહી ગીલકત દેવું વાળવા વેચાઇ ગઈ અને જે કાંઇ રોકડ બાકી રહ્યું તેથી અસલની બાપદાદાની જાહોજલાલી જળવાય તેમ નહોતું. કૈલાસબાબુને નયનજોર છોડીને કલકત્તે આવવું પડયું. એમનો પુત્ર આ ફાની દુનિઆનો ત્યાગ કરીને પોતાની પાછળ એક પુત્રીને મુકીને ગુજરી ગયો હતો. કલકત્તામાં અમે કૈલાસબાબુના પડોશીઓ છીએ. અમારા કુટુંબનો વૃત્તાંત એમનાથી તદ્દન ઉલટો છે. મારા પિતાએ પોતાની જાતમહેનતથીજ પૈસો મેળવ્યો હતો તેથી જરૂરીઆત કરતાં એક પાઇ પણ વધારે ન ખરચવી એવો એમનો મત હતો. એમનાં લુગડાં અને હાથ વહીતરૂ કરનારના જેવા હતા. ખોટો અને હદપારનો ભપકો દેખાડીને બાબુનો ઇલ્કાબ લેવાનું એમને જરાએ મન થતું નહિ, તેથી એમનો હું ઉપકૃત છું. એમણે મને ઘણા ઉંચા પ્રકારનું શિક્ષણ આપ્યું હતું તેથી મારો સંસાર સારી રીતે ચાલતો હતો. હું સ્વાશ્રયથી જ મોટો થયો છું એમ કહેતાં મને શરમ નથી

આવતી. મારી તીજોરીમાં રૂપીઆની નોટોના ચોડા પડી રહ્યા હોય તે, ખાલી તીજોરીમાં કુટુંબની વંશાવળી પડી રહે તેના કરતાં મને વધારે પ્રિય હતા. કૈલાસબાબુ પોતાના બાપદાદાની અસલ કીર્તિ સંભારીને હાલમાં જતી રહેલી શાખમાં ઉમેરો કરવાનો ખોટો પ્રયત્ન કરતા હતા એથી મને ગમતા નહોતા. મારા પિતા પોતાનો રળેલો રોટલો ખાતા હતા તેથી બાબુ મારા પ્રત્યે ધૃણાની નજરે જોતા હોય એમ મને લાગ્યું. મારે કહેવું જોઇએ કે કૈલાસબાબુ પ્રત્યે મારા શિવાય કોઇને કંટાળો આવતો નહિ. એટલુંએ ખરૂં કે એમના જેવા અનપકારી વૃદ્ધો થોડાજ હશે. બીજાના આનંદમાં અને શોકમાં હંમેશાં એ માયાળુ અને સભ્ય વર્તન રાખતા. પોતાના પડોશીઓના ઉત્સવમાં અને ધાર્મિક પ્રસંગોમાં ભાગ લેવાનું એ જરાએ ચુકતા નહિ. એમનો હસમુખો સ્વભાવ વૃદ્ધ અને જુવાનને સરખો પ્રિય થઈ પડતો. એમની વાત કરવાની ઢબ છબ પણ એટલી બધી રહોજ ભરેલી હતી કે એમનાથી કોઇને કંટાળો ઉપજતો નહિ. મોહલ્લામાંથી જતાં આવતાં ઓળખાણ પીછાણવાળાઓને એ મળતા એટલે તરત તેમને એ ઉભા રાખતા અને તેમની તથા તેમના કુટુંબની ખબર અંતર પૂછતા. એમના મુખમાંથી અસ્ખલિતપણે એક પછી એક જે સવાલો નીકળતા, તેના જવાબો આપવા પેલાઓને ઉભા રહેવું પડતું તે વખતે જાણે એમને નાકું પકડીને વાત કરવા રોકીજ રાખ્યા હોય તેવું થતું. છતાં તેઓ

ઘણી ખુશીથી આપોઆપ રોકાઈ જતા.

"ઓહો ભાઈ, તમને જોઈને મને ઘણો આનંદ થયો. કેમ ખુશી તો ખરા? શશીની તબીયત કેમ છે? અને દાદાએ પણ ખુશીમાં છેને? મેં તો હમણાંજ સાંભળ્યું કે માધુના છોકરાને તાવ આવે છે. હવે કેમ છે એને? તમે જાણો છો? અને હરિચરણબાબુને તો મેં હમણાંના જોયાજ નથી. એમની તબીયત તો ઠીક હશે. રખાલને શું થયું છે? વારૂ તમારા ઘરમાં તો બધાં ખુશીમાં છેને?" વિગેરે મતલબના કૈલાસબાબુના પ્રશ્નો હોય.

કૈલાસબાબુ પાસે જો કે કપડાં ગણ્યાં ગાંઠયાં હશે પરંતુ જ્યારે જુઓ ત્યારે એમનાં કપડાં તદ્દન સ્વચ્છ. દરરોજ એ પોતાનાં શર્ટ, કોટ, વાસકુટ, ચોયણા વિગેરેને સૂર્યનો તડકો ખવડાવતા. વળી પથારીની ચાદર, ઓશીકાં અને શેતરંજીને પણ દરરોજ થોડો થોડો વખત તડકે મુકી રાખતા. તેમ કર્યા પછી બધાને એ સારી પેઠે ખંખેરતા, સાફ કરતા અને પછી ઠેકાણે મુકી દેતા. પોતાના ઘરમાં થોડું પણ વ્યવસ્થિત ફરનીચર ગોઠવીને હોલને સુંદર અને શોભીતો બનાવી મુકતા. ઘરમાં ચાકર નથી અને પોતાને હાથે કરવું પડે છે એમ લોક જાણે નહિ તેટલા માટે ઘરનાં બારણાં વાસીને પોતાને હાથે એ અસ્ત્રી કરતા અને હાથેજ ગડી વાળીને મુકી દેતા હતા; અને એવું બીજું પણ પરચુરણ કામ કરી લેતા અને પછીજ બારણું ઉઘાડતા; એટલે મિત્રો મળવા આવે તો બધું ટાપટીપસરજ ઘરમાં જુએ.

હું ઉપર કહી ગયો તેમ જો કે કૈલાસબાબુની સ્થાવર મીલકત હવે બીલકુલે રહી નહોતી; છતાં બાપુકી જંગમ મીલકતમાંની કાંઈ કાંઇ નવતર ચીજો વિગેરે તો હજુ રહ્યું હતું. ગુલાબજળ છાંટવાની એમની પાસે ચાંદીની ગુલાબદાની હતી, સોના ચાંદીની અત્તરદાની હતી, નાનો સરખો સોનાનો થાળ હતો, અસલી કીમતી શાલ હતી, સારે ઠેકાણે જવા આવવાનો અસલી પોષાક અને પાઘડી પણ હતી. આટલી વસ્તુઓ તો એમણે માંગનારાઓની દાઢમાંથી માંડ માંડ જાળવી રાખી હતી; અને જ્યારે જ્યારે એવો પ્રસંગ આવતો ત્યારે ઝટ લઇને કૈલાસબાબુ આ ચીજો બહાર કાઢતા અને નયનજોર કુટુંબની વિશ્વવિખ્યાત કીર્તિ અને મોભાને સાચવી રાખવાને પ્રયત્ન કરતા. એમ તો એ ઘણા શરમાળ હતા, પણ વાત કરતા ત્યારે પોતાના વંશની કીર્તિનાં ગાન કરવામાં અને મુક્ત કંઠે તેની જાહોજલાલીનાં વખાણ કરવામાં એ પોતાનુ કર્તવ્ય સમજતા. મિત્રવર્ગ એમને આમ કરવામાં ઉત્તેજન આપતો હતો અને એમને તેમાં રમુજ લાગતી હતી. પડોશીઓ તો એમને ઠાકુરદાદા કહીનેજ બોલાવતા. બધા એમને ઘેર ભરાતા અને કલાકો સુધી વાતો કર્યા કરતા હતા. એમને કોઇ રીતે ખર્ચનો ઉગારો થાય તેટલા માટે મિત્રવર્ગમાંનો કોઇ એકાદ દહાડો તંબાકુ લાવતો અને કહેતો કે ઠાકુરદાદા આજે તો ગયાથી એક સ્નેહીએ મને આ તમાકુ મોકલી છે, જુઓ તો ખરા એ ઠીક છે કે નહિ. ઠાકુરદાદા એ ગ્રહણ કરતા અને બોલતા

હતા, "ઓહો, આ તો ઘણી સારી છે." ત્યાર પછી પાછા એ તમાકુ ઉપર વ્યાખ્યાન આપવા મંડી જતા. "તમે જાણો છો, અસલ નયનજોરના બાણુઓ એક ગીનીની એક આઉંસના ભાવની ઘણી ઉંચી અને જલદ તમાકુ વાપરતા હતા. હજુએ અમારા ઘરમાં નમુના દાખલ એમાંની થોડીક પડી છે. તમે કોઇ એની અજમાયશ કરી જોશો ?"

બધાએ જાણતા કે જો કોઇ એ તમાકુની એમની પાસે માગણી કરે કે લાવો તો ખરા એ કેવીક છે; તો સાળી કબાટની ચાવી ખોવાઇ ગઇ છે અથવા તો મારા નોકર ગણેશે કાંઈ મુકી દીધેલી હોવી જોઇએ એમજ જવાબ મળે. વળી ખાતરી પાડવાને એ કહેતા કે નોકરો બહાર જાય છે ત્યારે તેમણે મુકેલી વસ્તુઓ આપણને જડતી નથી. આ અમારો ગણેશ એવો મૂર્ખ છે, હું તમને શું કહું ? એને કાઢી મુકતાંએ મારો જીવ ચાલતો નથી. ગણેશ પણ બીચારો કુટુંબની આબરૂ રાખવા ખાતર એનો ગમે તેવો દોષ કાઢે તોયે વગર બોલે સહન કરવા તૈયાર જ હતો. આવે વખતે મંડળીમાંથી એકાદ જણ બોલી ઉઠતો "કાંઇ હરકત નહિ ઠાકુરદાદા, એને માટે હમણાં તસ્દી લેવાની કાંઈ જરૂર નથી. આપણને તો આ તમાકુ સારી પડશે. પેલી બહુ જલદ લાગશે." ત્યારે વળી ઠાકુરદાદાનો જીવ ઠર પડતો, નીચે બેસતા અને વાતે વળગતા. જ્યારે બધા ઘેર જવા તૈયાર થતા ત્યારે ઠાકુરદાદા એમને બારણા સુધી વળાવા

જતા અને પગથીઆ ઉપર ઉભા રહીને કહેતા " અહ્યા ભાઇ, બધું તો બધું, પણ આપણે બધાએ ભેગા બેસીને મારે ઘેર ભોજનનું કયારે રાખીશું ?" એકાદ જણ કહેતો કે "હમણાં નહિ ઠાકુરદાદા, વળી આગળ ઉપર જોઇ લઇશું." " વારૂ, વારૂ, ચોમાસું આવવા દો, હમણાં તો બહુ તાપ પડે છે. હું તમને બધાને ઉત્તમ પ્રકારનું ભોજન આપવા માગું છું તેનો બધો તાલ આવી ઋતુમાં કથળી જાય." પરંતુ ભુલે ચુકે પણ એ વાત દાદા આગળ ન થઇ જાય તેની બધા ખાસ સંભાળ રાખતા. ભોગ જોગે જો વાત નીકળી તો કોઇ ધીમે રહીને બોલી ઉઠતું કે હાલમાં વરસાદના દહાડામાં કયાંય જવું આવવું કે કાંઇ કરવું બહુ મુસીબતનું કામ થઈ પડે છે. ચોમાસા બાદ એ વિચાર રાખીએ તો સારૂં." આ પ્રમાણે ભોજન માટે પણ કોર્ટના દાવાની માફક મુદતો પડયા કરતી. ઠાકુરદાદા જે ઘરમાં રહેતા તે ઘણુંજ નાનું હતું અને એમની શ્રીમંતાઇને છાજે તેવું નહોતું; તેથી એ મનમાં મુઝાતા પણ અમે એમનું મન વળાવતા. મિત્રો કહેતા કે "અમે તમારી મુશીબતો પુરેપુરી સમજીએ છીએ. કલકત્તામાં સારૂં ઘર મળવુંજ અશક્ય જેવું છે. અમે તો આજ કેટલાંયે વર્ષ થયાં તમારા લાયકનું ઘર ખોળ્યાજ કરીએ છીએ. " મારે અહીં કહેવું જોઇએ કે ઘર ખોળે એવો કોઈ મૂર્ખો નહોતો. ઠાકુરદાદા પછી આખરે નિઃશ્વાસ નાખીને બોલતા "ઠીક ઠીક, મારે તો આ ઘરથી નીભાવી લેવું પડશે. " વળી પાછું મોઢું હસતું

રાખીને બોલતા “ તમે બીજું કાંઇ જાણો છો ? તમે બધા મિત્રોને મુકીને હું દૂર જઇ શકુંજ નહિ. મારે તો તમારી પડોશમાંજ રહેવું જોઇએ. તમે બધા મિત્રો પાસે છો એટલે સારા ઘરનો બદલો મને અહીંજ મળી જાય છે. ” ગમે તે કારણથી પણ મને તો આથી બાણુ ઉપર ઘણો ક્રોધ ચઢતો. હું ધારૂં છું કે તેનું ખરૂં કારણ એ હતું કે મારા જેવા જુવાન માણસને બેવકુફાઇ ભારેમાં ભારે ગુનો લાગે છે. કૈલાસબાણુ ખરેખરા બેવકુફ તો નહોતાજ. રોજના વ્યવહારમાં તો દરેક જણુ એમની સલાહ લેતા, પરંતુ નયનજોરનો જ્યાં વિષય નીકળતો ત્યાં જ એમનું બોલવું બુદ્ધિ બહારનું થઇ જતું. લોકોને એમનાં અસંભવનીય વચનો સાંભળવાની જેમ મઝા પડતી તેમ એ વધારે ખીલતા અને ગમે તેવી શકય અશકય વાતો કહી નાખતા. કેટલીક વાર મિત્રો અચ્છી તાલ મેલ લગાવીને મીઠું મરચું ભભરાવીને એમનાં સાંભળતાં નયનજોર બાણુઓની કીર્તિનાં બણુગાં ફૂંકતા; તે વખતે બાણુ તો ગંભીર બનીને બધું ખરૂંજ છે એમજ માની લેતા. એ તો સ્વપ્નમાં પણ નહિ ધારતા કે આમાંની ઘણી વાતો લોકો ગલત માને છે.

૨

જ્યારે હું એકાંતમાં બેસતો અને આ બધાનો નીરાંતે વિચાર કરતો ત્યારે મને બાણુ પ્રત્યે ઉલટો વધારેને વધારે ક્રોધ ચઢતો હતો. હું તમને તેનું કારણ સમજાવું.

જો કે હું ધનિકનો પુત્ર છું એટલે કૉલેજમાં ગયા પછી મેં મારો કાળ રસબાજીમાં ગાળવા ધાર્યો હોત તો તેમ કરી શકત; પણ નહિ, મેં તો મારો ઉદ્યમ ચાલુજ રાખ્યો અને ઘણી વહેલી ઉમ્મરે કલકત્તા યુનીવર્સીટીની એમ. એ. ની ડીગ્રી મેં મેળવી. મારૂં વર્તન નીતિમય અને નિષ્કલંક હતું. વળી વધારામાં હું એવો દેખાવડો હતો કે જો હું મારી જાતને સુંદર કહું તો તેમાં માત્ર આત્મશ્લાઘાનોજ કદી દોષ ગણાય, બાકી વાત અસત્ય છે એમ તો નજ કહી શકાય. બંગાળામાં તો કન્યાનાં માબાપ પોતાની કન્યાને માટે મનેજ યોગ્ય વરની ગણુનામાં મુકતાં. મને પણ મારી લાયકાતની પુરી ખાતરી હતી તેથી લગ્નના બજારમાં મેં મારી પુરી કિંમત ઉપજાવવા ધારી હતી. મારે કેવી કન્યા વરવી તેને માટે મેં મારા મનમાં વિચાર કરી રાખ્યો હતો. કોઇ ધનવાન પિતાની એકની એક સ્વરૂપસુંદર અને વળી સુશિક્ષિત હોય તેવી કન્યા સાથે પાણિગ્રહણ કરવાનો મારો વિચાર હતો. સર્વ સ્થળેથી કન્યાનાં માતા-પિતા પોતાની કન્યાનો સંબંધ મારી સાથે બાંધવાને ખડે પગે થઇ ગયાં હતાં અને પહેરામણીમાં પણ ઘણી મોટી રકમ આપવા તૈયાર થયાં હતાં. સંપૂર્ણ નિષ્પક્ષપાતપણે મેં મારા અંદાજથી બધી કન્યાઓને પરખી જોઇ પણ મારી નજરમાં કોઇ યોગ્ય જણાઇ નહિ; છતાંએ ભવભૂતિ કવિ કહે છે કે,

उत्पत्स्यते नु खलु कोपि समानधर्मः ।
कालोह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

એટલે એ સૂત્ર અનુસાર હું હતાશ તો નજ થયો. પરંતુ હાલના ટુંકા જમાનામાં અને બંગાળ જેવા નાના પ્રદેશમાં એવી અપ્રતિમ સૌન્દર્યવતી લાવણ્યમયી લલના હશે કે કેમ તે શંકાસ્પદ હતું. જે કન્યાનાં માતા પિતાનો મદાર મારા ઉપર હતો તે તો વિવિધ પ્રકારે જ્યાંને ત્યાં મારી પ્રશંસા જ કર્યા કરતાં હતાં. મને એમની કન્યાઓ પસંદ હોય કે ન હોય પણ આવા પ્રકારે તે મારી ભકિતભાવે પૂજા કરતાં તે તો મને અતિશય ગમતું. લોકો મારી કીર્તિનાં યશોગાન ગાતા એટલે મારી બુદ્ધિમત્તાનો ગર્વ મને સાતમે આસમાન ચઢાવી દેતો અને હું લાયક છું તેથીજ મારી પ્રશંસા થાય છે એમ મને થતું. આપણે સાંભળ્યું છે કે દેવતાઓ મૃત્યુલોકના માનવીઓને તેમનું અભીષ્ટ ન પણ આપે, તોયે તેમના તરફથી ભકિતની આશા રાખે છે; અને એમની ભકિત ન થાય તો એ કુપિત થાય છે. તે દેવતાઓના જેવોજ મારો સ્વભાવ થઇ ગયો હતો.

ઠાકુર દાદાને એક પૌત્રી છે એ તો હું તમને કહી ગયો છું. મેં એને ઘણીએવાર જોઇ હતી પણ મને એનામાં કાંઇ દૈવત જણાયું નહોતું. એ મારી સહચારિણી થવાને યોગ્ય છે કે કેમ તેનો વિચાર સરખોએ મને આવ્યો નહોતો. છતાંએ મને ખાતરી હતી કે કૈલાસબાબુ

એકાદ દિવસ તો જરૂર મારે મંદિરે ભક્તિભાવથી એ થાળનું નૈવેદ્ય ધરાવશે. પરંતુ એમણે હજી સુધી તેવું કાંઇ કરેલું નહિ હોવાથી મને એમના પ્રત્યે દ્વેષભાવ હતો. મારા દ્વેષનું ખરૂં કારણજ એ હતું.

નયનજોરના બાબુઓએ કોઇની પાસે ભીખ માગી નથી. ભલે કન્યા કુંવારી રહે પણ કુલનો સંપ્રદાય તો તોડવાનાજ નહિ. એમના મિત્રોને આવું કહેતા મેં કૈલાસબાબુને સાંભળેલા, એટલે એમના આવા ગર્વથી મને ક્રોધ ચઢયો હતો. મારા ક્રોધનો અગ્નિ અંદરને અંદર ધુમામા કરતો હતો પણ હું શાંતિથી મન મારીને બેસી રહ્યો; કારણ કે હું એવો સાલસ હતો. જેમ વિજળીની સાથે ગર્જના હોય છે તેમ મારા ક્રોધની સાથે વિનોદ અને ટોળ પણ હતાં; એટલે એક દિવસે મને ઠાકુરદાદાની ટોળ કરવાનું મન થઇ આવ્યું. મારા મગજમાં એવી એક રમુજી યુક્તિ મને સુઝી આવી કે તેનો તરતજ અમલ કરવાનું મને મન થયું.

હું ઉપર કહી ગયો કે કૈલાસબાબુના ઘણા મિત્રો એ વૃદ્ધની ખોટી ખુશામત કરતા હતા. સરકારી નોકરીમાંથી રીટાયર થએલા એક ગૃહસ્થ એમને કહેતા કે જ્યારે જ્યારે હું છોટા લાટ સાહેબને મળવા જાઉં છું ત્યારે એ મને નયનજોરના બાબુની ખબર પૂછયા વિના રહેતાજ નથી. અને કેટલીક વખતે કહે છે પણ ખરા કે બંગાળામાં જોઇએ તો ખરેખરાં ખાનદાનીવાળા અને આબરૂદાર તો બેજ કુટુંબ છે. એક તો બરદ્વાનના મહારાજાનું અને બીજું નયનજો-

રના બાબુઓનું." જ્યારે આવું હડહડતું જુઠાણું કૈલાસબાબુને કહેવામાં આવતું ત્યારે એ તો અત્યંત પ્રસન્ન થઇ જતા અને વારંવાર તેની આવૃત્તિઓ કરતા. અને જ્યારે જ્યારે એ પેલા ગૃહસ્થને મળતા ત્યારે વાતમાંને વાતમાં નીચેના પ્રશ્નો પૂછવા જરાએ ચુકતા નહિ.

"હાં, ત્યારે હવે છોટા લાટ સાહેબ કેમ છે ? મઝામાં છે ? ઠીક, એ સાંભળીને મને ઘણો આનંદ થાય છે અને મેમ સાહેબ પણ મઝામાં છે ને? અને એમનાં બાલબચ્ચાં પણ ખુશીમાં છેને ? ઠીક, ઠીક, ચાલો એ ખુશ ખબર મળી. ફરીથી મળો ત્યારે તેમને મારી સલામ કહેજો."

કૈલાસબાબુ વારંવાર કહેતા કે "એકાદવાર મારે સાહેબને મળવા જવું છે." પણ એવા તો ઘણાએ છોટા અને બડા લાટ સાહેબ આવ્યા અને ગયા પણ ગવર્નમેન્ટ હાઉસની મુલાકાતે નયનજોરની ગાડી જઇ શકી નહિ.

એક દિવસે એમને બાજુએ લઇ જઇને મેં એમના કાનમાં કહ્યું "ઠાકુરદાદા, હું ગઇ કાલે લેવીમાં ગયો હતો ત્યાં છોટા લાટ સાહેબ નયનજોર બાબુઓની ખબર પૂછતા હતા. મેં કહ્યું કે કૈલાસબાબુ અહીં આવેલા છે. એ સાંભળીને તમે અહીં છો છતાં એમને મળવા ન ગયા તેથી એમને બહુ ખોટું લાગ્યું અને મને કહ્યું કે હું તો શિષ્ટાચાર કોરાણે મુકીને આવતી કાલે સાંજે એમની ખાનગી મુલાકાતે જવાનો છું." કોઇપણ માણસ મારી આ કરામત સમજી જાય તેમ હતું; અને આ યુક્તિ જો મેં કોઇ બીજાના સંબંધમાં અજમાવી હોત તો કૈલાસબાબુ પણ સમજી

જાત કે આ બનાવટ છે. પરંતુ એમના મિત્ર પેલા સરકારી અમલદારની વાતો એમણે સાંભળેલી એટલે મારી વાત એમણે સાચી માની અને એ સાંભળીને એમને ગભરાટ વછુટી ગયો. લાટ સાહેબની આગામી મુલાકાતના વિચારે એમને કાંઈ કાંઈ મુઝવણ થઇ ગઇ. અધુરામાં પુરૂં એ ઇગ્લીશ જાણુતા નહોતા તેનું કેમ કરવું એ પણ મોટી ગભરામણ હતી. મેં કહ્યું કે એની કશી ગભરામણ રાખશો નહિ. અંગ્રેજી ન જાણવું તે તો ગૃહસ્થાઇનું લક્ષણ છે. લાટ સાહેબ દુભાષીઆને સાથેને સાથેજ રાખે છે વળી એમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે આ મુલાકાત ખાનગીજ રહેશે.

મધ્યાન્હ થવા આવ્યા. અમારા પડોશીઓમાંના કેટલાક પોતાનું કામ કરતા હતા, કેટલાક ઉંઘતા હતા, એટલામાં બે ઘોડાની ગાડી કૈલાસબાબુના ઘર આગળ આવીને ઉભી રહી. બે ચપરાશીઓ એકદમ મેડા ઉપર ચઢી ગયા અને ખબર આપી કે છોટા લાટ સાહેબ પધાર્યા છે. કૈલાસબાબુ તો એમને આવકાર આપવા તૈયારજ હતા. આવી વખતે પહેરવાનો અસલનો સાચવી રાખેલો ઝભ્ભો અને પાઘડી એમણે ઘાલી દીધાં હતાં. ગણેશને પણ એમણે આજે અચ્છા ઠાઠમાં સજાવ્યો હતો. છોટા લાટ સાહેબ આવ્યા છે એ સાંભળતાંજ કૈલાસબાબુ હાંફતા હાંફતા બારણા સુધી દોડી આવ્યા અને નીચા વળી વળીને સલામો કરતા, ધીમે ધીમે પાછળ ડગ ભરતા ભરતા પધારો પધારો કહેતા, આવનાર લાટ સાહેબનો સત્કાર કરવા લાગ્યા. અહીં

મારે કહેવું જોઇએ કે આવનાર લાટ સાહેબ તે ખરા લાટ સાહેબ નહિ પણ મારો એક મિત્ર તેવો વેશ ભજવીને આવ્યો હતો. બાબુએ એમની પેલી જુના જમાનાની સાચવી રાખેલી શાલ એક લાકડાની ખુરસી ઉપર પાથરી દીધી હતી. તેના ઉપર લાટ સાહેબની પધરામણી કરી; પછી એમણે ઉરદુ ઝબાનમાં લંબાણ ભાષણ આપ્યું અને છેવટે મહા પરાણે સાચવી રાખેલી ખાનદાન કુટુંબની છેલ્લી ભવિષ્યરૂપ બાકી રહેલી સુવર્ણ મહોરો પેલા સુવર્ણ થાળમાં મુકીને થાળ સાથે લાટ સાહેબને ભેટ તરીકે અર્પણ કરી. ગણેશ બીકનો માર્યો ધ્રુજતો ધ્રુજતો હાથમાં ગુલાબ અને અત્તરદાની લઇને પાછળ ઉભો હતો. સાહેબ ઉપર એ ગુલાબજળ છાંટતો હતો અને ધીમે ધીમે અત્તરદાનીમાંથી અત્તર ચોપડતો હતો.

સાહેબ બહાદુરને પોતાની નયનજોરની જાગીર ઉપર બોલાવીને પુર ભપકાથી આદરાતિથ્ય નથી થઇ શક્યું તેને માટે કૈલાસબાબુએ વારંવાર પોતાની દીલગીરી જાહેર કરી. હું મારી જાગીર ઉપર હોત તો સાહેબ બહાદુરનું કેવું ઉત્તમ પ્રકારે સન્માન કરી શકત. અહીં તો હું એક આગંતુક જેવોજ છું અને થોડા વખત માટે આવેલો છું એટલે પાણીથી છુટા પડેલા મત્સ્ય જેવો છું.

મારા મિત્રે માથે સાહેબસહી ટોપી પહેરેલી હતી અને ડાવકાપણાથી એ પોતાનું માથું હલાવ્યા કરતો હતો. મારે કહેવાની જરૂર નથી કે ઇંગ્લીશ રીવાજ મુજબ ઘરમાં

પેસતાંજ માથેથી ટોપી ઉતારવી જોઇએ; પરંતુ પકડાઇ જવાની બીકે ટોપી ઉતારવાની મારા મિત્રની હિંમત ન ચાલી. કૈલાસબાબુ અને ગણેશને તો આવા ઈંગ્લીશ રીવાજની ખબરજ નહોતી એટલે એમને એમાં કશું અજુકતું ન લાગ્યું.

આ પ્રમાણે દસેક મિનિટની મુલાકાત જે માત્ર ડોકું ધુણાવવાની વિધમાંજ સમાઇ જતી હતી, તે પછી મારો મિત્ર જવાને માટે ઉભો થયો અને અમે આગળથી નક્કી કરી રાખ્યા પ્રમાણે પેલા બે ચપરાશીઓ ભપકામાંજ પેલી સોના મોહોરો, સોનાનો થાળ, અસલી શાલ, ચાંદીની ગુલાબદાની અને અત્તરદાની ત્યાંથી લઇ ગયા અને બધુંએ ગાડીમાં ડાકથી ગોઠવી દીધું. જોડેના ખંડમાંથી હું આ બધો તમાસો જોયા કરતો હતો. આ બધો ખેલ જોઇને હું તો મહા પરાણે મારૂં હસવું દાબી શક્યો. આખરે મારાથી હસવું ન ખાળી શકાયું એટલે તરત હું ત્યાંથી બીજા ખંડમાં ગયો. ત્યારે ત્યાં તો ચીરાઇ જતા અંતઃકરણે એક કન્યકા ખુણામાં બેઠી બેઠી રડયા કરતી હતી. મને ખડખડાટ હસતો જોઇને એ ક્રોધાવેશમાં ઉભી થઇ ગઇ અને એની મોટી કાળી આંખોનું વિદ્યુત્ સમું તેજ મારી આંખોમાં ઘોંચી દેતી ગળગળા અવાજે એ બોલી "મારા દાદાએ તે તમારૂં શું બગાડયું છે તે તો કહો. તમે એમની સાથે છેતરપીંડી રમવા કેમ આવ્યા છો ? તમે શા માટે અહીં આવ્યા છો ? કેમ–" આથી વિશેષ એ ન બોલી શકી. બે

હાથે પોતાનું મુખ ઢાંકી દઇને એ રડવા મંડી પડી. પળવારમાં મારૂં હસવું ઉડી ગયું. અત્યાર સુધી મને એમજ લાગતું હતું કે આ માત્ર મીઠી મજાકજ છે. પણ હવે મને ખબર પડી કે હું એક કોમળ કાળજાને ક્રૂરતાથી તીવ્ર કષ્ટ આપી રહ્યો હતો. મારી નિર્દયતા મનેજ દોષ દેવા લાગી, અને એક હડે હડે કરેલા શ્વાનની માફક હું છાનોમાનો ત્યાંથી નાસી છુટયો.

અત્યાર સુધી કૈલાસબાબુની પૌત્રી કુસુમને હું કશા લેખામાં ગણુતો નહોતો, અને કુલવધૂ થવાને માટે એનામાં કશાયે ગુણુ નથી એમ હું સમજતો હતો; પરંતુ હવેજ મને એના ખરા ગુણુની ખબર પડી. આખી રાત મને નિદ્રા ન આવી. મારા મનમાં મહા તોફાન ચાલી રહ્યું હતું. બીજે દિવસે પ્રભાતમાં પેલી બધી લાટ સાહેબને અર્પણુ કરેલી ચીજો લઇને તે કૈલાસબાબુના નોકર ગણેશને છાનીમાની આપી દેવા હું તેમને ઘેર ગયો. કેટલીકવાર સુધી તો એમના બારણા આગળજ હું જઇને ઉભો રહ્યો. પણુ કોઇ જણાયું નહિ એટલે હું મેડા ઉપર ગયો. દાદરે ચઢતાં ગઇ કાલની બધી હકીકત એના દાદાને પૂછતાં કુસુમને મેં સાંભળી.

" દાદા, કહો તો ખરા, ગઇ કાલે છોટા લાટ સાહેબે તમારી સાથે શી શી વાતો કરી. જરૂરજ મને કહેજો. વાત જરાએ અધુરી ન રહેવા દેશો. એ વાત સાંભળવાને હું તલપાપડ થઈ રહી છું. "

દાદાને એટલુંજ જોઇતું હતું. એમનું મુખ તો આનંદ અને ગર્વથી પ્રફુલ્લ બની ગયું, અને લાટ સાહેબે નયન-જોરના બાબુની આવી પ્રશંસા કરી, એમને આમ સંભાર્યા, વિગેરે કેટલીએ પોતાની પ્રશંસાની વાતો સહર્ષ કહી સંભળાવી. કુસુમ એના દાદાના મુખ સામું જોઇને એકાગ્ર ચિત્તે તેમનાં વચનોનું શ્રવણ કરતી હતી અને એ સાંભળવામાં એને અનહદ રસ પડે છે તે જણાવવા એ પડતા બોલ ઝીલી લેવા ટાંપી રહી હતી. આવો પ્રકાર જોઇને મારા દીલમાં જબરી લાગણી થઇ આવી. મારાં ચક્ષુમાં અશ્રુ આવી ગયાં અને ઠાકુરદાદાએ છોટા લાટ સાહેબની મુલાકાતનાં આલંકારિક ભાષામાં વખાણ કરવા માંડેલાં પુરાં થયાં ત્યાં સુધી હું છાનોમાનો ઉભોજ રહ્યો. જ્યારે એ બહાર ગયા ત્યારે હું પેલી ચીજો કુસુમના પગ આગળ મુકીને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના આવતો રહ્યો. એજ દિવસે ફરી પાછો હું કૈલાસબાબુને મળવા ગયો. અત્યાર સુધી તો, જ્યારે જ્યારે હું આ વૃદ્ધને મળવા આવતો ત્યારે વિવેકની ખાતર પણ હું એમને નમતો નહિ; પણ આજે તો મેં એમને નીચા નમીને પ્રણામ કર્યાં અને એમનો ચરણસ્પર્શ પણ કર્યો. એમને ઘેર છોટા લાટ સાહેબની પધરામણી થઇ તે મનેજ આભારી હતી એમ એ જાણતા હતા તેથી એ પ્રસન્નચિત્ત હતા અને એમની આંખોમાં પ્રખર તેજ ચમકતું હતું. એમના ઘરમાં મિત્રવૃંદ તો ભરાએલુંજ હોય. વાર્તાનો વિષય છોટા લાટ સાહેબની પધરામણીનોજ ચાલતો

હતો. કૈલાસબાબુ અપૂર્વ રસની જમાવટથી પોતાની વાગ્ધારા છોડીને રસપૂર્વક વર્ણન કરી રહ્યા હતા.

બધાના વેરાયા પછી ઘણા નમ્રભાવે મેં વૃદ્ધને મારો મનોગત વિચાર દર્શાવ્યો અને કહ્યું કે "આવા યશસ્વી અને વિશ્વવિખ્યાત નયનજોર કુટુંબમાં મારાં લગ્ન થાય એવો વિચાર સરખો પણ લાવવો મારા જેવા પામર મનુષ્યને માટે છેક બેહુદો ગણાય; છતાંએ...વિગેરે વિગેરે–"

કુસુમ સાથે મારાં લગ્ન કરવા મેં જ્યારે સ્પષ્ટપણે મારી ઇચ્છા જણાવી ત્યારે તો વૃદ્ધ બાબુ મને ભેટીજ પડયા, અને આનંદમાં આવી જઇને મોટેથી બોલી ઉઠયા "હું એક ગરીબ માણસ છું, મારૂં આવું સદ્‌ભાગ્ય હશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું."

પોતે ગરીબ છે એ વાતનો સ્વીકાર કૈલાસબાબુએ પોતાના જીવનમાં આ પ્રથમવાર કે છેલ્લીવાર કર્યો; અને પોતાના જીવનમાં આ પહેલીજવાર નયનજોર કુટુંબનો અસલ વૈભવ એ ભૂલી ગએલા જણાયા.

# એ છે કોણ?

## ૧

ઝકરકોટાના જમીનદાર કૃષ્ણગોપાળ સરકાર વૃદ્ધ થવાથી પોતાની તમામ મીલકત પોતાના જ્યેષ્ટ પુત્રને સોંપીને જીવનનો અંત ભાગ પ્રભુસ્મરણમાં નિર્ગમન કરવા કાશી ગયા. એમના પ્રયાણ સમયે નિર્ધન અને નિરાશ્રિત મનુષ્યોની આંખોમાં આંસુ આવી ગયાં અને આવા કલિકાળમાં કૃષ્ણ ગોપાળના જેવા ઉદાર અને સહૃદય મનુષ્યો ભાગ્યેજ જોવામાં આવે છે એમ બોલતા સર્વ છુટા પડયા.

એમના પુત્ર બિપિનબિહારીને આધુનિક સમયને અનુસરીને શિક્ષણ મળ્યું હતું. એણે બી. એ. ની ડીગ્રી મેળવી હતી. એ નાકે ચસમાં ચઢાવતો અને દાઢી રાખતો. જો કે જરા મળતાવડો ઓછો હતો પણ શુદ્ધચરિત હતો. એ બીડી પીતો નહિ તેમ પત્તાં પણ રમતો નહિ. જો કે એ નમ્ર જણાતો હતો પણ સ્વભાવે કડક હતો. એ સ્વભાવ એનાં ભાડવાતોને વિષમ લાગતો હતો. કૃષ્ણગોપાળની

માફક એ ભાડવાત પાસે ચઢેલા ભાડામાંથી એક પાઈ પણ છોડી દે એવો નહોતો, તેમ ભાડવાતને એક દિવસની પણ નભામણી આપતો નહિ.

મિલકતનો બધો વહીવટ હાથમાં લીધા પછી બિપિન બિહારીને માલમ પડયું કે એના પિતાએ ઘણા બ્રાહ્મણોને ગણોત લીધા વગરજ જમીન આપી હતી, અને કેટલાક પાસે ગણોત લેતા તો ઘણું ઓછું લેતા હતા. લોકો કાલાવાલા અને આજીજીઓ કરે એટલે એના પિતાથી ઝાઝું કહેવાતું નહિ એટલો એમનામાં દોષ હતો.

બિપિનબિહારીને પિતાનું આ પગલું ન રૂચ્યું. એને એમ લાગ્યું કે આમ તો અડધો અડધ ઉત્પન્ન ઓછું થઇ જાય. વળી જેમને આવી રાહત કરવામાં આવી હતી તે એને મન તદ્દન નકામા માણસ હતા અને એવી ઉદારતાને લાયક નહોતા. એનો એવો અભિપ્રાય હતો કે એથી તો એ લોકો વધારે આળસુ થઇ જાય. વળી એ વિચાર કરતો કે પહેલાંના કરતાં મોંઘવારીએ વધી ગઇ છે તેની સાથે જરૂરીઆતો પણ વધી છે. અત્યારે પોતાનું પદ જાળવવાનો ચાર ગણો ખર્ચ વધી પડયો છે, એટલે હવે છુટો હાથ મુકવો ન પાલવે. એમ ધારીને પિતાએ કરેલું રદ કરવા એ તત્પર થઇ ગયો. એ દઢાગ્રહી હતો એટલે પિતાએ આપી દીધેલું એણે ધીમે ધીમે પાછું મેળવ્યું. ફક્ત થોડુંજ પાછું મેળવવાનું બાકી હતું કે મેળવવા એનો પ્રયાસ ચાલુજ હતો.

પુત્રની સખતાઇ પત્ર દ્વારા પિતાને કાને પહોંચી ગઈ.

કેટલાક તો ખામુખા પોતાનું દુઃખ રડવાને જાતોજાત કૃષ્ણ ગોપાળને મળ્યા. કૃષ્ણગોપાળે પુત્રને લખ્યું "તારા વર્તનથી મારૂં મન નારાજ થાય છે." પુત્રે જવાબ આપ્યો "સમય બદલાયો છે. પહેલાં તો આપણા ભાડવાતો અને આસામીઓને આપણે રાહત આપતા, તો તેનો બદલો એમના તરફથી આપણને ભેટ કે નજરાણું મળતું; પણ હાલમાં એવાં નજરાણાં સ્વીકારવાં એ ગેરકાયદેસર ગણાય છે; તેથી હાલમાં જે ભાડું કે દાણા આપણે નક્કી કર્યું હોય તે ઉપરજ સંતોષ માનવો રહ્યો; અને તે પણ જો આપણે નિયમિત રીતે ઉઘરાવવાની કાળજી ન રાખીએ તો પછી આપણી પાસેથી બધુંએ ચાલ્યું જાય. નજરાણાં મળતાં બંધ થયાં એટલે આપણાથી આસામીઓને કાંઇ પણ રાહત ન આપી શકાય. આપણે જો આ પ્રમાણે બક્ષિસો આપ્યા કરીશું તો પાયમાલ થઇશું અને આપણી મીલકત કે માનમરતબો કશુંયે જળવાશે નહિ."

વખત બદલાયો છે જાણીને કૃષ્ણગોપાળ પણ ખિન્ન થયા. એમણે વિચાર કર્યો કે આપણે હવે ઘરડા થયા એટલે આપણું કરેલું જુવાનીઆઓને પસંદ ન આવે એ વાત ખરી છે, અને હાલની ખરી વસ્તુસ્થિતિ પણ જુવાનીયાજ જાણી શકે. જો હું પુત્રના કામમાં માથું મારૂં તો એ વહીવટ કરવાનું છોડી દે અને મારે પાછા જવું પડે; તે મને નથી ગમતું. હું તો મારી મેળે હવે મારૂં શેષ રહેલું આયુષ્ય પ્રભુભજનમાંજ ગાળીશ.

૨

ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું. બધું રીતસરનું ઠેકાણું પાડવામાં બિપિનબિહારીને કોર્ટમાં ઘણા કજીયા લડવા પડયા તેમ કેટલાક કાવાદાવા પણ ચલાવવા પડયા. આખરે બીજા ભાડવાતો બીકના માર્યા એની ઈચ્છાને આધીન થયા પણ મીરજા બીબીનો છોકરો અસીમુદીન એને ગાંઠયો નહિ. બિપિન એના ઉપર ઘણો ગુસ્સે થઈ ગયો હતો. એના પિતા બ્રાહ્મણો પાસે ભાડું નહોતા લેતા એ તો સમજાય તેવું હતું; પણ આ મુસલમાનને કેમ જમીનો એમને એમ અગર થોડે ભાડે આપી હશે, તેનું કારણ એનાથી ન સમજાયું. એ પ્રશ્નનો ઉકેલ એ ન કરી શકયો. એને તો એમજ થયા કરતું હતું કે એક હલકો મુસલમાનનો છોકરો, જરા લખતાં વાંચતાં શીખ્યો એટલે કોઇને હીસાબમાંજ ગણુતો નથી. એ છે કોણ?

અસીમુદીનને કૃષ્ણુગોપાળે એટલી બધી જમીન કેમ આપી દીધી છે તેની એણે પોતાના મહેતા મુનીમોને પૂછીને ઘણી તજવીજ કરવા માંડી, ત્યારે તેઓ તો એટલુંજ કહી શકયા કે ઘણાં વર્ષ ઉપર અસીમુદીનના કુટુંબને એ બધી જમીનો આપવામાં આવી છે. પણ તે શા કારણુથી, તે સંબંધી એ કાંઇ ન કહી શકયા. તેઓ એટલુંજ અનુમાન બાંધી શકયા કે અસીમુદીનની વિધવા માતાએ પોતાનું દુઃખ રડવાથી દયાળુ કૃષ્ણુગોપાળને દયા આવવાથી વખતે એટલી જમીન તેમને આપી દીધી હોય. પિતાની આવી ઉદારતા બિપિનને તદ્દન અસ્થાને લાગી. ભૂતકાળની આ લોકની

દયામણી સ્થિતિનું બિપિનને કશુંયે ભાન નહોતું; એટલે તેમ-ની વર્તમાન સારી સ્થિતિ અને તેમના અહંભાવથી બિપિ-નને એમજ થયું કે નક્કી મારા ભલા અને ભોળા પિતાને આ લોકોએ છેતરીને બધી જમીન પડાવી લીધેલી.

અસીમુદીન એમ ગાંજ્યો જાય એવો નહોતો. આ-મરણાન્ત એક તસુ જમીન પણ છોડવી નહિ એવી એણે પ્રતિજ્ઞા લીધી અને ખુલ્લું વેરાણું બાંધ્યું. વૃદ્ધ માતાએ પુત્રને ઘણુંએ સમજાવ્યો " ભાઇ, જમીનદાર સાથે કજીઓ કરવો કામનો નહિ. એમની દયા ઉપરજ આપણે આટલો વખત જીવી શકયાં છીએ. ભલે આપણને આપેલું લઇ લે તોપણ આપણે બોલીએ નહિ. એ જેટલી જમીન પાછી માગે તેટલી આપી દે."

"મા, તું એવી બાબતોમાં શું સમજે?" અસીમુદીને એની માનું કહ્યું ન માન્યું. એની સામે એક પછી એક દાવાઓ થયા. જેમ જેમ હારતો ગયો તેમ તેમ એ વધારે જીદી થતો ગયો અને પોતાની પાસે હતું તેટલું બધું મમ-તમાં ને મમતમાં કજીયા લડવામાં વાપરી નાખવા લાગ્યો. એક દિવસ સાંજે પોતાના બગીચામાં થતાં ફળ ફળાદિ અને શાક લઇને પોતાનો પુત્ર ન જાણે તેમ મીરઝાબીબી બિહારીને મળવા ગઇ. પૂર્ણ વાત્સલ્ય ભાવથી એ બોલી " અલ્લા તને સુખી રાખો બેટા. અસીમને પાયમાલ ન કરીશ. એમ કરવું તને ન ઘટે, એને હું તને સોંપું છું. એને તારા નાના ભાઇ જેવો ગણુ, એની સંભાળ લે. તને

ઇશ્વરે ઘણું આપ્યું છે માટે એની પાસે જે કાંઇ છે તે તું રહેવા દેજે." બિપિન સાથે જાણે પહેલેથી કંઈ ઓળખાણ હોય તેવા પરિચયથી આ બાઇના બોલવાથી બિપિનને જરા માઠું લાગ્યું અને બોલ્યો "બાઇ, તમે એ બાબતમાં ન સમજી શકો. તમારે જો કાંઇ કહેવું હોય તો તમારા પુત્રને મારી પાસે મોકલજો." બીચારી મીરઝાંબીબી આ સાંભળીને આંસુ સારતી અને મનમાં ને મનમાં અલ્લાનું સ્મરણ કરતી ઘેર ગઈ.

૩

બિપિન અને અસીમુદીન વચ્ચે કોર્ટ કલહ ઘણો વધી ગયો. કેટલીક ફોજદારીઓ થઈ. દીવાની કોર્ટો લડયા. ત્યાંથી હાઇ કોર્ટમાં ગયા ત્યારે ત્યાં અસીમુદીનને થોડો વિજય મળ્યો. આમને આમ દોઢ વર્ષ પુરૂં થયું એટલામાં તો પૈસે ટકે એ પાયમાલ થઈ ગયો અને વાળ એટલું દેવું થઇ ગયું. માગનારા એના ઉપર આ તક જોઇ હુકમનામાં બજાવવા નીકળી પડયા અને તેમાં અસીમુદીનનો રહ્યો સહ્યો ઘર સામાન અને રાચરચીલું હરાજ થવાનો વખત આવ્યો.

સોમવારનો દિવસ હતો, વરસાદને લીધે નદીમાં પુર આવ્યું હતું. કિનારે તે દિવસે હાટ ભરાયુ હતું. હોડીઓમાં અને કિનારા ઉપર વેચાણ અને ખરીદી ચાલી રહી હતી. ઘસાલ જબરી હતી. અષાઢ માસ ચાલતો હોવાથી બધી ચીજો કરતાં ફણસ વિશેષ પ્રમાણમાં વેચાતાં હતાં. હીલ્સા

નામનાં મત્સ્યો પણ ઘણાં વેચાતાં હતાં. આકાશ ઘનઘોર હતું. દુકાનદારો દુકાન માંડી માંડીને બેઠા હતા પણ કદાચ ઝાપટું પડશે તો માલ બગડશે એ ભયથી માલ ઉપર ઢાંકી દીધું હતું. અસીમુદીન પણ આવ્યો હતો. એની પાસે એક પાઇ પણ ન હતી. કોઇ દુકાનદાર એને ઉધાર ધીરતો નહિ તેથી એક થાળી અને છરી કોઇને ત્યાં ગીરવી મુકીને પોતાને જોઇતી વસ્તુઓ લેવાનો એ વિચાર કરતો હતો.

સંજને વખતે બિપિનબાબુ પણ પોતાના બે ત્રણ લાઠી-વાળા નોકરોને લઇને ફરવાને નીકળી પડયો હતો. હાટ ભરાયું હતું ત્યાં ઘણો ઘોંઘાટ થઇ રહ્યો હતો; એટલે એ તે તરફ વળ્યો અને એક તેલવાળાની દુકાન આગળ આવીને ઉભો અને તેના ધંધા સંબંધી તેની સાથે કેટલીક વાતચીત કરવા માંડી. એવામાં ઓચીંતો અસીમુદીન ત્યાં આવી પહોંચ્યો અને છરી ઉગામીને વાઘની માફક બરાડતો બિપિનબાબુ ઉપર કુદી પડયો. પણ ત્યાં એકઠા થએલા લોકોએ તેને અધવચજ પકડી લીધો અને એના હાથમાંથી છરી ઝુંટાવી લીધી, પછી એને પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો. પાછું બજાર બરાબર ચાલવા લાગ્યું. બિપિન પણ મનમાં તો ખુશ થયો કે "ઠીક થયું, આખરે એ બદમાસ મારા લાગમાં આવ્યો ખરો."

આ વાત બિપિનબાબુના ઘરમાં સ્ત્રીવર્ગે જાણી ત્યારે ત્યાં ગભરાટ ફેલાયો, પણ હુમલો કરનાર પકડાયો છે

અને હવે એને યોગ્ય શિક્ષા થશે એમ જાણીને એ લોકો કાંઇક શાંત થયાં.

એજ સમયે ગામના અન્ય લત્તામાં વિધવા માતાની ગરીબ ઝુંપડીમાં પુત્રવિયોગે અંધકાર અને શૂન્યતા ભાસતી હતી. જેને ઉપલા બનાવ જોડે કાંઇ લાગતું વળગતું નહોતું તે તો એ બનાવ ભુલી ગયા, ઘેર ગયા અને ભોજન કરીને નિદ્રાધીન થયા; પણ વિધવા માતાને મન તો આભ તુટી પડયું હતું. મુડીભર હાડકાં અને નિરાધાર સ્થિતિમાં એ બીચારી શું કરે ?

૪

ઉપલી વાતને ત્રણ દિવસ થઇ ગયા. આવતી કાલે ડેપ્યુટી મેજીસ્ટ્રેટ આગળ અસીમુદીનનો કેસ ચાલવાનો છે. બિપિનબાબુને સાક્ષી તરીકે જવાનું હતું. જકરકોટાના જમીનદાર અત્યાર સુધી કોઇપણ વખત સાક્ષીના પાંજરામાં ગયા નહોતા પણ બિપિને એ વાત લક્ષપર લીધી નહિ.

બીજે દિવસે નિર્મિત સમયે પુર ઠાઠથી પાલખીમાં બેસીને એ કોર્ટમાં આવી પહોંચ્યો. એણે માથે પાઘડી પહેરી હતી, જાકીટ ઉપર ઘડીઆળનો છેડો લટકી રહ્યો હતો. ડેપ્યુટી મેજીસ્ટ્રેટે એને પોતાની પાસે ખુરસી નંખાવીને બેસાડયો. આજ કોર્ટ પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગઇ હતી. આવો દીલકસ કેસ અત્યાર સુધી આ કોર્ટમાં ચાલ્યો નહોતો એટલે જબરી ઠઠ જામી હતી.

કેસ નીકળવાની તૈયારી હતી એટલામાં એક ચપરા-

શીએ આવીને બિપિનબાબુના કાનમાં કાંઈ વાત કહી. એ સાંભળીને તરત એ ઉભો થયો અને ડેપ્યુટી મેજીસ્ટ્રેટની થોડી મિનિટ માટે રજા માંગીને બહાર આવ્યો. બહાર જઇને જોયું તો થોડેક દૂર વડના વૃક્ષ નીચે ઉઘાડે પગે હાથમાં માળા ઝાલીને અને રામનામાવલિનું વસ્ત્ર ઓઢીને એના પિતા ઉભેલા હતા. એમનું અંગ તેજ મારતું હતું અને એમની મુખમુદ્રા ઉપર શાંતિ અને દયા તરવરી ઉઠતાં હતાં. બિપિને તસતસતો અને પગમાં બરોબર તંગ આવે એવો સુરવાળ પહેર્યો હતો એટલે પિતાને નીચા નમીને પ્રણામ કરવા જતાં એના માથા ઉપરની પાઘડી ખસી ગઇ, અને જાણે નાકને ચુંબન કરવા આવતી હોય તેમ નાક સુધી આવી પહોંચી. ગજવામાંથી ઘડીઆળ નીકળી પડયું અને છેડા ઉપર હવામાં ઝોલા ખાવા લાગ્યું. બિપિને ઝટપટ પાઘડી ઠીક કરી અને પાસેજ પોતાના વકીલનું ઘર હતું ત્યાં પિતાને પધારવા વિનંતિ કરી. કૃષ્ણગોપાળે કહ્યું "મારે ત્યાં નથી આવવું, મારે કહેવાનું હું તને અહીંજ કહીશ. આ વાતચીત થતી હતી, એટલામાં ત્યાં આગળ ઘણાં માણસો એકઠાં થઈ ગયાં, પણ બિપિનના નોકરે બધાને ત્યાંથી દૂર ખસેડયા. કૃષ્ણગોપાળે કહ્યું "જો, અસીમ છુટી જાય એમ તારે કરવાનું છે; અને એની પાસેથી તેં લઇ લીધેલી જમીનો તારે એને પાછી આપવાની છે." બિપિન તો આ સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયો. "પિતાજી, બનારસથી અહીં સુધી આવવાની તસ્દી તમે

આટલા માટેજ લીધી? આ લોકો તમારાં આટલાં બધાં માનીતાં શાથી થયાં તે કહેશો?"

"પુત્ર, તે જાણીને શો લાભ?"

"પિતાજી, એનું એકજ કારણ છે. મેં નાલાયક પાસેથીજ જમીનો લઈ લીધી છે, અને તેમાં કેટલાક બ્રાહ્મણો પણ છે. તો તે બ્રાહ્મણો માટે તો તમે કશુંયે કહેતા નથી અને આ મુસલમાન માટે કેમ આટલા બધા આગ્રહી જણાવ છો? હવે વાત આટલે દરજ્જે આવી પહોંચ્યા પછી જે હું અસીમ ઉપરની ફરીઆદ પાછી ખેંચી લઉં અને એને જમીનો પાછી આપી દઉં, તો લોકોને હું શો જવાબ દઈશ?'

કૃષ્ણગોપાળ થોડીવાર મૌન રહ્યા પછી ધ્રુજતે હાથે માળા ફેરવતા ફેરવતા બોલ્યા "જો, લોકોને તારે એ વિષયમાં કાંઇ જવાબ દેવાનો હોય તો સાંભળ. અમીમુદીન મારો પુત્ર અને તારો ભાઇ થાય છે."

"શું મુસલમાનીના પેટનો?"

"હા, તેના પેટનો."

બિપિન થોડો સમય મૂઢ અને મુંગો થઇ રહ્યો. કેટલીકવાર પછી એની વાચા ખુલી ત્યારે બોલ્યો "પિતાજી, ઘેર ચાલો, એ સંબંધી આપણે પછી વાત કરીશું."

"બિપિન, એમ નહિ બને. પ્રભુભજનમાં મારો કાળ નિર્ગમન કરવા માટે તો મેં સંસાર તજ્યો છે; તો પછી હવે પાછો ત્યાં કેમ આવું? હું તો જાઉં છું. તને કેમ

યોગ્ય લાગે તેમ કરજે." આટલું કહીને પિતાએ પુત્રને આશીર્વાદ આપ્યો અને મહા કષ્ટે અશ્રુને ખાળતાં ડગમગતા પગે એ ચાલ્યા ગયા.

શું કહેવું કે શું કરવું તેની કાંઇ પણ સમજ ન પડવાથી બિપિન ગભરાઈ ગયો મનમાંને મનમાં બબડી ઉઠયો "વૃદ્ધોનું ધર્મિષ્ટપણું આવું છે. એમના કરતાં તો જ્ઞાન અને નીતિમાં હું ચઢીઆતો છું. મનુષ્યનાં કર્મોને નિયમન નથી હોતું તેનુંજ આ પરિણામ છે."

કોર્ટમાં એ પાછો ફર્યો. અસીમુદીનને બે પોલીસ કોન્સ્ટેબલની વચમાં ઉભો રાખ્યો હતો. એ ઘણો કૃશ થઇ ગએલો જણાતો હતો, એના હોઠ ફીક્કા પડી ગયા હતા, એની આંખોમાં અસ્વાભાવિક તેજ ચમકતું હતું. એના અંગ ઉપર ચીંદરડાં થઇ ગએલું એક મેલું વસ્ત્ર હતું. એને જોઇને બિપિનને કંપારી વછુટી "આ મારો ભાઇ?"

ડેપ્યુટી મેજીસ્ટ્રેટ બિપિનનો મિત્ર હતો એટલે કેસનો જેમ ભાવ ભજવવો હતો તેમ ભજવાયો. બિપિને લીધેલી જમીનો અસીમુદીનને પાછી સોંપી. આખું ગામ આ બનાવથી ઘણું વિસ્મિત થઇ ગયું.

કેસ ચાલ્યો તે દિવસે કૃષ્ણગોપાલ અહીં આવ્યો હતો એ વાત બધે ફેલાઇ ગઇ. લોકો અંદર અંદર કાંઇ ભેદભરી વાતો કરવા લાગ્યા. વકીલો પણ પોતાની વિચક્ષણ બુદ્ધિથી કળી ગયા કે દાળમાં કાળું છે. વકીલ રામતરણ બાબુને કૃષ્ણગોપાલ તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું અને

તેમને લીધેજ એ આટલી પાયરીએ ચઢ્યા હતા; એટલે એ તેમના ઉપકારમાં હતા. એમને પ્રથમથી શંકા તો હતી કે પોતાના ઉપકારકનું ધર્મિષ્ટપણું અને ઉદારતા ખોટાં અને બહારથી બતાવવાનાંજ છે. હવે એમની એ શંકા દૃઢીભૂત થઇ અને એમને ખાતરી થઇ કે બધાએ કહેવાતા ભક્તો આવાજ બગભક્તો હશે. ભલેને એ ભક્તો માળા ફેરવ્યાજ કરે, પણ એ તો અમારા જેવાજ રહેવાના. અમે નઠારા કહેવાયા અને એ સારા કહેવાયા; પણ ભેદ મા: એટલોજ કે સારા કહેવાતા માણસોને દંભ કરતાં આવડયે અને અમને તેવો દંભ ન આવડયો. રામતરણના મનમ આજ કેટલાંયે વર્ષ થયાં અમુક ગડભાંગ થયાજ કરતી હતી તેનો આજ અંત આવ્યો, અને એમને જણાયું કે કૃષ્ણ ગોપાળની ભક્તિ, ઉદારતા, અને પરોપકાર એ પોતાન પાખંડ છુપાવવા પટ માત્ર હતાં; અને આયાર સુધી કૃષ્ણ ગોપાળના ઉપકારના જે ભાર નીચે એ દબાયલો હતો તે ભાર એકાએક એના મન ઉપરથી ઉંચકાઇ જતો એને જણાયો. શા કારણથી તે અમે કહી શકતા નથી, પણ હવે એનું મ બંધનમુક્ત થઇ ગયું હોય એમ એને લાગ્યું.

## પોપટનું શિક્ષણ

૧

એક પોપટ હતો. તે અશિક્ષિત હતો. તે સારી રીતે ગાતો હતો પરંતુ તેને શાસ્ત્રના શ્લોકો ભણતાં આવડતા નહોતા. તે ઘણી સારી રીતે આમ તેમ કૂદતો હતો, પરંતુ તેને સુધરેલા લોકોની 'રીતભાત' આવડતી નહોતી.

તેની આ સ્થિતિ જોઈ રાજાએ મનમાં વિચાર કર્યો "છેવટે અજ્ઞાન એ ઘણુંજ નુકસાનકારક થઇ પડે છે. કારણ કે શિક્ષિત તેમજ મૂર્ખ લોકોને ખોરાક સરખો અને પૌષ્ટિક જોઇએ છીએ ખરો, પણ મૂર્ખ લોકો દુનિયાને જરા પણ લાભ કરતા નથી."

આમ વિચાર કરીને રાજાએ પોતાના ભત્રીજાઓને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહ્યું કે "આ પોપટને ઘણી સારી અને ભારે કેળવણી આપવી જોઇએ."

આ હુકમ પ્રમાણે પંડિત લોકોને બોલાવવામાં આવ્યા.

તેમણે સભા ભરીને પોપટના અજ્ઞાનના કારણનું લાંબું વિવેચન કર્યું અને તેમણે તે કારણ પણ ખોળી કાઢ્યું. પક્ષીઓના અજ્ઞાનનું કારણ તેમના ભાગ્યા તુટયા અને સાદા માળામાં રહેવાની તેમની કુદરતી ટેવ છે, એમ સભા તરફથી નિશ્ચિત કરવામાં આવ્યું. સભાનું કામ આટલેથી અટક્યું નહિ. તેમાં તેના ઉપાય સંબંધી પણ વિવરણ થયું અને અંતે એમ નક્કી કરવામાં આવ્યું કે પ્રથમ તે પોપટને માટે એક સુંદર પાંજરૂં બનાવવું જોઇએ. પછી સભા બરખાસ્ત થઇ.

સભામાં હાજર રહેલા પંડિતોને ભારે ઇનામ આપવામાં આવ્યું, અને તેઓ સર્વે હસતે મુખે ઘેર વિદાય થયા.

૨

પંડિતોએ બતાવેલા ઉપાયને અમલમાં મૂકવામાં આવ્યો. પોપટને માટે સુંદર સોનાનું પાંજરૂં તૈયાર થયું. તેમાં રંગબેરંગી સુશોભિત રાચરચીલાં પણ ગોઠવાયાં. જગતના દરેક ભાગમાંથી લોકોનાં ટોળેટોળાં આ ભવ્ય પાંજરૂં જોવાને આવ્યાં. કેટલાક ઘણાજ ખુશી થઇને કહેવા લાગ્યા "વાહ ! વિદ્યાદેવીને દાન આપવાને માટે વ્યક્તિને હવે નિયન્ત્રિત કરીને પાંજરામાં પુરી છે." તેમને આનંદાશ્રુ પણ આવ્યાં. બીજા વધારે વ્યાવહારિક લોકો કહેવા લાગ્યા "વિદ્યાદાનનો લાભ ન મળે તો ફીકર નહિ, પરંતુ આ ભા[illegible] પાંજરૂં દેહ સુધી ખરા વાસ્તવિક સ્વરૂપમાં રહેશે, એ ક[illegible] પોપટને માટે ઓછું આનંદદાયક નથી."

" પાંજરૂં બનાવનારા સોનીઓને મહેનતાણું આપવામાં આવ્યું, તે લેઇને તેઓ તુરતજ વહાણુમાં બેસીને ઘેર ગયા.

૩

પોપટને શીખવવાને એક ઘણુાજ સંસ્કારી અને સુશિક્ષિત પંડિત મહારાજને રોકવામાં આવ્યા. લાંબો વિચાર કરીને તે મહાશયે તપખીરની ચપટી હાથમાં લીધી અને તેને સુંઘતાં સુંઘતાં નીચે પ્રમાણે મહત્ત્વના તત્ત્વનું ઉચ્ચારણુ કર્યું. " શીખવવાને માટે પાઠય પુસ્તકો જેટલાં તૈયાર થાય તેટલાં ઓછાં છે."

આ તત્ત્વને વ્યાવહારિક રૂપમાં આણુવા સારૂ રાજાના ભત્રીજાઓએ લેખકોની જબરી સંખ્યાને એકઠી કરી. તેમણે પુસ્તકોમાંથી અવતરણુ કર્યાં અને તેની નકલો કરી. આ નકલો ઉપરથી બીજી નકલો તૈયાર કરવામાં આવી, અને એવી રીતે નકલોનો એક ઘણોજ ઉંચો ઢગલો થયો. જનસમાજ આશ્ચર્યચકિત થયો અને કહેવા લાગ્યો " અરે વાહ ! વિદ્યા દેવીનો બુરજ તો જુઓ ! કેટલો ઉંચો છે! તેનું શિખર તો આકાશમાં જઇ પહોંચ્યું છે ! "

લેખકોનાં ખીસાં તર કરવામાં આવ્યાં, અને તેઓ પણુ મલકાતા મલકાતા થોડીજ વારમાં ઘેર જઇ પહોંચ્યા.

રાજાના ભત્રીજાઓએ પાંજરાને સુવ્યસ્થિત સ્થિતિમાં રાખવાની ઘણીજ સંભાળ રાખી. તેઓ હંમેશાં તેને ઘસતા અને સાફ કરતા. "પોલીશ" ચોપડતા અને જરા નવરા બેસી

રહેતા નહિ. જનસમાજ સંતુષ્ટ થયો અને બોલી ઉઠયો "આનુંજ નામ ખરેખરી પ્રગતિ !"

પરીક્ષા અને દેખરેખ રાખવાને માટે ઘણાજ સુશિક્ષિત પુરૂષો રોકવામાં આવ્યા. આ સર્વે લોકો તેમજ તેમનાં દૂરનાં સગાં વહાલાંઓને એટલું બધું ધન આપવામાં આવ્યું કે દરેક જણે પોતાના માટે રાજમહાલ બાંધ્યો અને તેઓ હંમેશને માટે સુખ અને સમૃદ્ધિમાં રહ્યા.

૪

સંસારમાં ઘણી જાતની ખામીઓ હશે પરંતુ તેમાં કોઇ પણ વખત ભુલો શોધી કાઢનારની ખોટ હોતી નથી. આ વર્ગના લોકો કહેવા લાગ્યા કે, જો કે પાંજરા સાથે ઘણીજ દૂરની રીતે પણ સંબંધ ધરાવનારી દરેક વ્યક્તિ સધન થઇ ગઇ છે, તો પણ બિચારા પોપટની અવસ્થા તો માઠીજ થઇ છે.

આ લોકવાક્ય ફરતું ફરતું જ્યારે રાજાના કર્ણદ્વારમાં પ્રવેશ કરવા લાગ્યું, ત્યારે તેણે પોતાના ભત્રીજાઓને બોલાવ્યા અને કહ્યું "ભાઇઓ, લોકો શું કહે છે ?"

ભત્રીજાઓએ જવાબ દીધો "મહારાજ, જો સર્વ હકીકત આપને જાણવી હોય તો આપે સોની, પંડિત, લેખકો અને પરીક્ષકોને પૂછવું જોઇએ. ખરી વાત એ છે કે આ ભુલો કાઢનારાઓને અન્ન ને દાંતનું વેર છે અને તેને લીધેજ તેમની જીભ વધારે બોલકણી થઇ ગઇ છે."

આ સ્પષ્ટીકરણ દેખીતી રીતે એટલું બધું સંતોષકારક હતું કે રાજાએ પોતાના ભત્રીજાઓને વસ્ત્ર અને ઘરેણાંનું ઇનામ આપ્યું.

૫

આખરે રાજાને પોતાનું કેળવણી ખાતું પોપટને કેવી રીતે શીખવતું હતું તે પોતાની નજરે પ્રત્યક્ષ જોવાની ઉત્કણ્ઠા થવાથી તેઓ એક દિવસ વિદ્યામંદિરની મુલાકાતે પધાર્યા.

દરવાજા આગળજ શંખ, ઝાલર, ઢોલ, નગારાં, તતુડી, શરણાઇ, સારંગી, સતાર વગેરે વિવિધ વાજીંત્રોના મધુર સ્વરો સાંભળવામાં આવ્યા. પંડિત લોકો ઘણાજ ઉંચા અવાજે શાસ્ત્રીય રીતે મંત્રોચ્ચાર કરતા હતા, અને સોનીઓ, લેખકો, પરીક્ષકો, દેખરેખ રાખનારાઓ તેમજ તેમના દૂરના પણ સંબંધીઓ આનંદમાં મગ્ન દેખાતા હતા અને ભારે કોલાહલ મચી રહ્યો હતો.

ભત્રીજાઓએ ખુશી થતાં થતાં રાજાનું સ્વાગત કર્યું અને પછી તેમણે પૂછ્યું "મહારાજ, આ સર્વ વિષે આપનો શો અભિપ્રાય બંધાયો છે?"

રાજાએ ભાર મુકીને જવાબ આપ્યો "શિક્ષણશાસ્ત્રીની દોષવિહીન પદ્ધતિ પર તમારૂં બધાનું કામ સુવ્યવસ્થિત રીતે ચાલે છે એવી મારી ખાત્રી થઇ છે."

આ પ્રમાણે ઘણીજ પ્રસન્નતાથી કહીને રાજા હાથીની અંબાડી પર બેસવાની તૈયારી કરતા હતા એટલામાં

ભુલો કાઢનારાએ એક ઝાડને ઓથેથી સ્પષ્ટપણે કહ્યું "મહારાજ, આપે પોપટ જોયો કે ?"

આ સાંભળી રાજા બોલી ઉઠયા, "અરે ! હું ભુલી ગયો. પોપટ સંબંધી તપાસ કરવાનું આ કોલાહલમાં મારી સ્મૃતિ બહારજ જતું રહ્યું."

એમ કહીને રાજા પાછા ફર્યા અને તેમણે વિદ્યા-મંદિરમાં પુનઃ પ્રવેશ કર્યો. તેમણે પંડિતોને શિક્ષણ-પદ્ધતિ વિશે પ્રશ્ન કર્યો. પોપટને કેવી રીતે શીખવવામાં આવતું હતું તે પ્રશ્નનો સવિસ્તર ઉત્તર પંડિતોએ દીધો.

આથી રાજાના મન પર ઘણીજ સારી છાપ પડી. શિક્ષણપદ્ધતિજ એવી ભારે રચના પર હતી કે પોપટ તો નજીવોજ માલૂમ પડયો. શિક્ષણની વ્યવસ્થામાં જરા પણ દોષ રાજાને જણાયો નહિ. પોપટ જાતે કંઇ પણ ફર્યાદ કરી શકે નહિ, તેમ એ બાબતની બીલકુલ આશા રાખી શકાય તેમ પણ હતું નહિ; કારણ કે તેનું ગળું પુસ્તકોનાં પાનાંથી રૂંધાઇ ગયું હતું અને તેને લીધે તે સીસોટી મારી શકયો નહિ તેમજ કંઇ પણ બોલી શકયો નહિ. શિક્ષણની પદ્ધતિજ તપાસતાં સાધારણ મનુષ્યને પોપટ સંબંધી ઘણી હકીકત માલૂમ પડયા વગર રહે નહિ એ નિઃસંશય છે.

ફરીથી હાથીની અંબાડી પર સ્થાન લેતી વખતે રાજાએ સરકારી ફોજના અમલદારને ભુલો કાઢનારને ભારે શિક્ષા કરવાનો હુકમ કર્યો.

૬

આવી રીતે પોપટની સ્થિતિ ખરાબ અને ખરાબ થતી ગઈ અને તેને ગાંડપણની પણ શરૂઆત થઇ. શિક્ષણમાં તેની પ્રગતિ હદ બહાર સંતોષકારક હતી; પરંતુ કદી કદી શિક્ષણ પર કુદરત જીત મેળવતી હતી. અને જ્યારે જ્યારે સવારનાં કિરણો પાંજરા પર પડવા લાગતાં ત્યારે ત્યારે તે પોપટ ઘણાજ જોરથી પોતાની પાંખો ઉડાવવા લાગ્યો, એટલુંજ નહિ પણ પોતાની વચથી ચાંચવતી તે પાંજરાના સળીઆને હલાવવા લાગ્યો.

આ જોઇને કોટવાલ સાહેબને ઘણોજ ગુસ્સો ચઢયો અને તે બોલી ઉઠયા " કેટલી ઉદ્ધતાઇ ! "

તુરતજ એક લુહારને એરણ ને હથોડો લઇ વિદ્યામંદિરમાં બોલાવવામાં આવ્યો. તેના કામના મોટા અવાજ સંભળાવા લાગ્યા. થોડા વખતમાં લોઢાની બેડી તૈયાર કરવામાં આવી અને તેના વતી પોપટની બન્ને પાંખો સજ્જડ કરવામાં આવી.

રાજાના સાળાઓ આ જોઇને ખુશી થયા, અને આનંદથી કહેવા લાગ્યા "ઠીક થયું ! આ પોપટ લોકોને અક્કલ નથી એટલુંજ નહિ, પરંતુ તેમનામાં કૃતજ્ઞતા પણ નથી."

ત્યાર બાદ પણ પંડિત લોકો એક હાથમાં સોટી લેઇને અને બીજા હાથમાં પાઠય પુસ્તક લેઇને પાઠ આપવા મંડયા.

કોટવાલ સાહેબને તેમની ચાલાકી માટે કિતાબ

બક્ષવામાં આવ્યો, અને લુહારને બેડી તૈયાર કરવા માટે ઘણાજ પૈસા મળ્યા.

૭

આવી વિચિત્ર સ્થિતિમાં આખરે પોપટ મરણને શરણ થયો.

આ બીના ક્યારે બની તેનો કોઇને પણ ખ્યાલ નહોતો. ભુલો કાઢનારે પ્રથમજ તેની બાતમી જગતમાં ફેલાવી.

રાજાએ આ હકીકત સાંભળી કે તરતજ તેણે પોતાના ભત્રીજાઓને પોતાની પાસે બોલાવ્યા અને તેમને પૂછ્યું "ભાઇઓ, ગામમાં આ શી વાત ફેલાય છે?"

ભત્રીજાઓએ કહ્યું 'મહારાજ, પોપટનું શિક્ષણ પૂરૂં થઇ ગયું છે."

રાજાએ પ્રશ્ન કર્યો "શું તે કૂદે છે?" ભત્રીજાએ જવાબ દીધો "કદીએ નહિ મહારાજ."

"ત્યારે શું એ ઉડી શકે છે?" રાજાએ ફરી પ્રશ્ન કર્યો.

"ના મહારાજ!" ભત્રીજાઓએ જવાબ દીધો. આ ઉપરથી રાજાએ ક્રુધિત થઇને પૂછ્યું "ત્યારે શું એ ગાય છે?"

ભત્રીજાઓએ શાંતિથી જવાબ દીધો "જરાએ નહિ." આથી રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ગર્જના કરી અને કહ્યું "પોપટને એકદમ મારી પાસે લાવો."

આ હુકમને આધારે પોપટને રાજા પાસે લાવવામાં આવ્યો. તેની સાથે કોટવાલ સાહેબ, સીપાઇ અને સવારો

પણ ચોકી કરતા આવ્યા. રાજાએ તેના પેટમાં આંગળી ઘોંચી. તે હાલ્યો નહિ તેમજ તેણે બુમ પણ પાડી નહિ. ફક્ત તેની અંદરની ચોપડીઓનાં પાનાંના ખડખડાટનો કર્ણકટુ અવાજ થયો.

આજ સમયે બહાર બારી આગળ વસંત ઋતુનો ખુશનુમો પવન અશોક ઝાડની ડાળીમાં ફર ફરતો હતો, અને તેથી કુદરતે ઘણું ગંભીર રૂપ ધારણ કર્યું હતું તેમ જણાઇ આવ્યું.

## મોટી બેન

બૈરાંની સભા ભરાઈ હતી ત્યાં પોતાની દુર્ભાગી પડોશણના ઉપર તેનો પતિ કેવો જુલમ ગુજારતો હતો, અને તે કેવો ક્રૂર અને દુષ્ટ હતો, તેનું પોતાની બેનપણીઓ આગળ વર્ણન કરતાં તારા બોલી ઉઠી કે “બળ્યું બા, એવા ધણીના મોઢામાં દેવતા કેમ મુકાતો નથી!”

આ સાંભળીને જયગોપાળ બાબુની પત્નીને માઠું લાગ્યું. પતિના મુખમાં બીડીના અગ્નિ શિવાય બીજો અગ્નિ મુકવાનું કહેવું એ એને મન સ્ત્રીઓના સ્ત્રીત્વને લાંછન લગાડવા જેવું હતું. તેથી એણે ધીમે રહીને એવું બોલવા માટે તારાને ઠપકો આપ્યો; એટલે તો તારા ઉછળીજ પડી તો. એ બોલી ઉઠી “ત્યારે એવાને શું કહે ? એવા ધણી વડે સૌભાગ્યવતી કહેવડાવવા કરતાં તો સાત ભવ વિધવા રહેવું સારૂં.” એમ બોલતી બોલતી સભા બરખાસ્ત કરતી એ ચાલી ગઈ.

શશી મનમાંને મનમાં બોલી 'પતિ એવો તે શો અપરાધ કરે કે આપણને એટલી બધી ચીઢ ચઢે ! મને તો કાંઇ સમજ પડતી નથી." એ જેમ જેમ એ બાબતનો વધારે વિચાર કરતી ગઇ તેમ તેમ એને પોતાના પરદેશ ગએલા પતિ ઉપર વધારે ને વધારે વહાલ ઉપજ્યું. જે શય્યામાં એના પતિ હંમેશાં સુતા, તે શય્યા ઉપર એ જઇને પડી. જે ઉશીકા ઉપર એના પતિનું મસ્તક આશ્રય લેતું તે ઉશીકાને એણે ચુંબન કર્યું. પતિના મસ્તકની સુવાસ એમાં ભરેલી છે એ માન્યતાથી એણે ઉશીકાને વારંવાર સુંઘ્યું. વળી ઓરડાનાં બારણાં બંધ કરીને પેટીમાંથી પતિની છબી કાઢી, તેણે લખેલા પત્રો કાઢયા અને તેની સામે ટગર ટગર જોતી એ બેઠી.

વસંતકાળમાં વિહરતી નવયૌવના જે મીઠડા સ્વપ્નનો આસ્વાદ લઇ રહી હોય છે, તેવા સ્વપ્નનું સુખ શશી પણ અનુભવવા લાગી. પ્રેમની બીનજોમીઅણના હૃદયમાં પ્રેમે મધુર ગુંજારવ કરી મુકયો. " હવે તો એમના આવતાં વારજ મારૂં જીવન રસિક બની જશે. વસંતના વિનોદ ઓર મઝા આપશે. મેં ટંટાખોરીએ ટંટો કરીને એમને કેટલા બધા દુભવ્યા છે. હવે તો હું કોઇ દિવસ એવું નહિ કરૂં. એમની ઇચ્છા પ્રમાણે વર્તીશ, એમની સર્વ આજ્ઞા શિરોધાર્ય ગણીશ. મને સારૂં માઠું ગમે તે કહે તે હું ખુલ્લે દીલે સ્વીકારી લઇશ. મારૂં સર્વસ્વ મારા પતિજ છે, એજ મારા પ્રભુ છે."

શશિકળા એનાં માતા પિતાની એકની એક પુત્રી હતી અને તેથી લાડકવાયી હતી. એના પિતા શ્રીમંત હતા એટલે પૈસે ટકે પુત્રીને સારી સહાય કરતા. તેથી જયગોપાળ થોડું કમાતો તોપણ એ વૈભવમાં રહી શકતો અને ભવિષ્યની ચિંતાથી મુક્ત હતો.

શશિકળાના પિતાને વૃદ્ધાવસ્થામાં પુત્રરત્નની પ્રાપ્તિ થઈ એટલે તો શશિકળા મનમાંને મનમાં ચીઢાઈ કે ઘડપણમાં પિતાને આ શું સુઝયું. આટલી વયે એના પિતાને સંતાનની પ્રાપ્તિ થાય એવું શશિકળા નહોતી ધારતી, એટલે એ બનાવથી એને પોતાનાં માતા પિતાનું કાર્ય અઘટિત અને ગેરવ્યાજબી લાગ્યું. જયગોપાળને પણ આનંદ તો નજ થયો.

વૃદ્ધાવસ્થામાં પુત્રજન્મ થયો તેથી માતા પિતાનો પૂર્ણ પ્રેમ આ બાળકમાંજ સ્થિતિ કરીને રહ્યો. સંસારમાં આ નવા આગંતુક બટુક સાળાએ આવીને જયગોપાળની સર્વ આશાઓ અને ઉમેદોને એની બે નાની મુઠીઓમાં જકડી લીધી; એટલે જયગોપાળને આસામના ચાહના બગીચામાં નોકરી શોધવાની જરૂર પડી. એના મિત્રોએ તો કોઈ નજીકમાંજ નોકરી મળી જાય તે લેવા એને સમજાવ્યો; પણ કદાચ ક્રોધથી વિવશ થઈ ગયો હોય તેમાં, કે પછી આસામના ચાહના બગીચાગાં પગાર વધારે મળવાનો સંભવ દેખાતો હોય તેથી, એણે મિત્રોની સલાહ ન માની. પત્નીને છોકરાં છૈયાં સાથે એને પીયર મોકલી દીધી અને પોતે

આસામ ગયો. પતિ પત્નીના પરિણિત જીવનમાં આ પ્રથમજ વિયોગ હતો.

આ વિયોગનું કારણ પોતાનો બાળક ભ્રાતાજ હતો તેથી શશિકળા ઘણી ક્રોધિત થઇ ગઇ. આ દુઃખ એવું હતું કે એની વરાળ શશિકળાથી બહાર ન કાઢી શકાઇ પણ અંતરમાં એ વધારે બળવા લાગી. બાળક ધાવીને નિદ્રાધીન થઇ જતો ત્યાર પછી એની મોટી બેન શશિકળા આજ તો ભાત ટાઢો થઇ ગયો, છોકરાંઓને નિશાળે જવાનું મોડું થઈ ગયું, એમ અનેક છિદ્ર શોધીને અરફોડા તરફોડા કરવા લાગી અને રાતને-દિવસ એના ઝાંઝી સ્વભાવથી સર્વને ત્રાસ આપવા લાગી.

થોડા સમયમાં બાળકની માતા ગુજરી ગઇ. મરતાં મરતાં માતા પોતાના બાળક પુત્રને પોતાની પુત્રી શશિકળાને સોંપતી ગઇ.

માતા વિનાનો બાળક કિલકિલાટ કરતો, પોતાની બેન ઉપર પડતો, એના શરીર ઉપર ચઢી જતો. ઘડીમાં એનનું મોઢું, તો ઘડીમાં એનું નાક, તો ઘડીમાં એની આંખો પોતાના નાના મોઢામાં સમાવી દેવાનો હાસ્યોત્પાદક પરિશ્રમ એ કરી મુકતો. પોતાની નાની મુઠીઓમાં બેનના વાળ પકડતો અને ખેંચતો. બેન છોડાવવા મથન કરતી પણ એ છોડતો નહિ.

દિવસ ઉગતા પહેલાં તો બાળક ઉઠીને બેઠો થઇ જતો, સુતેલી એનના શરીર ઉપર પોતાનું નાનું શરીર

નાખીને એની સોડમાં ભરાઇ જતો, લપાઈ જતો અને કાલું કાલું બોલતો, અને ગુંગો ગણુગણાટ કરી મુકતો. ધીમે ધીમે હવે એ બેનને જીજી, જીજીમા વિગેરે કહીને બોલાવા લાગ્યો. હવે તો એ તોફાની પણ થતો ગયો. અલ્યા આમ ન કરીશ એમ કહે તો એ ચાહીને કરતો; એ ન ખવાય એમ કહે તો એ તેજ ખાતો; ત્યાં ન જવાય એમ કહે તો ત્યાંજ જતો; આવી રીતે નિર્દોષ હઠથી શશિકળાને પજવી નાખતો. એ શશિકળાને બહુ પ્રિય થઇ પડયો અને એનાં તોફાન મસ્તી એને આનંદ આપવા લાગ્યાં.

૨

બાળકનું નામ નીલમણિ પાડયું. જ્યારે એ બે વર્ષનો થયો ત્યારે એના પિતાને ઘણો સખત મંદવાડ આવ્યો. જયગોપાળને પત્ર લખીને તેડાવ્યો. એ આવ્યો ત્યારે તો કાલિપ્રસન્નની ઘડીઓ ગણાતી હતી. મરતાં આગમચ કાલિપ્રસન્ને જયગોપાળને પોતાના પુત્રની સોંપણી કરી અને પુત્રીને પોતાની મીલકતનો ચોથો ભાગ કાઢી આપ્યો. મીલકત આવી એટલે જયગોપાળે નોકરી છોડી દીધી અને ઘેર આવ્યો.

ઘણા લાંબા સમયે પતિ પત્નો મળ્યાં. ભૌતિક પદાર્થ ભાગી જાય છે તો તેને ફરીથી અસલ સ્થિતિમાં જોડી શકાય છે; પણ મનુષ્યો જ્યારે એક બીજાથી જુદાં પડે છે ત્યારે વિયોગને અંતે અસલ સ્થિતિમાં મળી શકતાં નથી;

એનું કારણ એટલુંજ છે કે મનુષ્યને મન છે અને એ મન ઘડીએ ઘડીએ બદલાયા કરે છે.

પતિના વિયોગે શશિમાં નવીન ભાવના જાગૃત કરી. પતિવિયોગથી એની વૃત્તિઓ જડતા તજીને ચેતન પામી હતી. પતિના હૃદય ઉપર વિજય મેળવવા એ મથન કરવા લાગી. એણે પ્રતિજ્ઞા લીધી હતી કે ગમે તેવા દિવસો આવે, ગમે તે થાય તોપણુ પતિ પ્રત્યેની પ્રેમજ્યોતિ તો જ્વલંતજ રાખવી.

આ વિયોગે જયગોપાળના હૃદયમાં જુદીજ અસર કરી હતી. પહેલાં પોતાના સ્વાર્થને લીધે એ પત્ની ઉપર ઘણી મમતા રાખતો. એને મન શશી એજ પોતાના જીવનનું જીવંત સત્ય હતું. પોતાનું જીવન એણે શશિના જીવન જોડે એવું વણી દીધું હતું કે એના અલ્પ વિયોગ પણ એને જીવનની તૃટિ સમાન ભાસતો હતો; તેથી પહેલાં તો પત્નીનો વિયોગ એને સાલવા લાગ્યો પણ દિવસ જતાં એ વિયોગ એને સાલતો બંધ થયો. ધીમે ધીમે એનામાં રહેલું આળસ અને પ્રમાદ જતાં રહ્યાં અને તેને સ્થાને પોતાની સ્થિતિ શું કરવાથી વધારે સારી થાય તે વિચાર ઉપરજ એનું લક્ષ દોરાયું. સ્થિતિ સુધારવાની નવી ભાવના જાગૃત થવાથી પહેલાંનું જીવન એને તુચ્છ લાગવા માંડ્યું.

સ્ત્રીના સ્વભાવમાં પ્રેમને લીધે મોટાં મોટાં પરિવર્તનો થાય છે ત્યારે પુરુષના સ્વભાવમાં મહત્ત્વાકાંક્ષા મોટા મોટા ફેરફારો કરી નાખે છે. જયગોપાળ બે વર્ષે પાછો આવ્યો

એટલે એને પોતાની પત્ની પહેલાં જેવી ન લાગી. પોતાના નાના સાળામાં એનું મન પરોવાયલું એને જણાયું. આ બાબતમાં એ પત્ની સાથે એકરાગ ન કરી શકયો. પોતાના ભાઇને પતિ પૂર્ણ પ્રેમથી ચહાય એવું કરવાને પત્ની ઘણુંએ મથી પણ તેમાં એને વિજય ન મળ્યો. શશી પોતાના ભાઇને લઇને પતિ પાસે જતી અને હસતે મુખડે "એમની પાસે જા" એમ કહેતી, અને બાળકને પતિ આગળ ધરતી; પણુ નીલમણિ શશિનેજ વળગી રહેતો, એના ખભા ઉપર મોઢું સંતાડી દેતો અને જયગોપાળ કને જતોજ નહિ. શશિને એમ થતું કે મારી સાથે નીલમણિ જેવો હળી ગયો છે તેવો એમની સાથે હળી જાય તો સારૂં. જયગોપાળ એ બાળકની કશીયે દરકાર કરતો નહિ. અમથો "કેમ છે" એટલુંએ તેને પૂછતો નહિ. એને એમ થતું કે આ બાળકમાં એવું તે શું છે કે નાહક એની પાછળ સમય ગુમાવવો. સામા માણસનું હેત કેવું છે તે સ્ત્રીઓ ઝટ સમજી જાય છે. શશિએ જાણી લીધું કે જયગોપાળને નીલમણિની કશીએ કાળજી નહોતી. તેથી નીલમણિને પતિની દૃષ્ટિએજ એ પડવા દેતી નહિ. નીલમણિ રડતો ત્યારે જયગોપાળ ઘણો ખીજવાતો; એટલે શશી એને પોતાની છાતી સારસો ચાંપતી અને છાનો રાખવા સવ પ્રકારે મથન કરતી. કેટલીકવાર નીલમણિ રાતમાં રડવા મંડી પડતો ત્યારે જયગોપાળની નિદ્રામાં ખલેલ પડતું તેથી એ ઘણો ગુસ્સે થતો અને ક્રોધાવેશમાં બાળકને ધમકાવતો;

ત્યારે શશી અપરાધિનીની માફક શીઆવીઆ થઇ જતી, બાળકને પોતાના ખોળામાં લેતી, બીજા ખંડમાં એને લઇને જતી રહેતી અને મીઠાં હાલરડાં ગાતી ગાતી બાળકને ઉંઘાડી દેતી.

છોકરાં હજાર વાતે કજીઆ કર્યા કરે એટલે પહેલાં તો મા વિનાના ભાઇનું ઉપરાણું લઇને પોતાનાં છોકરાંને શશી મારતી હતી, તે વખતે એ ન્યાયાધીશને સ્થાને હતી. હવે જયગોપાળે એ સ્થાન લઇ લીધું. ન્યાયાધીશ બદલાયો તેની સાથે કાયદોએ બદલાયો. કાંઇ પણ અપરાધ વિના તપાસ વગર નીલમણિને હવે ભારે શિક્ષા સહન કરવી પડતી હતી. તરવારની ધારની માફક શશિના જીગરને આ શિક્ષા ચીરી નાખતી હતી. બિચારી પોતાના ભાઇને બીજા ખંડમાં લઇ જતી. ત્યાં એને રમકડાં કે મીઠાઇ આપતી, બોકીઓ કરતી અને હજાર પ્રકારનાં મીઠાં વચન કહીને તેને છાનો રાખતી.

આમ થવાથી શશિનું હેત નીલમણિ ઉપર વધારે લાગ્યું; એટલે વળી પાછો જયગોપાળનો મિજાસ ગયો. જેમ જેમ જયગોપાળ નીલમણિને વિશેષ ધિક્કારતો તેમ તેમ શશી નીલમણિને પોતાના સ્નેહામૃતમાં વધારે સ્નાન કરાવતી. જયગોપાળ એને વઢતો ત્યારે શાંતિથી બીતાં બીતાં પ્રેમભાવથી એ એના મનનું સાંત્વન કરતી.

૩

નીલમણિનું માથું બહુ મોટું હતું. એનું શરીર

મોટી સોટી જેવું અને માથું મોટા ગઠ્ઠા જેવું હતું. એને બોલતાં ચાલતાં ઘણું મોડું આવડયું. એની ગંભીર અને ઉદાસીન મુખમુદ્રા જોતાં આપણને એમજ વિચાર થાય કે એનાં માતા પિતાએ પોતાની વૃદ્ધાવસ્થાની સર્વ ઉદાસીનતાનો ભાર પોતાને માથેથી ઉતારી આ નાના બાળક ઉપર નાખ્યો હશે. બેનની સંભાળ અને દેખરેખ નીચે નીલમણિ સર્વ ભય વટાવીને ઉછરી આવ્યો અને ૭ વર્ષનો થયો.

કાર્તિક માસની ભાઇબીજ આવી તે દિવસે શશિએ નીલમણિને એક નાના બાબુની માફક શણગારી દીધો. એને રાતી કોરની ધોતી પહેરાવી, કોટ પહેરાવ્યો અને એના ખભા ઉપર ઉપરણું પણ નાખી દીધું. પછી પોતાના ભાઇનું દીર્ઘાયુ ઇચ્છતી એ ચિરંજીવી થાય તેને માટે ભાઇબીજ નિમિત્ત યથાવિધિ વિધાન કરી રહી હતી. તેવામાં એની પડોશણ બટકબોલી તારા આવી પહોંચી અને મિષ ખોળીને લડવા લાગી:—" અલી અંદરખાનેથી તો તું તારા ભાઇને પાયમાલ કરી રહી છું અને બહાર બતાવવાનો આવો આડંબર તને કયાંથી સુઝયો ? અલી ગામમાં તો એવી વાત ઉડી રહી છે કે શશી અને એનો પતિ એના ભાઇની મીલકત તફરફે કરવા બેઠાં છે. જાણી જોઇને ભાડું ચઢાવે જાય છે. મીલકત એક હાથે વેચાવડાવીને બીજે હાથે એના મશીઆઇને નામે ખરીદાવે છે." આ સાંભળીને શશિને ગુસ્સો ચડયો, દુઃખ થયું અને સાથે સાથે આશ-

ર્યથી આભી પણ બની ગઈ. " મુવા, જેણે મારી આવી ખોટી વાત ઉરાડી હોય તેના મોઢામાં પત નીકળજો." ક્રોધથી આમ બોલતી શશી રડતી રડતી જયગોપાળ પાસે ગઈ અને એને બધી વાત કહી. ત્યારે જયગોપાળે કહ્યું "આવા વખતમાં કોઇનો વિશ્વાસ રાખી શકાય એવું નથી. ઉપેન મારી માશીનો છોકરો થાય છે અને હસીલપુર તાલુકાનો વહીવટ એને સોંપ્યો હોય તો એ સારો વહીવટ ચલાવશે એમ હું ધારતો હતો. મને જો સવેળાથી ખબર પડી હોત કે હસીલપુરનો સરકાર ધારો બાકી રહે છે, તો હું તેને વેચાવા શાનો દેત ? "

" ત્યારે તમે એના ઉપર દાવો નહિ માંડો ? "

" મારા મશીઆઇ ઉપર દાવો માંડું ? હવે દાવો કરવો નકામો છે. એથી તો પૈસાની બરબાદી થાય. "

પતિ જે કહે છે તે સત્ય જ છે એમ માની લેવામાં શશી ધર્મ સમજતી હતી; પરંતુ આ વાતમાં પતિ સત્ય કહે છે એમ એને ન લાગ્યું. જે ઘરમાં શશિને મન સ્નેહનો વાસો હતો, તે ઘર હવે એને ખાવા ધાતું હતું. ઘરતીનો છેડો એને જે ઘરમાં લાગતો હતો અને જે ઘર એને મન વિશ્રામનું સ્થાન હતું, તે એને ભયંકર સ્વાર્થની જાળ જેવું લાગ્યું. બન્ને ભાઇ બેન એ જાળમાં પોતાને જકડાઈ ગએલાં માનવા લાગ્યાં. પોતે અબળા જાતિ હતી, એકાકી હતી એટલે નીલમણિને શી રીતે બચાવવો તેની એને કશી સુઝ ન પડી. એને એમ થતું કે " લાવ હું

લાટ સાહેબને મળું, મહારાણીને પત્ર લખું, પણ એ બધું શી રીતે કરૂં ? હસીલપુરની આવક દરવર્ષે સાડીસાતસો રૂપીઆની આવે છે તો એવી મોટી આકવવાળી જમીન મહારાણી સાહેબ નહિ વેચાઇ જવા દે " એમ કહીને પોતાના પતિના મશીઆઈભાઇને નસીઅત કરાવવાનો શશી વિચાર કરી રહી હતી એટલામાં નીલમણિ ઓચીંતો માંદો પડી ગયો, એને તાવ અને તાણ આવવા લાગ્યાં. જયગોપાળે ગામના ડૉકટરને બોલાવ્યો પણ શશિએ કહ્યું કે " કોઇ હોંશીઆર ડૉકટરને લાવો." જયગોપાળે જવાબ દીધો કે " મનીલાલ કાંઈ ખોટો નથી. " શશિએ એને પગે પડી પોતાના સોગન લેવડાવ્યા ત્યારેજ જયગોપાળે કહ્યું કે " વારૂ, શહેરમાંથી ડૉકટરને બોલાવીશું. "

શશી નીલમણિની પાસેને પાસેજ બેસી રહેતી, એને વી'લો મુકીને એક મિનિટ પણ બહાર જતી નહોતી. નીલમણિ પણ રખેને શશી જતી રહે તેથી એને બાઝીનેજ પડી રહેતો, અને ઉંઘી જતો તો પણ શશિને છોડતો નહિ. આમને આમ આખો દિવસ ગત થયો અને રાતે જયગોપાળ ખબર લાવ્યો કે મોટો ડૉકટર તો ઘેર ન મળ્યો. બહાર ગામ ગયો છે. વળી મારે એક દાવાના સંબંધમાં કાલે બહાર ગામ જવાનું છે. મેં મનીલાલને કહ્યું છે. તે નિયમસર નીલમણિને જોવા આવશે. " રાતે નીલમણિ ઉંઘમાં લવરી કરતો હતો. પ્રાતઃકાળ થયો એટલે શશી પોતાના માંદા ભાઇને લઇને હોડીમાં બેસીને શહેરમાં ગઇ અને

સીધીજ ડૉક્ટરને ઘેર પહોંચી. ડૉક્ટર ઘેરજ હતા, બહાર ગામ નહોતા ગયા. શશિને રહેવા વિગેરેની ડૉક્ટરે સગવડ કરી આપી. એક આધેડ ઉમ્મરની વિધવા પાસે એને રાખી અને બાલક નીલમણિની એણે દવા કરવા માંડી. જયગોપાળ બીજે દિવસે અહીં આવી પહોંચ્યો અને ક્રોધાવેશમાં પોતાની પત્નીને કહ્યું "અત્યારેને અત્યારેજ મારી સાથે ઘેર ચાલો." શશિએ કહ્યું "મારા તમે કકડા કરી નાખશો તોયે હું આવવાની નથી. મા બાપ વગરના મારા નીલમણિને તમે બધા મારી નાખવા ફરો છો, પણ હું એને બચાવીશ."

"ઠીક છે ત્યારે અહીંજ રહેજે! હવે પછીથી મારે ઘેર પગ મુકીશ નહિ"

"તમારૂં ઘર? એતો મારા ભાઈનું ઘર છે."

"વારૂં જોઇશું."

શશીની પડોશણ તારાએ શિખામણ આપવા માંડી કે "તારે કજીયો કરવો હોય તો ઘેર જઇને કરજે, આમ ઘર તજવાથી શું ફાયદો કાઢવાની છે? ગમે તેટલા તોયે જયગોપાળ તારા સ્વામી છે."

શશી પાસે થોડા પૈસા હતા અને બાકીના પોતાના દાગીના વેચીને મેળવ્યા અને એમ કરીને પોતાના ભાઈની દવા કરી અને એને મૃત્યુના મુખમાંથી બચાવ્યો. તેવામાં એને ખબર પડી કે દવરી ગામમાં આશરે વાર્ષિક રૂપીઆ પંદરસોની આવકવાળી પોતાના ભાઇની માલકીની

મીલકત જયગોપાળે પોતાને નામે ચઢાવી દીધી. આવી રીતે પોતાના પિતાની બધીએ મીલકતના માલીક પોતાના ભાઇને બદલે પોતાનો પતિજ થઇ ગયો.

નીલમણિ સારો થયો એટલે બેનને કહેવા લાગ્યો કે "હવે તો આપણે ઘેર ચાલો." એ બિચારો પોતાના ભાણેજોથી વિખુટો પડયો હતો તેથી સોરાયા કરતો હતો. "બેન, આપણે પેલે જુને ઘેર ચાલોને" શશિને આ સાંભળીને રડવું આવતું. એને એમ થયું કે હવે એ ઘર કોનું? પરંતુ આમ રડીને બેસી રહેવાનું શશિને પાલવે તેમ નહોતું. એના શિવાય હવે આ વિશ્વમાં એના ભાઇનું કોઇ સગું નહોતું. એ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ તારિણીબાબુને ત્યાં ગઇ અને તેમની પત્નીને મળીને પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. મેજીસ્ટ્રેટ સાહેબ જયગોપાળને ઓળખતા હતા. પત્ની પતિ વિરૂદ્ધ મીલકતના સંબંધમાં કજીયો માંડે અને પતિનું ઘર તજી દે એ વિચાર મેજીસ્ટ્રેટ સાહેબને વસમો લાગ્યો. તેથી એ શશિની સામે પડયા, પરંતુ એમણે વાત મનમાં રાખી અને જયગોપાળને પત્ર લખીને તેડાવ્યો. એટલે એ પોતાની પત્ની અને સાળાને બળાત્કારે તેમની ઇચ્છા વિરૂદ્ધ ઘેર તેડી ગયો.

બીજી વારના વિયોગ પછી આ પતિ પત્ની પાછાં ફરી મળ્યાં, વિધાતાના લેખ. નીલમણિ પોતાના જુના મિત્રોને ઘણે દિવસે મળ્યો એટલે એ બહુ પ્રસન્ન થયો. શશિને એમ તો થયું કે "બિચારો મારો ભાઇ ખરી વસ્તુસ્થિતિથી અજ્ઞાત છે તેથીજ ખુશ થાય છે."

૪

મેજીસ્ટ્રેટ સાહેબ શીઆળામાં ડિસ્ટ્રીકટ ફરતા ફરતા આ ગામમાં આવી પહોંચ્યા અને એમણે અહીં મુકામ નાખ્યો. નીલમણિ બીજા છોકરાઓ સાથે ગામના પાદરે રમતો હતો, ત્યાં એને સાહેબ સાથે ભેટા થઇ ગયો. બીજા છોકરાઓ તો ત્યાંથી પલાયન કરી ગયા, પરંતુ ઠાવકો નીલમણિ જરા પણ ગભરાયા શિવાય ઉત્સુક નયને શાંત ચિત્તે સાહેબ સામું જોઇ રહ્યો. સાહેબ એને જોઈને ખુશી થયા અને બંગાળીમાં એની સાથે વાત કરવા લાગ્યા "તું નિશાળે જાય છે કે?" નીલમણીએ ડોકું હલાવ્યું. "તું કયાં પુસ્તકો વાંચે છે?" નીલમણિ પુસ્તક શબ્દનો અર્થ ન સમજ્યો એટલે કાંઈ પણ જવાબ આપ્યા શિવાય સાહેબના મુખ સામું જોઇ રહ્યો.

પોતાને સાહેબ મળ્યા હતા અને તેમની સાથે વાતચીત થઇ એ પ્રસંગ નીલમણિએ હરખાતાં હરખાતાં મોટી બેનને કહી સંભળાવ્યો. બપોરે જયગોપાળ કપડાં પહેરીને સાહેબને મળવા ગયો. તાપ સખત પડયો હતો, તેથી તંબુની બહાર છાંયડામાં ખુરસીઓ નંખાવીને સાહેબે બહારજ પોતાની કચેરી રાખી હતી. ત્યાં કજીયા લડનારાઓ, ચપરાસીઓ અને પોલિસો પણ ઉભા હતા. જયગોપાળને સાહેબે ખુરશી ઉપર બેસાડયો, અને એને ગામવિષેની હકીકત પૂછવા માંડી. સાહેબે બધા ભરાયલાના દેખતાં જયગોપાળને બેસવા ખુરશી આપી તેથી એ તો

પુલાભાઇને ફાળકો થઇ ગયો હતો અને મનમાને મનમાં વિચાર કરતો હતો કે, બસ આ વખતે અહીં ચક્રવર્તી કે નંદી આવી પહોંચે તો કેવી મઝા પડે ? એજ સમયે મોટો ઘુમટો તાણીને નીલમણિને તેડીને એક સ્ત્રી સીધીજ સાહેબ પાસે આવી પહોંચી. એણે સાહેબને કહ્યું "સાહેબ, મારા આ નિરાધાર ભાઇને હું આપને શરણે લાવી છું માટે એનું રક્ષણ કરો." સાહેબે આ મોટા માથાવાળા અને ગંભીર મુખાકૃતિવાળા છોકરાને ગામને પાદરે જોયો હતો એટલે એને તરતજ ઓળખ્યો; તેમજ એની સાથે આવેલી સ્ત્રી કોઇ સારા ઘરની હોવી જોઇએ એમ વિચાર કરીને તરત એ ઉભો થયો અને બાઇને કહ્યું કે "બેન, તંબુમાં જાવ."

તે સ્ત્રીએ કહ્યું "મારે જે કહેવું છે તે હું અહીંજ કહેવા માગું છું." જયગોપાળના કપાળ ઉપર કરચલીઓ વળી અને એ ફીક્કો પડી ગયો. ત્યાં આવેલા ગામડીઆ-ઓને આ બનાવથી રમુજ પડી અને શું બને છે તે જાણવા સાહેબની આસપાસ ટોળું વળીને ઉભા રહ્યા. પરંતુ સાહેબે પોતાની સોટી ઉંચી કરીને બધાને ત્યાંથી ખસેડી મુકયા.

ભાઇને પોતાની આંગળીએ બઝાડીને શશી ઉભી રહી અને આદિથી તે અંત સુધી સવિસ્તર હકીકત સાહેબને કહી સંભળાવી. જયગોપાળ વચ્ચે વચ્ચે બોલવા જતો હતો પણ સાહેબે ગર્જના કરી કે "ચુપ રહો" અને પોતાની

સોટી ઉંચી કરીને જયગોપાળને ખુરસી ઉપરથી ઉઠી ઉભા થવાનું જણાવ્યું. જયગોપાળ શશી ઉપર બહુ ગુસ્સે થયો, પણ શું કરે? નીલમણિ મોટી બેનની સોડમાં ભરાઇને બીતો બીતો બધું સાંભળતો હતો. શશી બધી હકીકત કહી રહી ત્યારે સાહેબે જયગોપાળને કેટલાક સવાલ પૂછ્યા. પછી થોડીવાર વિચાર કરીને એમણે શશિને કહ્યું "ભલી બાઇ, જો કે આ બાબત કદાચ મારી પાસે નહિ આવે; તોપણ ખાતરી રાખજો કે હું એ બાબતમાં ઘટતું જરૂર કરીશ. હવે નીરાંતે તમે તમારા ભાઇને તેડીને તમારે ઘેર જાવ."

"સાહેબ, મારા ભાઈને એનું ઘર પાછું ન મળે ત્યાં સુધી એને હું ત્યાં લઇ જવાની હામ શી રીતે ભીડું? આપના શિવાય નીલમણિનું કોઇ રક્ષણ કરે એમ નથી, એને આપની પાસેજ રાખો."

"ત્યારે તમે ક્યાં જશો?"

"હું તો મારા પતિને ત્યાં જઇશ; કારણ કે મારી જાતને માટે તો મને કશો ભય નથી."

સાહેબ જરા હસ્યા અને માદળીઆની હારમાળા જેના કંઠમાં આવી રહી છે એવા આ પાતળા, ગંભીર, નમ્ર અને સુશીલ બંગાળી છોકરાને પોતાની પાસે રાખવાનું કબુલ કર્યું. શશી ભાઇને મુકીને ચાલી જતી હતી પણ ભાઇ તો બેનના વસ્ત્રને પકડી રાખીને એને જવા નહોતો દેતો. એટલે સાહેબે કહ્યું "બાબા, ડરીશ નહિ, આવ

મારી પાસે." શશિની આંખમાં આંસુ આવી ગયાં. "ભાઈ, વહાલા ભાઇ, સાહેબ પાસે જા, આપણે પાછાં મળીશું." એટલું કહીને એણે ભાઇને છાતી સરસો ચાંપ્યો, અને માથે અને બરડે હાથ ફેરવ્યો અને પોતાના વસ્ત્રનો છેડો છોડાવીને એ ત્યાંથી સત્વર ચાલી નીકળી. સાહેબે નીલમણિને પોતાની પાસે બોલાવ્યો પણ એ તો " બેન, ઓ બેન " એમ કરીને મોટેથી રડવા લાગ્યો. શશી જતાં જતાં પાછી ફરી અને ભાઇને આશ્વાસન આપી ફાટતા હૃદયે ચાલી ગઇ.

વળી પાછાં અસલનાજ ઘરમાં આ પતિ પત્ની ફરીથી મળ્યાં એ પણ વિધાતાના લેખ. દંપતિનો આ મેળાપ લાંબો સમય ન નભ્યો. થોડા સમયમાંજ લોકોએ એ વાત સાંભળી કે શશી એકાએક રાતે કોલેરા થઈ જવાથી મરણ પામી છે. એના શબને વિના વિલંબે અગ્નિદાહ કરવામાં આવ્યો. આ ઘટના સંબંધી કોઇ એક શબ્દ પણ બોલ્યું નહિ. તારાને કેટલીકવાર એમ થઇ જતું કે લાવ કહી દઉં; પણ બીજાં " ચુપ " એમ કહીને એનું મોઢું બંધ કરી દેતાં.

સાહેબ પાસેથી છુટાં પડતાં શશિએ પોતાના ભાઇને કહ્યું હતું કે " આપણે પાછાં મળીશું. " એ વચન પળાયું કે કેમ તે કોઇ કહી શકતું નથી.

## પતિનું પ્રાયશ્ચિત્ત

મને ઘણી નાની વયમાં સીમંત આવ્યું અને મેં મૃત બાલકને જન્મ આપ્યો. સુવાવડમાંથી હું મરતી મરતી બચી, પરંતુ મારામાં શક્તિ આવતાં ઘણી વાર લાગી. એમાંને એમાં મારી આંખોનું નૂર ઘટવા લાગ્યું.

મારા પતિ આ અરસામાં વૈદકનો અભ્યાસ કરતા હતા. એમની આવડતનો અખતરો મારી આંખ ઉપર અજમાવવા એ ઉદ્યુક્ત બન્યા અને એમણે મારી આંખની દવા કરવા માંડી.

મારા મોટા ભાઈ એલ એસ બીનો અભ્યાસ કરતા હતા. એક દિવસ એ મને જોવા આવ્યા અને મારી આંખ જોઈને એ ગભરાઈ ગયા. એમણે મારા પતિને કહ્યું "તમે શું કરવા માંડયું છે ? તમે કમુની આંખ ખરાબ કરશો. હવે તો તાત્કાલિક કોઈ સારા ડૉકટરની સલાહ લો."

મારા પતિ ખીજવાતા બોલ્યા " સારો ડાકટર મારા

કરતાં વિશેષ શું કરવાનો હતો. કેસ એવો કાંઈ ભારે નથી. દવા બધી મારી જાણીતી છે."

મારા મોટા ભાઇ ગુસ્સે થતા બોલ્યા "તમારા કરતાં તમને વૈદકનું જ્ઞાન આપનાર તમારા પ્રોફેસરમાં કાંઇજ વિશેષ જ્ઞાન નથી એમ તમારૂં કહેવું છે ?"

મારા પતિએ જવાબ આપ્યો "તમારાં લગ્ન થયાં હોય અને તમારી પત્નીની મીલકત બાબત ઝઘડો કોર્ટે ચઢે તો કાયદાની સલાહ માટે તમે મને પૂછો ખરા ? તો પછી દવાના કામમાં મારી વચ્ચે તમે શું કામ નકામા માથું મારો છો ?" આમ એ બન્ને જણુ રક ઝક કરતા ત્યારે મને વિચાર થતો કે આ તો પાડે પાડા લઢે અને ઝાડનો ખોડો નીકળે છે. એ બે જણા બાઝે તેમાં દુઃખ મારે સહન કરવાનું. વળી મને એમ પણ થતું કે મારાં માતપિતાએ હવે મને પરણાવીને પારકી કરી, પછી મારી બાબતમાં તેમણે શા માટે માથું મારવું જોઇએ. હવે મારા સુખદુઃખની કાળજી મારા પતિને શિરે હતી, એમને શિરે નહોતી. મારી આંખોના સંબંધમાં ઉપર પ્રમાણેનો કજીઓ થયો ત્યારથી મારા પતિ અને મારા મોટા ભાઇનાં મન એક બીજા પ્રત્યે ઉંચાં થઈ ગયાં.

એવામાં એક દિવસે બપોરે મારા પતિ ઘેર નહોતા તે અરસામાં મોટાભાઇ મારી આંખ બતાવવા એક ડાકટરને તેડી લાવ્યા. ડાકટરે બહુજ કાળજીથી મારી આંખ તપાસી અને પછી ઉદ્વિગ્ન થતા જણાયા. એમણે કહ્યું કે, હવે

વખુવાર બેદરકાર રહો પાલવે તેમ નથી. એમ કહીને એમણે પ્રીસ્ક્રીપશન લખી આપ્યું અને મોટા ભાઇએ લાગલીજ દવા મંગાવી. ડાક્ટરના ગયા પછી મેં મોટા ભાઇને આજીજી કરીને કહ્યું કે તમે અમારી વચ્ચે ન પડશો. મને ખાતરી છે કે ડાક્ટરની આ છાની વીઝીટથી મારેજ વેઠવું પડશે. જો કે મોટા ભાઇથી હું બીતી હતી છતાં મારે તેમને હિંમત રાખીને ઉપલાં વચન કહેવાં પડયાં. મોટાભાઇ પણ મારા આમ બોલવાથી અજાયબ તો થયા પણ થોડી વારે એ બોલ્યા " કમુ, તારી એવી ઇચ્છા છે તો હવે હું ડાક્ટરને નહિ તેડી લાવું; પણ એમણે બતાવેલી દવા તો તું કરજેજ. "

મોટાભાઇ ઘેર ગયા. એમણે મંગાવેલી દવા આવી પહોંચી. દવાની શીશીઓ, પાવડર, પ્રીસ્ક્રીપશન વિગેરે તમામ મેં તો તેવુંજ કુવામાં પધરાવી દીધું. મોટા ભાઇએ અમારામાં ડહાપણ કર્યું ત્યાર પછી વધુ કાળજી રાખીને મારા પતિ મારી આંખની દવા કરવા લાગ્યા. એમણે તમામ જાતની દવા અજમાવી જોઈ. એમના કહેવા પ્રમાણે હું આંખે પાટા બાંધતી, ભુરાં ઠંડાં ચસમાં પહેરતી, દવાનાં ટીપાં આંખમાં નખાવતી અને મને ઉબકા આવતા છતાં કટાણું મોઢું કરીને કૉડલીવર ઓઇલ પણ હું પી જતી.

બહારથી ઘરમાં પગ મુકતા એટલે તરતજ એ મને અધીરા થતા પૂછતા "હવે તને કેમ છે ? " હું જવાબ દેતી " હવે તો ઘણું સારૂં છે." આમ કરવામાં હું આત્મવંચના

કરી રહી હતી, હું છેતરાતી હતી. મારી આંખમાંથી પુષ્કળ પાણી વહ્યા કરતું હતું ત્યારે હું એમ માનતી હતી કે આ બધો બગાડ નીકળી જાય છે તે ઠીક થાય છે. વળી જ્યારે પાણી વહેતું બંધ થતું ત્યારે એમની દવા અસરકારક તો ખરી એમ માનીને હું ખુશી થતી હતી.

ધીમે ધીમે મારી આંખની પીડા તો અસહ્ય થઈ પડી. મને દેખાતું બંધ થઇ ગયું અને રાતને દિવસ માથાનો દુઃખાવો ચાલુ થઇ ગયો. મારા પતિ બિચારા ગભરાઇ ગયા હતા. હવે કોઇ પણ રીતે ડાકટરને બોલાવવોજ જોઇએ એવો એમનો વિચાર થઇ ગયો હતો, પણ તેને માટે કાંઇક બાનું જડી જાય તો ઠીક એમ એ ઇચ્છતા હતા. એટલે મેં જ એમને કહ્યું કે ડાકટરને બોલાવવામાં કશોયે વાંધો નથી.

મારા બોલવાથી એમની મુંજવણ ઓછી થઇ અને તરતજ એ એક ગોરા ડાકટરને બોલાવી લાવ્યા. ડાકટર સાથે એમને શી વાતચીત થઇ તે તો હું જાણતી નથી, પણ ડાક્ટરે બહુ ઠપકો આપ્યો એવું તો મારાથી સમજાયું.

ડાકટરના ગયા પછી થોડી વાર તો એ કાંઇ બોલ્યા નહિ. એટલે મેં મારા હાથમાં એમનો હાથ મુકીને કહ્યું "આવો આ કેવો ઢોર જેવો હતો. તમે એને શું કરવા બોલાવ્યો ? કોઇ દેશી ડાકટરને બોલાવવો હતો ને ! તમે એમ માનો છો કે તમારા કરતાં એ ગોરો ડાકટર વધારે જાણે છે ?"

થોડી વારે એ થરડાતે સ્વરે બોલ્યા " કમુ, તારી આંખને ઑપરેશન કરાવવું પડશે. " આ વાત એમણે મારાથી ગુપ્ત રાખી તેથી જાણે હું એમના ઉપર ખીજવાઈ હોઉં એવો ડોળ કરીને મેં એમને કહ્યું " તમે આવું જાણતા હતા ત્યારે અત્યાર સુધી મને કેમ વાત ન કરી? હું ઑપરેશનથી નાનાં છોકરાંની માફક ડરી જાઉં એમ તમે માનો છો ? " એટલે જરા ઉત્સાહમાં આવીને એ બોલ્યા " ઑપરેશન કરાવવાની વાત સાંભળીને હબકી ન જાય એવાં હિંમતવાળાં ઘણાં થોડાં માણસો હોય છે."

હું ખડખડાટ હસી પડી અને બોલી " બરોબર છે, તમારૂં કહેવું વ્યાજબી છે. પુરૂષ પોતાની સ્ત્રી આગળજ હિંમત બતાવે છે. "

એમણે ગંભીર ભાવથી કહ્યું " મારૂં કહેવું પુરેપુરૂં સત્ય છે. અમે પુરૂષો હદપારના હુંપદવાળા છીએ. "

એમના ગંભીર ભાવની મશ્કરી કરતી હું બોલી "હુંપદમાં તમે અમો સ્ત્રીઓથીએ ચઢી જાવ એમ છો ? "

એવામાં મારા મોટા ભાઇ મારી ખબર જોવા આવ્યા. એમને એકાંતમાં લઇ જઇને મેં કહ્યું " મોટાભાઇ, તમે તેડી લાવેલા તે ડૉક્ટરની દવા મને અસર તો સારી કરત, પણ ભુલમાં પીવાની દવાને આંખો ધોવાની દવા તરીકે વાપરી અને ત્યારથી મારી આંખો વધારે બગડી ગઇ છે. એટલે હવે તો ઑપરેશન કરાવવું પડશે. "

મોટાભાઇએ કહ્યું "તારા પતિ તારી દવા કરતા હતા એટલે મેં અહીં મુકી દીધું હતું."

"ના, તેવું નહોતું, ખરી રીતે તમે જે ડૉકટરને તેડી લાવ્યા હતા તેણે લખી આપેલી દવાજ હું છાની રીતે કર્યા કરતી હતી."

અરેરે અમો અબળાઓનો કેવો અવતાર છે. અમારે કેવું અને કેટલું જુઠું બોલવું પડે છે. માતાઓ તરીકે અમારાં બાળકોને પટાવવા અમારે જુઠું બોલવું પડે છે. પત્ની તરીકે અમારા બાળકના પિતાને સમજાવવા અમારે જુઠું બોલવું પડે છે. આમાંથી અમારો છુટકારોજ નથી.

ઉપર પ્રમાણેના મારા જુઠું બોલવાથી એક અસર તો થઈ. મોટાભાઇ અને એમની વચ્ચે સમાધાન થયું. એઉનાં ઉંચાં મન સંધાઇ ગયાં. મારા પતિથી છાની રીતે મોટાભાઇએ મારી દવા કરી તેથી મોટાભાઇ મનમાં પસ્તાયા, અને મારા પતિએ મારા મોટા ભાઈની સલાહ ન માની તેથી મારા પતિ પણ પસ્તાયા.

આખરે બન્નેજણુની મસલતથી એક ગોરા ડૉકટરને બોલાવ્યો અને તેણે મારી ડાબી આંખમાં ઑપરેશન કર્યું. એ આંખ એટલી બધી નબળી હતી કે ઑપરેશનનો તાડો તે સહન ન કરી શકી, અને મારી આંખની થરથરતી જ્યોતિ આખરે ઑપરેશનના પવનથી ઓલવાઇ ગઇ.

પછી એક દિવસ મારા પતિ મારી પથારી પાસે આવ્યા અને મને કહ્યું "કમુ, મારાથી હવે કશા વગર

રહેવાનું નથી. મેંજ તારી આંખ ગુમાવી છે."

મને લાગ્યું કે એ રડતે અવાજે બોલતા હતા. મેં મારા હાથમાં એમનો હાથ લીધો અને કહ્યું "એમાં શું? તમે તો જે વ્યાજબી હતું તે કર્યું છે. હું તમારીજ છું, અને તમારી વસ્તુને તમે ગમે તે કરી શકો છો. એમ સમજો ને કે કોઇ ત્રાહિત ડૉક્ટરથીજ મારી આંખને નુકસાન પહોંચ્યું હોત તો આપણે શું કરત. આ તો મને એક જાતનો સંતોષ છે કે તમારાજ હાથે મારી આંખો ગઇ છે. એટલે જે થયું તે સારૂંજ થયું. શ્રી રામચંદ્રજી કમળથી શિવની પૂજા કરતા હતા તેવામાં એક કમળ ખુટયું એટલે એમણે કમળને સ્થાને પોતાનાં બે નયન કમળપૂજામાં અર્પણ કર્યાં. મેં પણ તેજ પ્રમાણે મારાં નયન કમળ મારા પ્રભુને અર્પણ કરી દીધાં. આજથી જે જે કાંઈ નવીન આનંદપ્રદ વસ્તુ તમારા જોવામાં આવે તેનું તમે મારી આગળ વર્ણન કરજો, એટલે હું તમારી દષ્ટિના ફળરૂપી તમારા મુખના શબ્દો દેવની પ્રસાદી ગણીને સ્વીકારી લઇશ.

તમે એમ ન સમજશો કે ઉપલું ભાષણ મેં એકી વખતેજ કરી દીધું હતું; કારણ કે તાત્કાલિક એવું બોલવું તદ્દન અશક્યજ હતું. દિવસોના દિવસો સુધી વિચાર કર્યા પછીજ હું ઉપલાં વચનો ઉચ્ચારી શકી. વળી જ્યારે હું ઉદાસ થઇ જતી, મારી ભક્તિની જ્યોત ઝાંખી થઈ જતી, અને મારા દુર્ભાગ્યને રડતી, ત્યારે જેમ કોઇ બાળક તેને કહેલી વાર્તા પોપટ પ્રમાણે બોલી જાય છે તેમ હું પણ

ઉપલાં વચનો એક પછી એક સ્મરણમાં લાવીને મનમાં ને મનમાં બોલ્યા કરતી હતી, અને તેથી મને શાંતિ વળતી હતી.

મારા પતિ સાથે હું વાતો કરતી ત્યારે મારા હૃદયમાં શું ચાલી રહ્યું હતું તે એમને હું યથેચ્છ રીતે કહી દેતી હતી. ત્યારે એ કહેતા " કમુ, મારી મૂર્ખાઇથી તને જે પારાવાર નુકસાન થયું છે તે તો કોઇપણ ઉપાયે હવે રદ થઇ શકવાનું નથી; પણ હું એક વાત કરી શકીશ. હું હંમેશાં તારી પાસેનો પાસે રહીશ અને મારી દૃષ્ટિનો તને હું મારાથી બનશે તેટલો બધોએ લાભ આપીશ."

મેં કહ્યું " ના, એમ કદી નહિ બને. તમારા ઘરને આંધળાની હૉસ્પીટલ બનાવી દેવાની નથી. તમારે એક કામ કરવાનું છે. તમે બીજીવાર લગ્ન કરો. બીજીવાર લગ્ન કરવાની ખાસ જરૂર છે એ વાત એમને સમજાવતાં હું ગળગળી થઇ ગઇ. ઉધરસ ખાઇને મારા ભરાઈ આવેલા અંતઃકરણને એમનાથી છુપાવવાનો મેં ઘણોએ પ્રયત્ન કર્યો પણ એ ગર્જી ઉઠયા " કમુ, હું જાણું છું કે હું મૂર્ખ છું, લબાડી છું; પણ હું લુચ્ચો નથી. હું આપણા કુલદેવતા ગોપીનાથના શપથ લઇને કહું છું કે હું કોઇ દિવસ ફરીથી લગ્ન કરવાનો નથી, અને જો કરૂં તો મને અઘોર પિતૃહત્યાનું પાપ છે.

મારૂં ચાલત તો હું એમને આવા ભયંકર સોગન બીલકુલે લેવા દેત નહિ; પણ અશ્રુથી મારો કંઠ રૂંધાઇ જતો હતો, મારાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. મારૂં અંધ મુખ મેં ઉશીકા તળે સંતાડી દીધું અને હું

ડુસકે ડુસકે રડી. મારા રડવાનો ઓઘ શમી ગયો ત્યારે બે હાથે એમના મુખમંડળને મારી છાતી સાથે મેં દબાવ્યું. મેં કહ્યું "આવી ભયંકર પ્રતિજ્ઞા તમે કેમ કરી ? તમે એમ ધારો છો કે મેં ફક્ત તમારા એકલાનાજ સુખને માટે તમને ફરીથી લગ્ન કરવાનું કહ્યું ? ના, એમાં તો મારોજ સ્વાર્થ છે; કારણ કે મારી આંખ હતી ત્યાં સુધી તો મારાથી તમારી સેવા બનતી હતી; પણ હવે તો મારાથી તેમ થઇ શકે. એમ નથી. એટલે મારૂં તે કાર્ય કરવાને તમારે પરણવુંજ જોઇએ." "સેવા, અરે તે તો નોકરોથી પણ થઇ શકે. તું એમ માને છે કે મારા આ ઘરમાં એક ગુલામડી લાવીને મારી હૃદયદેવીના સિંહાસનની તેને ભાગીયણ કરૂં એવો હું ગાંડો છું ?"

હૃદયદેવી શબ્દ બોલતાં બોલતાં એમણે મારૂં મુખમંડલ નમાવીને મારા ભાલપ્રદેશને એક મધુરૂં ચુંબન કર્યું. મને તે વખતે મારા ભાલપ્રદેશમાં જ્યાં એમણે ચુંબન કર્યું ત્યાં ત્રીજી આંખ આવી હોય તેવો મને ભાસ થયો, અને આ પ્રમાણે મારી પ્રાણપ્રતિષ્ઠા થઇ. હું મનમાંજ બોલી "એ તો ઠીકજ થયું. હવે હું એમની આ સંસારના ઘરખટલામાં કાંઈ સેવા કરી શકું એમ નથી પણ હવે હું ઉચ્ચતાને પામીશ. ઊર્ધ્વના આશીર્વાદ નીચે ખેંચી લાવીશ. હવે જુઠાણું કે છેતરપીંડી મને બાધ કરી શકશે નહિ. મારા પૂર્વ જીવનની લઘુતા અને પાખંડ સદાને માટે નષ્ટ થઇ જશે. તે દિવસે મારા હૃદયમાં મંથન ચાલી રહ્યું હતું. ફરી-

થી લગ્ન નહિ કરવાની મારા પતિએ ધર્મ ગણીને પ્રતિજ્ઞા લીધી. હવે એ ફરીથી લગ્ન કરશેજ નહિ એ વિચારે મને હર્ષિત કરી મુકી અને એ હર્ષે મારા હૃદયમાં ઉંડાં મૂળ ઘાલી દીધાં. પરંતુ મારા હૃદયમાં જે દૈવીની પ્રાણપ્રતિષ્ઠા થઇ, તે બોલી ઉઠી કે એવોયે સમય આવી લાગે કે જે વખતે તારા પતિને તેમની પ્રતિજ્ઞા તોડીને ફરીથી લગ્ન કરવું પડે. પરંતુ મારા હૃદયમાં રહેલી સ્ત્રીબુદ્ધિએ મને જુદોજ વિચાર બતાવ્યો. તેણે સુચવ્યું કે પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞાજ. એમાંથી છુટી શકાયજ નહિ. વળી પેલી દૈવીએ કહ્યું "તેથી તારે હર્ષ પામવાનું કાંઈ કારણ નથી." મારામાં રહેલી સ્ત્રીબુદ્ધિએ વળી જવાબ આપ્યો "નિઃસંશય તારૂં કહેવું સત્ય છે; છતાં તેમણે પ્રતિજ્ઞા તો લીધેલીજ છે." આમ દૈવી અને માનુષી શક્તિ વચ્ચે વાદવિવાદ ચાલી રહ્યો. છેવટે દૈવીએ ફુરકીયું કર્યું અને મારા હૃદયમાં ભયનો સંચાર થઇ ગયો.

મારા પતિ એમના કૃતકર્મના પ્રાયશ્ચિત્ત રૂપે મારી સેવા નોકરને નહિ કરવા દેતાં એ પોતેજ ઉઠાવતા. આમ થવાથી કેટલોક વખત તો મને અનહદ આનંદ થયો. કારણ કે તેમ થવાથી એ મારી પાસે ને પાસેજ રહેવા લાગ્યા, અને એ મારી પાસેજ બેસી રહે એવો મારો લોભ વધવા લાગ્યો. એમના મુખદર્શનનો લાભ મારાં નયનો મેળવતાં બંધ થયાં, પરંતુ મારી બીજી ચેતનાશક્તિઓનો મોહ એમને પાસેજ રાખવા માટે બમણા વેગથી ઉછળી આવ્યો. મારાથી

એ જરા દૂર જતા તો જાણે હું છેક અટુલી પડી જતી, આ વિશ્વમાં મારૂં કોઇ નથી એમ મને થઇ જતું.

પહેલાં જ્યારે એમને હોસ્પીટલમાંથી ઘેર આવવાનું મોડું થઇ જતું ત્યારે એમની રાહ જોતી એમના આવવાના માર્ગમાં દૃષ્ટિ નાખતી બારીએ બેસી રહેતી. તે સમયે માર્ગ-જ અમો બન્નેને સાંધી રાખનાર સાંકળના આંકડારૂપે હતો. હવે મારી અંધ દશાથી એ સાંકળનો આંકડો હું ગુમાવી બેઠી એટલે હવે મારૂં આખુ શરીર એમને શોધવા દોડી જતું. અમને બન્નેને એકઠાં મેળવનાર પુલ હતો તે તુટી પડયો અને હવે અમારી વચ્ચે દુસ્તર મહાસાગર ખડો થઇ ગયો.

પત્ની સાધારણ રીતે મનુષ્યને ભાર સમાન છે, અને તે ભારમાં અંધાપાનો ભાર ઉમેરાય એટલે તો પતિને એ પત્ની કેટલી બધી ભાર રૂપ થઇ પડે ? મેં પણ પ્રતિજ્ઞા લીધી કે મારે જાતે દુઃખ વેઠી લેવું, પરંતુ મારા દુઃખના ઓઘમાં મારે એમને જરાએ ન ઘસડવા.

તમે માની ન શકો એટલા અલ્પ સમયમાં, સ્પર્શ, સ્વર અને ગંધથી અનુમાન બાંધી બાંધીને ઘરનું કામ-કાજ કરવાની હું ટેવ પાડવા લાગી; અને મને જણાયું કે આ પ્રમાણે હું વધારે દાક્ષતાથી કામ કરી શકતી હતી. કેટ-લીક વખતે આંખો મદદ કરવાને બદલે અંતરાય રૂપ થાય છે. હવે એવુ થયું કે એ ચારે તરફ ફરતી આંખોની સહાય જતી રહી. મારી અન્ય ઇન્દ્રિયોએ શાંતિ અને પૂર્ણ-તાથી પોતપોતાનું કામ ઉપાડી લીધું.

માવરાથી કામ કરવાને હું પાવરધી થઇ ગઇ એટલે પછી તો હું મારા પતિને મારૂં કશુંયે કામ કરવા દેતી નહિ. તેથી એ ખીજવાયાએ ખરા કે હું એમને કૃતકર્મનું પ્રાયશ્ચિત્ત કરતાં અટકાવું છું.

એમના આમ કહેવામાં મને વિશ્વાસ ન ચોંટયો. કારણ કે ભલે એ મોંઢેથી એમ બોલે પણ મેં કામ ઉપાડી લીધું તેથી, એમના જીવને ખરી શાંતિ મળી હોય એમ એમના વર્તનથી હું સમજી ગઇ હતી. નિત્ય અંધ પત્નીની ઠડવેઠ ઉઠાવવી એ પતિને સ્વાભાવિક જ અકારૂં લાગે છે.

૨

મારા પતિ હવે વૈદકનો અભ્યાસ પુરો કરી રહ્યા. એ પાસ થયા, એમણે ડીગ્રી મેળવી. કલકત્તાથી થોડે દૂર એક ગામમાં એમણે ડૉક્ટર તરીકે પ્રેકટીસ કરવી શરૂ કરી દીધી. મને એ ગામમાં મારૂં અંધત્વ છતાં આનંદ લાગ્યો. જાણે હું માતાના ખોળામાંજ પડી હોઉં એવી મને શાંતિ મળી. આઠ વર્ષની હતી ત્યારથી મારા પીયરનું ગામ છોડીને કલકત્તે આવી હતી. ત્યાર પછી દસ વર્ષ વહી ગયાં છે તેથી મારા પીયરની સ્મૃતિ મને ઝાંખી થઇ ગઇ હતી. હું દેખતી હતી ત્યાં સુધી કલકત્તાના વ્યવસાયી જીવને મારા બાળપણના દિવસોની સ્મૃતિ થવા દીધી; પરંતુ હવે હું આંધળી થઇ એટલે મને સત્ય સમજાયું. કલકત્તા તો આંખોવાળાનેજ આકર્ષક હતું, એ ખરી શાંતિ આપવા અસમર્થજ હતું. હવે મારી આ સ્થિતિમાં દિવસ

આથમે આકાશમાં જેમ એક પછી એક તારાનાં દર્શન થવા માંડે, તેમ મારા બાલપણુનાં દશ્યો મારી આંતર દૃષ્ટિ આગળ ખડાં થવા લાગ્યાં.

અમે આવ્યાં તે ગામનું નામ હરસીંગપુર હતું. અહીં અમે નવેમ્બર માસ બેસતાંજ આવી પહોંચ્યાં હતાં. સ્થળ જો કે નવીન હતું પરંતુ અહીંનું વાતાવરણ મને સારૂં લાગ્યું. કલકત્તામાં વ્યવસાયી જીવન, ધમાલ, ધમપછાડ છતાં ત્યાં હૃદય ઠરી જાય છે. ત્યાં જીવનનાં સુંદર કર્તવ્યોમાંથી નૂતનતા અને નિર્દોષતા ચાલી જાય છે. મને યાદ છે, એક વખતે મારી બેનપણી મારે ત્યાં આવી અને મને કહેવા લાગી “ કમુ, તને ક્રોધ નથી આવતો ? મારા પતિએ જો મારી આવી સ્થિતિ કરી મુકી હોય તો હું તો તેમના સામું પણ જોઉં નહિ. ” એણે મને ક્રોધિત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ મારૂં અંધત્વ એ કાંઇ ઓછું દુઃખ નહોતું કે હું મારા ઉપર ક્રોધ કરીને તે દુઃખમાં વધારો કરૂં. મારી બેનપણીએ મારી આ ધરડાપાની વાત સાંભળીને મોં મચકોડયું, અને રીસ ચઢાવી એ ચાલી ગઇ. મેં તે વખતે તો મારી બેનપણીને ડાહ્યો જવાબ આપી દીધો પણ એનાં વચનોનું ઝેર મને ચઢયા વિના ન રહ્યું, અને એ ઝેર મને પુરેપુરૂં ઉતરી પણ શકયું નહિ.

આ પ્રમાણે તમે જોશો તો કલકત્તા કુથલીઓ કરીને હૃદયને શુષ્ક અને પથ્થર જેવું બનાવી દે છે. પરંતુ હવે હું એ વાતાવરણમાંથી છુટી છું. પ્રભુ મારી વહારે ચઢયા અને

મારા હૃદયમાં અને મારા જીવનમાં વાસ કરીને રહ્યા. મેં તેમને પ્રણામ કર્યા અને કહ્યું " તમે મારાં ચર્મચક્ષુ લઇ લીધાં એ બહુ સારૂં થયું. હવે તમે મારી સાથેજ છો." હું આ પ્રમાણે બોલી તો ખરી પણ એ મારાથી વધારે પડતું બોલાઇ જવાયું. તમે મારી સાથે છો એમ કહેવું પ્રગલ્ભતા છે. બહુમાં બહુ આપણે એટલુંજ કહી શકીએ કે મારે તમારા પ્રતિ એકનિષ્ઠ રહેવું જોઇએ. આપણે માટે કશુંયે અધુરૂં રહેતું નથી છતાંએ આપણે જીવવું પડે છે.

૩

કેટલાક માસ તો અમે અહીં સુખમાં ગાળ્યા. મારા પતિની ડૉક્ટર તરીકે અહીં ખ્યાતિ થવા લાગી અને એમને પૈસા પણ મળવા લાગ્યા.

પરંતુ લક્ષ્મીમાં એક દૂષણ છે. હું ચોક્કસ દાખલો તો આપી નહિ શકું, પરંતુ આંધળાં માણસમાં બીજા લોકો કરતાં બોધનશક્તિ વધારે તીવ્ર હોય છે. તે ઉપરથી હું કહી શકું છું કે લક્ષ્મીની પ્રાપ્તિ થવા લાગી એટલે મારા પતિમાં પરિવર્તન થતું મને જણાયું, હું તે જોઇ શકી.

જ્યારે એ નાના હતા ત્યારે ન્યાયને માટે એમને બહુ આગ્રહ હતો, અને તે વખતે એ મને ઘણીવાર કહેતા કે હું જરા કમાતો થાઉં તો ગરીબ અને નિરાધાર લોકોને સહાય કરવાની મને બહુ ઉમેદ છે. કેટલાક ડૉક્ટરો પોતાની ફી મળ્યા શિવાય ગમે તેવો ગરીબ હોય તેની નાડ સરખી જોવા ના પાડતા. એવા ડૉક્ટરો પ્રતિ એમને ઘૃણા થતી.

પરંતુ હવે એમની ટીકાના એજ પાત્ર બનવા લાગ્યા. દિવસે દિવસે એ વધારે સખત થતા ગયા. એકવાર એક ગરીબ બાઇ પોતાના માંદા બાળકને લઇને તેની દવા માટે આવી. તેની પાસે પૈસા નહોતા. તેણે કહ્યું " મારા બાળકની જીંદગી બચાવશો તો તમને પુન્ય થશે. " પણ એમણે ધસીને ના કહી. જ્યારે મેં એમને કાલાવાલા કર્યા ત્યારે છેવટે એમણે માથાઉતાર કામ કર્યું.

દ્રવ્ય સંબંધી અમારી સ્થિતિ જયાં સુધી સાધારણ હતી ત્યાં સુધી મારા પતિ પૈસાનો ઝાઝો લોભ કરતા ન હોતા. પરંતુ બેંકની ચોપડીમાં જેમ વધારે રૂપીઆ જમા થતા ગયા, તેમ તેમ કલાકના કલાક કેટલીક આડી અવળી યુક્તિઓ શોધવા એકાંતમાં ગાળી નાખતા.

એ કયા વહેણમાં તણાતા હતા ? મારા આ પતિને કોણ જાણે શું ભૂત વળગ્યું હતું ? હું આંધળી થઇ તે પહેલાં એ કેવા હતા ? તે દિવસે એમણે મારા ભાલપ્રદેશમાં મને ચુંબન કરીને દેવીના પદે મારી પ્રતિષ્ઠા કરી હતી. તે પતિ કયાં અને અત્યારના પતિ કયાં ? જે લાગણીના વંટોળીઆને વશ થઇ જઇને એકાએક અધોગતિની ધૂળમાં જઇને બેસે છે, તે તો ફરીથી સદ્‌ભાવનાથી જાગૃત થઇને ઉન્નતિના પંથે પહોંચી જાય છે; પરંતુ જે ધીમે ધીમે મક્કમપણે અનીતિને માર્ગે ચઢતા જાય છે, જે બહાર ખોટી જણાતી ઉન્નતિથી પોતાના આંતર જીવનને ક્રમશઃ ગુંગળાવી નાખે છે, તે લોકો એક દિવસ સેવા પછડાય છે કે તે પછી તેમનું

કદી ઠેકાણુંજ પડતું નથી.

મારા અંધત્વથી મને જે વિયોગ થયો હતો તે તે ફક્ત શારીરિકજ હતો એમ મને લાગતું હતું; પણ હવે મને જણાયું કે એ તો મારાથી ભિન્ન થઇ ગયા છે. એક વખત એવો હતો કે મારી અપંગ સ્થિતિનું એમને યથાર્થ ભાન હતું. હવે અમારી વચ્ચે અંતર પડી ગયાં, એ વિચારે હું મુંઝાઇ ગઇ અને એ વિયોગ મને ખરેખરો સાલ્યો.

હું તો પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિથી મારા હૃદયમંદિરના દેવતાને આશ્રયે જીવન ધારણ કરી રહી હતી અને એ શ્રદ્ધાને બીલકુલે ડગવા દેતી નહોતી. પરંતુ મારા પતિએ એ દેવતાના સુખમય આશ્રયનો ત્યાગ કર્યો હતો. એમને તો કાંચનની ઉન્માદકારિણી માયા એવી વળગી પડી હતી કે તેની પાછળ એ શુષ્ક રેતીના વેરાન રણમાં દોડયા જતા હતા.

કેટલીક વખત મને એમ થતું કે હું નકામો વહેમ લાવું છું. હું ધારૂં છું તેટલી વસ્તુસ્થિતિ બગડી નહિ હોય. કદાચ મારી અંધ સ્થિતિને લીધે મને એમ લાગતું હશે. હું દેખતી હોઉં તો મને જુદુંજ ભાન થાય.

મારા પતિને મારૂં ધારવું ખોટું લાગતું હતું. એ તો કહેતા કે તારી આંખો જવાથી તારામાં વહેમ ભરાઈ ગયો છે. એક દિવસ એક વૃદ્ધ મુસલમાન અમારે ઘેર આવ્યો. એની પૌત્રી માંદી હતી તેથી એ મારા પતિને તેડવા આવ્યો હતો. એ બોલ્યો "બાબુ, હું ગરીબ માણસ છું.

આપ દયા કરીને મારી પાત્રીને જોવા ચાલો. પ્રભુ તમારૂં સારૂં કરશે." મારા પતિએ તોછડાઇથી જવાબ આપ્યો "પ્રભુ સારૂં કરશે એમ બોલવાથી મારૂં શું વળ્યું ? તું મારે માટે શું કરીશ તે કહી દે ને." મારા પતિને આમ બોલતા મેં સાંભળ્યા ત્યારે એમ થયું કે પ્રભુએ મને આંધળી કરી તો સાથે સાથે બહેરી પણ કેમ ન કરી. પેલો વૃદ્ધ બિચારો નીસાસો નાખતો ચાલ્યો ગયો. મારી દાસીને મોકલીને મેં એને મારી પાસે બોલાવ્યો. એના હાથમાં મેં થોડાક પૈસા આપ્યા અને કહ્યું "આ પૈસા લો અને તમારી પુત્રીની સારવાર માટે કોઈ સારા ડૉકટરને બોલાવજો, અને મારા પતિના કલ્યાણ માટે પ્રભુની પ્રાર્થના કરજો"

તે દિવસે મને બીલકુલે ખાવાનું ભાવ્યું નહિ. બપોરે વામ કુક્ષિ કરીને મારા પતિ ઉઠીને મારી પાસે આવ્યા. મને પૂછ્યું 'તું કેમ આટલી બધી ફીક્કી પડી ગઇ છું?" "નારે, એ તો અમથુંજ" એમ હું ભૂતકાળની મારી ટેવ પ્રમાણે કહેવા જતી હતી; પરંતુ એ આત્મવંચનાના દિવસો હવે વહી ગયા હતા એટલે મેં એમને સ્પષ્ટ સ્પષ્ટ સંભળાવી દીધું. "આટલા દિવસ તમને એક વાત કહેતાં હું ખંચકાયા કરતી હતી. હું તમને શું કહેવાં માગતી હતી તેનું પુરેપુરૂં સ્મરણ તો મને નથી રહ્યું; અને અત્યારે મારા મનમાં જે વાતો છે તે પણ તમને ખુલાસાવાર મારાથી કહી શકાય એમ નથી; છતાંએ જે બનાવ બને છે તે તમે જાણો છો. આપણું જીવન હવે ઝોલાં ખાય છે."

મારા પતિ પરાણે હસવું લાવીને બોલ્યા "પરિવર્તન એ તો પ્રકૃતિનો નિયમ છે."

"હું તે જાણું છું. પરંતુ પરિવર્તન ન પામે તેવી પણ વસ્તુઓ છે." કેટલીકવાર ગંભીર ભાવ ધારણ કર્યા પછી એ બોલ્યા "ઘણી સ્ત્રીઓને વિષાદનું ખરૂં કારણ હોય છે. કેટલીકના પતિઓ કમાતા નથી, કેટલીકના પતિઓ તેમને ચ્હાતા નથી; પરંતુ તને તો વિષાદનું તેવું કશુંયે કારણ નથી છતાં તું આવો બળાપો કરે છે." હવેજ મને ખબર પડી કે મારા અંધાપાએ એક એવી શક્તિ મને આપી છે કે જેથી હું જાણી શકી કે મારા સંસારમાં હવે કાંઇ સુધારો થવાનો નથી. વાત ખરી છે. હું બીજી સ્ત્રીઓ જેવી નથી. મારા પતિ મને નહિ સમજી શકે.

૪

અમારા બન્નેનું જીવન રગશીયા ગાડાની માફક નીરસપણે વહેવા લાગ્યું. એટલામાં અમારા રગશીયા ગાડામાં નવું ચેતન આવ્યું. મારાં કાકીજી એક દહાડો એમને મળવા આવ્યાં. આવ્યાં તેવાંજ એ મારા ઉપર ધુરકી ઉઠયાં "અલી કુસુ, તું આંધળી થઇ એ ઘણું ખોટું થયું; પણ તેથી તારા ધણીને શીદ તારી ઉપાધિમાં દોરે છે. હવે તારે એને ગમે તેમ કરીને ફરીથી લગ્ન કરવાની ફરજ પાડવી જોઇએ."

આ સાંભળીને મારા પતિ તરતજ જો કાંઇ મશ્કરીના રૂપમાં બોલ્યા હોત અગર તો મારી કાકીની વાતને હસી

કાઢી હોત, તો એ વાતનો ત્યાંજ અંત આવત; પરંતુ એ બોલતાં બોલતાં અચકાયા અને આખરે મૂર્ખાઇ ભરેલી રીતે બોલ્યા "કાકી, તમે ખરેખર એમ ધારો છો? તમારે આવી વાત ન કરવી જોઇએ."

કાકીજી બોલ્યાં "કેમ કમુ, હું ખોટું કહું છું?"

હું નિર્જીવ હસી અને બોલી "મારા કરતાં કોઇ વધારે લાયકની આ બાબતમાં સલાહ લો તો કેવું? ખીસ્સા-કાતરૂ જેનું ખીસ્સું કાતરવાનું હોય તેને પહેલું પૂછી જોતો નથી કે હું તારૂં ખીસ્સું કાતરૂં?"

"તારૂં કહેવું ખરૂં છે. ચાલ દીકરા અવિનાશ, આપણે એકાંકમાં એ બાબતનો વિચાર કરીએ. તારો શો વિચાર છે તે તો હું જાણું."

થોડા દિવસ પછી મારી રૂબરૂમાંજ મારા પતિએ એમનાં કાકીને પૂછ્યું "કાકી, ગૃહકાર્યમાં મદદ કરે એવી કોઇ સારા કુળની છોકરી તમે બતાવો છો?" એ પોતે જાણતા હતા કે ગૃહકાર્યમાં મારે કોઇની મદદની જરૂર ન હોતી. હું તો મૌનજ રહી.

"અરે એવી તો ઘણીએ છોકરીઓ છે. મારા કાકાના છોકરાની છોકરી પરણવા જેવડી છે અને વળી કેવી રૂપાળી. તારા જેવા જમાઇ મળે તો એ લોકો બહુ ખુશી થઇ જાય."

વળી મારા પતિ બળાત્કારે હસીને બોલ્યા "પણ મેં તમને લગ્નની વાત ક્યારે કરી છે?"

" ત્યારે એવી સારા કુળની છોકરી લગ્ન કર્યા વિના તારે ઘેર એમને એમ કેવી રીતે રહે ? " એમને કાકીની એ વાત વ્યાજબી લાગી એટલે એ કાંઇ બોલ્યા નહિ.

એમના ગયા પછી હું મારા અંતરમાં મારા અંતરાત્મા પ્રભુની પ્રાર્થના કરવા લાગી " ઓ પ્રભુ, મારા પતિનું રક્ષણ કરો. "

પછી એક દિવસ હું પ્રભુભક્તિ કરીને દેવમંદિરમાંથી બહાર નીકળતી હતી એવામાં મારી કાકીજી આવી પહોંચ્યાં અને ઉમળકાથી મારા બન્ને હાથ એમણે પકડયા.

"કમુ, અમે તે દિવસે વાત કરતાં હતાં ને, તે આ છોડી. એનું નામ હેમાંગિની. તને મળવાની એની ઇચ્છા થઇ આવી છે. હેમા આવ બેન, જો આ તારી બેન સાથે હું તારૂં ઓળખાણ કરાવું. " એટલામાં મારા પતિ પણ આવી પહોંચ્યા. હેમાને જોઇને કોઇ નવતર કન્યા એમના ઘરમાં આવી હોય તેમ એમણે આશ્ચર્યચકિત થવાનો ડોળ ઘાલ્યો અને ત્યાંથી એ તો પાછા જતા રહેતા હતા. પણ એમનાં કાકી બોલી ઉઠયાં " બેસને ભાઇ, શું કરવા જતો રહે છે. આ તો મારા કાકાના છોકરાની છોકરી હેમાંગિની છે. એ કમુને મળવા આવી છે. હેમા, એમને પ્રણામ કર. "

જાણે પોતે મહદ્ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હોય તેવો ભાવ દર્શાવતા એ કાકીજીને આ નવીન કન્યા સંબંધી અનેક પ્રકારના પ્રશ્નો પૂછવા લાગ્યા.

આમની રચેલી બાજી હું સમજી ગઇ એટલે હેમાંગિનીનો હાથ ઝાલીને હું એને મારા ઓરડામાં લઇ ગઇ. મેં એને મોઢે અને માથે હાથ ફેરવ્યો તો મને જણાયું કે એની ઉંમર પંદરેક વર્ષની હતી અને એ સ્વરૂપવાન હતી. મેં એના મુખ ઉપર હાથ ફેરવ્યો એટલે એ ઓચીંતી ખડખડાટ હસી પડી અને બોલી ઉઠી “ તમે શું કરો છો? મને વશીકરણ કરો છો ?”

એના મધુર હાસ્યના રણુકારનો એક ક્ષણમાં લોપ થઈ ગયો, અને વળી અમારી વચ્ચે કાળાં વાદળાં ફરી વળ્યાં. મેં એના ગળામાં મારો હાથ નાખ્યો અને હું બોલી, “પ્રિય સખી, હું તને વશીકરણ નથી કરતી. તને જોવાનો હું તો પ્રયત્ન કરૂં છું.’

“ મને જોવાનો પ્રયત્ન કરો છો ? ” એમ બોલતી વળી પાછી એ ખડખડાટ હસી પડી. “હું તે શું કાંઇ તમારી વાડીમાં ઉગની શાકભાજી છું કે તમે મારા શરીરે હાથ ફેરવીને જુઓ છો. ” મને તરતજ ખ્યાલ આવ્યો કે મારી અંધદશાની એને ખબર નહિ હોય. એટલે હું બોલી “બેન, હું આંધળી છું.” એ કાંઇ બોલી નહિ પરંતુ મને લાગ્યું કે એ પોતાનાં આતુર નયને મારા સામું જોઇ રહી હતી. એનાં નયનોમાં દયા ભરેલી હતી. એ વિચારનિમગ્ન અને ગમગીન થઇ ગઇ. પછી એ બોલી “હાં, હવે મને ખબર પડી. તેથીજ તમારાં કાકીજીને તમારા પતિએ અહીં તેડાવ્યાં હશે. ”

" ના, તેમ ધારવામાં તમારી ભૂલ થાય છે. મારા પતિએ એમને અહીં તેડાવ્યાં નથી. એ તો પોતાની મેળે અહીં આવ્યાં છે. હેમાંગિની વળી પાછી હસી પડી અને બોલી "બરાબર, એ એમની મેળેજ આવ્યાં હશે. એમનો સ્વભાવ હું જાણુંને. વગર તેડે એ અહીં આવી પહોંચ્યાં એટલાં એ સ્નેહાળ ખરાં, પણુ મારા પિતાએ મને કેમ અહીં મોકલી તેનું કારણુ કહી શકો છો ?" અમે આમ વાત કરતાં હતાં એટલામાં કાકીજી અમારા ખંડમાં આવ્યાં. એટલે હેમાંગિનીએ એમને કહ્યું " ફોઇ, આપણે હવે ઘેર ક્યારે જવાનું ?" આ સાંભળીને કાકીજીનો મીજાસ ગયો. એમણે કહ્યું "તારા જેવી છોકરી તો મેં કોઇ જોઇ નહિ. હજુ આપણે આવ્યાં તો હમણાં, એટલામાં ઘેર જવાની વાત કરે છે ?"

હેમાંગિનીએ કહ્યું " તમારે તો તમારા ભત્રીજાનું ઘર છે એટલે રહો તેમાં કાંઈ વાંધો નહિ. પણ મારે રહેવાનું શું પ્રયોજન ? હું તો તમને સાફ કહી દઉં છું કે હું અહીં રહેવાની નથી. " આમ કહીને એણે મારો હાથ પકડયો અને મને પૂછ્યું "કેમ બેન, તમે શું ધારો છો ?" મેં એને મારી પાસે બોલાવી પણ એના સવાલનો જવાબ મેં ન આપ્યો. મારાં કાકીજીને માથે મોટું સંકટ આવી પડ્યું. એમને લાગ્યું કે બાજી કથળશે, તેથી હેમાંગિનીને લઈને સ્નાન કરવાને જવા એ તૈયાર થયાં. પણ હેમાંગિની મને વળગી પડી અને બોલી કે, "હું એમની સાથે

નહિ જાઉં. હું તો તમારી સાથે આવીશ." મારાં કાકીજીએ જોયું કે વધારે બ્હોસ કરવાથી હેમાંગિની હઠ પકડી બેસશે; તેથી એમણે એનું ધાર્યું કરવા દીધું.

અમે બન્ને નદીએ ગયાં. ત્યાં ગયા પછી હેમાંગિનીએ મને પૂછ્યું "તમને કેમ કાંઇ છોકરાં છૈયાં નથી ?" એના સવાલથી હું ચમકી. પણ મેં કહ્યું "હું એનું કારણ શું આપી શકું ? પ્રભુએ મને નથી આપ્યાં એજ કારણ."

એ બોલી "ના, તે કારણ નથી. તમે કાંઈ પાપ કર્યા હશે. મારાં ફોઇને પણ છોકરાં નથી. એમના અંતરમાં તો કિલ્મિષ ભરાયલું છે તેથી એમને છોકરાં નથી; પણ તમારા અંતરમાં એવું શું કિલ્મિષ ભરાયલું છે ?" શબ્દો મને અપમાનકારક લાગ્યા પણ મને કશો જવાબ સુઝયો નહિ. મેં દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને અંતરમાંને અંતરમાં હું બબડી "પ્રભુ, ખરૂં કારણ તું જાણે છે." મને નિઃશ્વાસ નાંખતી જોઇને હેમાંગિની બોલી, "ભલા ભગવાન, કેમ તમે આવો નીસાસો નાખો છો. મારા બોલવાનો તમે એટલો બધો ગંભીર અર્થ લઇ લીધો !" એમ બોલીને એ ખડખડાટ હસી પડી અને આખી નદી ગજાવી મુકી.

૫

ઉપલા બનાવ પછી મારા પતિના ધંધામાં બહુ અંતરાય આવવા લાગ્યા. વીઝીટ કરવા જરા દૂર જવાનું હોય તો એ નાજ કહી દેતા અને દરદી નજીકમાં રહેનો હોય તો પણ ઉતાવળ કરીને એ આવતા રહેતા.

પહેલાં તો એ બપોરે જમતી વખતે અને રાતે અંદરના ખંડમાં આવતા, પણ હવે તો કાકીની સગવડ સચવાય છે કે નહિ તે જોવા એ વારંવાર અંદર આવવા લાગ્યા. કાકી હેમાંગિનીને બુમ પાડતાં તો એજ વહેલા વહેલા દોડી આવતા. થોડા દિવસ તો હેમાંગીની કહેલું કામ કરવા લાગી પણ પછી તો એણે તેમ કરવું છેક બંધ કર્યું. કાકીએ પછી ભાઇબાપાથી કામ લેવા માંડયું. હેમા, હેમા, હેમાંગિની વિગેરે વહાલ ભર્યાં વચનોથી એ એને બોલાવવા લાગ્યાં, પણ હેમાંગિની મનેજ વળગી રહેતી.

આ અરસામાં કલકત્તેથી મારા ભાઈ મને મળવા આવ્યા. એમની નિરીક્ષણ શક્તિ મહા તીવ્ર હતી અને એ કડક ન્યાયાધીશ હતા. આ ન્યાયાધીશ આગળ મારા પતિને પોતાનો બચાવ કરવો મુશ્કેલ થઇ પડશે એમ મને લાગ્યું; તેથી મારા મુખ ઉપર ઉછીનો આનંદ લાવીને ખરી વસ્તુસ્થિતિ મારા ભાઇની દૃષ્ટિથી ગુપ્ત રાખવા મેં પ્રયાસ કર્યો. પરંતુ વેશ ભજવવામાં મારાથી જરા વધારે આગળ પડતું થઈ ગયું. મારા પતિ તો ઉંચા નીચા થતા હતા અને મારા ભાઇ ક્યાં સુધી રહેવાના છે એજ પૂછયા કરતા હતા. આખરે એમની ધીરજ ખુટી ગઈ અને અધીરા થઇને મારા ભાઇને મોઢા મોઢ પૂછવા માંડયું કે “ તમે ક્યાં સુધી રહેવાના છો ?” હવે મારા ભાઇને ગયા વિના છુટકો નહોતો. જતાં પહેલાં એમણે મારા માથા ઉપર હાથ મુકયો અને થોડી વાર રહેવા દીધો. એમનો હાથ ધ્રુજતો

હતો. એમની આંખમાંથી આંસુ ટપટતાં હતાં અને મંદ સ્વરે એ મને આશિર્વાદ આપતા હતા.

મને ખાસ યાદ છે. તે વખતે એપ્રીલ મહિનો ચાલતો હતો અને સાંજનો વખત હતો. ગામડાના લોકો હાટ ભરાણું હતું ત્યાંથી જરૂરીઆતી ચીજો લઇને પાછા પોતાને ઘેર જતા હતા. જબરૂં તોફાન થવાનો ભય લાગતો હતો. ભીની ભૂમિની વાસ અને પવનની ભીનાશ સર્વત્ર પ્રસરી રહેલી હતી. કદાચ અકસ્માત્ થાય કે મારાં કપડાં સળગી ઉઠે એ ભયે મારા સુવાના ખંડમાં જ્યારે એકલી હોઉં ત્યારે દીવો રાખતી નહોતી. સુવાના ખંડમાં અંધારામાં હું જમીન ઉપર બેઠી હતી અને મારી અંધ સૃષ્ટિના પ્રભુને પોકારી રહી હતી—"હે પ્રભુ, તું અદૃસ્ય છે, હું તને જોઇ શકતી નથી. હું આંધળી છું. હાથમાંથી લોહી નીકળતાં સુધી મારા હૃદયના ભાગેલા સુકાનને હું સખત પકડી રાખું છું, પરંતુ બળવત્તર મોજાં આગળ હું ટકી શકતી નથી. પ્રભુ, મને કયાં સુધી તું તાવી જોઇશ ?" પલંગ ઉપર ઉંધું મોઢું ઘાલીને હું ડુસકે ડુસકે રોવા લાગી. હું રડતી હતી તે વખને મારો પલંગ ખસતો હોય એમ મને લાગ્યું. તેજ ક્ષણે હેમાંગિની મારી પાસે આવી. એ મને વળગી પડી અને એણે મારી આંખમાંનાં આંસુ લોહી નાખ્યાં. મારા શયનખંડમાં અંધારામાં એ એકલી કેમ પડી રહી હશે તે હું જાણુતી નથી. એણે મને કાંઇ પૂછ્યું નહિ, એ કાંઈ બોલી નહિ. એણે માત્ર પોતાનો શીતળ કર મારા

કપાળ ઉપર મુકી રાખ્યો, મને ચુંબન કર્યું અને પછી એ ચાલી ગઇ.

બીજે દિવસે સવારે હેમાંગિનીએ હું બેઠી હતી તે વેળાએ એની ફોઇને કહ્યું "જો તમારે અહીં રહેવું હોય તો ભલે રહો, હું રહેવાની નથી. આપણા નોકર સાથે હું તો ઘેર ચાલી જાઉં છું."

"તારે એકલાં જવાની કાંઇ જરૂર નથી, હું પણ તારી સાથેજ આવું છું" એમ બોલતાં હસતાં હસતાં મારાં કાકીજીએ મુખમલની નાની બોકસમાંથી એક મોતીની વીંટી કાઢી અને બોલ્યાં "જો હેમા, મારા અવિનાશે કેવી સુંદર વીંટી તારે માટે આણી છે." હેમાંગિનીએ વીંટી એમના હાથમાંથી ઝુંટવી લીધી અને પછી પોતાની ફોઇને કહેવા લાગી "જુઓ ફોઇ, મને કેવું સરસ તાકતાં આવડે છે" એમ બોલીને બારીની બહાર તળાવમાં એ વીંટી એણે ફેંકી દીધી. ભય, દીલગીરી અને આશ્ચર્યથી અભિભૂત થએલાં મારાં કાકીજીએ તો ખીજવાયલી શાહુડીની માફક પોતાનાં સીસોળીયાં દુશ્મનને ભોંકી દેવા ખડાં કરી દીધાં. એ મારા સામું ફર્યાં અને મારો હાથ ઝાલ્યો. "કમુ, આના છોકરવાદવેડા વિષે એક શબ્દ પણ તું અવિનાશને કહીશ નહિ. એ નકાગો ચીઢવાઇ જશે." મેં એમને ખાતરી આપી કે એ બાબતમાં ગભરાવાની કશી જરૂર નથી. હું આમાંનો એક અક્ષર પણ એમને કહીશ નહિ.

બીજે દિવસે જતાં પહેલાં હેમાંગિની મારી પાસે

આવી, મને ભેટી પડી અને બોલી "વહાલાં બેન, મને વિસારશો નહિ." મેં એને શરીરે હાથ ફેરવ્યો અને "બેન, આંધળાંની સ્મરણશક્તિ બહુ સતેજ હોય છે" એમ કહીને મેં એને એક ચુંબન લીધું. હેમાંગિનીના ગયા પછી મારો સંસાર સુનો થઇ ગયો. હવે હું મારા હાથ પ્રસારીને ફાં ફાં મારવા લાગી કે મારા શુષ્ક સંસારમાં કાંઇ લીલાશ રહેલી છે?

મારા પતિ આવ્યા. પેલાંના જવાથી જાણે એમને કેટલુંયે સુખ થઇ ગયું હોય તેવો એ દેખાવ કરવા લાગ્યા, પરંતુ તે માત્ર દેખાવજ હતો. એ કહેવા લાગ્યા કે કાકી આવ્યાં હતાં એટલે કામ ધંધામાં બરાબર લક્ષ અપાયું નથી. અત્યાર સુધી તો મારા અને મારા પતિ વચ્ચે મારો અંધાપોજ આડખીલી હતો, પરંતુ હવે તો બીજુએ આડખીલી વધી—તે હેમાંગિની વિષેનું કૃત્રિમ મૌન. એ તો એના પ્રતિ કેવળ નિષ્કામજ હોય તેમ દેખાવ કરવા લાગ્યા, પણ એના વિષેના પત્રો એમના ઉપર આવતા તે હું જાણતી હતી.

મે માસ ચાલતો હતો. એટલામાં એક દિવસ મારી દાસી મારી કને આવી અને પૂછવા લાગી કે "આ બધી શી ધમાલ ચાલી રહી છે? શેઠ કયાં જાય છે?"

મારે માથે ઝઝુમતું વાદળ હું સમજી ગઇ હતી પણ દાસીને તો મેં એમજ કહ્યું કે હું કાંઇ જાણુતી નથી. આગળ પૂછવાની એ બીચારીની શાની હિંમત ચાલે? એ

નિઃશ્વાસ નાખતી ચાલી ગઇ. પછી છેક મોડી રાતે મારા પતિ મારી પાસે આવ્યા. એમણે કહ્યું કે " એક દરદીને જોવા માટે મારે બહાર ગામ જવાનું છે એટલે કાલે મળસ્કામાંજ મારે નીકળવું પડશે. મને ત્યાં બે ત્રણ દિવસ થશે. "

હું પથારીમાંથી બેઠી થઈ, એમના આગળ આવીને ઉભી અને ઘાંટો પાડીને બોલી "તમે શું કામ મને જુઠું કહો છો ?" એ બોલતાં જરા ગલવાયા " મેં......મેં તને શું જુઠું કહ્યું ? "

હું બોલી "તમે ફરી લગ્ન કરવા જાવ છો."

એ કાંઇ બોલ્યા નહિ. ઓરડામાં પૂર્ણ શાંતિ પ્રસરી રહી હતી. એ શાંતિનો ભંગ કરતી હું ફરીથી બોલી " બોલો, હા કહો." એમણે કહ્યું " હા."

હું ગાજી ઉઠી "હું તમને નહિ પરણવા દઉં. ભયંકર ઉત્પાત અને પાતકમાંથી મારે તમને બચાવવા છે. જો હું મારા આ કર્તવ્યથી વિમુખ થાઉં તો પછી હું તમારી પત્ની શા કામની ? મારી પ્રભુની સેવા પણ શા કામની ? હજુએ ઓરડામાં શાંતિજ હતી. હું ભૂમિ ઉપર બેસી ગઈ. મારા પતિના ચરણને બાઝી પડી અને બોલી, "મારો શો અપરાધ થયો છે, હું શી બાબતમાં ભૂલી છું ? મને સત્ય કહો, તમે શા માટે ફરીથી લગ્ન કરો છો ? મારા પતિએ ધીમે રહીને મને કહ્યું "હું તને સત્યજ કહીશ, મને તારો ડર લાગે છે. તારા અંધત્વે તને તેના કીલ્લામાં ઘેરી લીધી

છે, તેમાં પ્રવેશ કરવાનો મને માર્ગ નથી. મારે મન હવે તું સ્ત્રી નથી. પ્રભુ જેવી હવે તું મને પ્રૌઢ લાગે છે. મારાથી તારી સાથે જીવન નહિ નભાવી શકાય. મારે તો હવે એવી સ્ત્રી જોઇએ છીએ કે જેને હું હલાવી ફુલાવી શકું, વઢી શકું, ઠપકો દઇ શકું." મેં કહ્યું "તો મારા આ હૃદયને ચીરી નાખો અને જુઓ કે હું તમારે જોઇએ છીએ તેવીજ સાધારણ સ્ત્રી છું કે નહિ. મને તમે નવી પરણી લાવ્યા તે વખતે હું જેવી આજ્ઞાંકિત, વિશ્વાસપાત્ર, સેવાપરાયણ નવવધૂ હતી તેવીજ આજે પણ છું. હું પ્રભુને સાક્ષી રાખીને કહું છું કે જો હું એકનિષ્ઠ પત્ની હોઉં તો તમે આ અવળું કૃત્ય કરતાં અટકો અને તમે કરેલી પ્રતિજ્ઞા પાળો. તમે તમારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશો તો કાંતો હું વિધવા થઇશ કે હેમાંગિની મૃત્યુ પામશે." આટલું બોલીને હું બેશુદ્ધ બનીને ભૂમિ ઉપર પડી ગઇ. મને શુદ્ધિ આવી ત્યારે પણ અંધારૂંજ હતું. પક્ષીઓનો પ્રભાતનો કીલકીલાટ પણ સંભળાતો નહોતો. મારા પતિ ચાલ્યા ગયા હતા.

તે દિવસ આખોએ મેં દેવમંદિરમાં બેસીને પ્રભુ-પ્રાર્થનામાંજ ગાળ્યો. સંધ્યાકાળે વાવાઝોડા અને વિદ્યુતના ગડગડાટ સાથે વરસાદ તુટી પડ્યો અને અમારા ઘરને હચમચાવી મુક્યું. આવા તોફાનમાં વહાણમાં જતા મારા પતિ ઉપર પણ આફત આવી હશે, છતાં તે આફતમાંથી તેમનું રક્ષણ કરવાને પ્રભુને મેં યત્કિંચિત પણ વિનવણી

ટરી નહિ. પરંતુ પ્રભુની મેં એવી તો પ્રાર્થના કરી ખરી, કે મારા પતિના પાપને લીધે મારૂં જે કરવું હોય તે કરજો, પરંતુ એમને તો એ પાપમાંથી મુક્તજ કરજો.

રાત પુરી થઇ ગઈ. બીજો આખો દિવસ હું દેવ-મંદિરમાંજ બેસી રહી. સંધ્યાકાળ થઈ ત્યારે બારણા આગળ કોઇ સાંકળ ઠોકતું અને બારણાં ખખડાવતું હોય તેવો અવાજ આવ્યો. બારણાં તોડી પાડીને બધા ઘરમાં આવ્યા. તે વખતે હું અચેતન અવસ્થામાં ભૂમિ ઉપર પડી રહેલી હતી. એમણે મને ઉંચકીને મારા ખંડમાં આણી. જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે "બેન" એવો અવાજ મારે કાને આવ્યો. હેમાંગિનીના ખોળામાં માથું મુકીને હું પડેલી હતી. મેં ડોકું ઉંચું કર્યું એટલે હેમાંગિનીના હાથનાં કંકણનો અવાજ મારે કાને આવ્યો. એ અવાજ લગ્ન કંકણનો હતો.

પ્રભુ, પ્રભુ! મારી પ્રાર્થના નકામી ગઇ? મારા પતિ પતિત થયા. હેમાંગિની નીચી વળી અને એના મધુર સ્વરે મને કાનમાં કહેવા લાગી "પ્રિયતમ બેન, અમારાં લગ્ન સફળ થાય તેવો તમારો આશીર્વાદ લેવા હું આવી છું." વૃક્ષ ઉપર વિજળી પડવાથી તેના થડની જેવી ગતિ થાય છે તેવી મારી ગતિ થઇ ગઇ. હું બેઠી થઇ અને મહા પરાકાષ્ટાએ દુઃખભારથી બોલવાનો મેં પ્રયત્ન કર્યો "તને આશીર્વાદ આપવામાં મને શો વાંધો છે? તેં મારૂં કાંઇ ભુંડું કર્યું નથી." હેમાંગિની હર્ષિત થઇને હસવા લાગી

અને બોલી "ભુંડું ? તમે પરણ્યાં તે ઠીક હતું અને હું પરણી તેને તમે ભુંડું કહો છો ?" મેં પણ જવાબમાં હસવાનો પ્રયત્ન કર્યો અને મારા મનમાંજ હું બોલી "આ સૃષ્ટિમાં મારી પ્રાર્થના એ કાંઇ અંતિમ નિર્ણય નથી. પ્રભુની ઇચ્છાજ અંતિમ નિર્ણય છે. વિપત્તિઓ ભલે મારા શિર ઉપર આવી પડે, પરંતુ પ્રભુમાંની મારી શ્રદ્ધા અને આશાને વિપત્તિઓ ચલિત ન કરે એટલુંજ હું માગું છું."

હેમાંગિનીએ મને પ્રણામ કર્યાં અને મારા ચરણને સ્પર્શ કર્યો. મેં એને આશીર્વાદ આપ્યો "તું સુખી થા અને સતત વૈભવ ભોગવ." હેમાંગિનીને હજુ સંતોષ ન વળ્યો. એણે કહ્યું "પ્રિયતમ બેન, મને એકલીને આશીર્વાદ આપે નહિ ચાલે. તમારે અમારૂં સુખ પરિપૂર્ણ કરવું જોઇએ. તમો સંતના પવિત્ર હસ્તે તમારા ઘરમાં મારા પતિને પણ પાવન કરવાના છે. ઉભાં રહો, હું એમને તમારી સમક્ષ તેડી લાવું."

મેં કહ્યું "જા તેડી લાવ." થોડી વાર પછી મને પરિચિત પગરવ સંભળાયો. "કમુ, કેમ છે ?" હું ચમકી ઉઠી. ધરણીને મેં સ્પર્શ કર્યો અને બોલી ઉઠી, "કોણ મોટા ભાઇ?" હેમાંગિની ખડખડાટ હસી પડી "હજુએ તમે એમને મોટા ભાઈ કહો છો ? કેવું અજુકતું ! હવે એમને નાના ભાઈ કહો અને એમના કાન આમળો, એમની જરા ગમ્મત કરો; કારણ કે એ મને, તમારી નાની બેનને પરણ્યા છે."

હવેજ મને સમજાયું કે મારા પતિ મહાન પાતકથી

બચી ગયા છે. એ પતિત નથી થયા. મારા મોટા ભાઇએ કોઇ દિવસ લગ્ન કરવાંજ નહિ એવો નિશ્ચય કર્યો હતો, અને મારી માતાના મૃત્યુ પછી એને પરણાવવાનો આગ્રહ કરનાર કે ઇચ્છા ધરાવનાર કોઈ પવિત્ર જન નહોતું. એમને બીચારાને મારે લીધેજ પરણવું પડયું. મારી નિરાધાર અને અપંગ દશાએજ એમની પાસે આવું પગલું ભરાવ્યું.

મારી આંખમાંથી આનંદાશ્રુ વહેવા માંડયાં અને તે મારા ગાલ ઉપર ટપકવા લાગ્યાં. હું તે અશ્રુ ખાળવા પ્રયાસ કરવા લાગી પણ ન ખાળી શકી. મોટા ભાઇએ ધીમે રહીને મારે માથે હાથ પસવાર્યો. હેમાંગિની મને વળગી પડી અને હસવા લાગી.

હવે મારા પતિને આવવાની રાહ આતુરતાથી જોતી હું આખી રાત મારી પથારીમાં જાગતી પડી રહી. હું ધારતી હતી કે હવે શરમ અને નિરાશાથી એ માથું ઉંચું નહિ કરી શકે અને એમને મરવા જેવું લાગશે. છેક મધ રાતે મારૂં બારણું ઉઘડયું. હું પથારીમાં બેઠી અને મેં કાન માંડયા. મારા પતિનાંજ પગલાં જણાતાં હતાં મારૂં હૃદય ધડકવા લાગ્યું. એ મારી પથારી પાસે આવ્યા અને એમના હાથમાં મારો હાથ લીધો.

“ તારા મોટા ભાઇએ મને પાયમાલીથી બચાવ્યો. એક ક્ષણની ઘેલછાથી હું અવનતિને માર્ગે ધસડાતો હતો, મોહે મને ઘેરી લીધો હતો, તેની જાળમાંથી છુટવું મને અશક્ય જણાતું હતું. હું તે દિવસે જવાને વહાણમાં બેઠો

તે વખતે મારા મન ઉપર કેટલો બધો ભાર હતો તે મારો પ્રભુજ જાણે છે. તોફાનનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું અને તેણે આકાશને પણ ઘેરી લીધું હતું. આ બધાથી જો કે મને ભય તો લાગ્યોજ હતો, છતાં મારા જીવનને મેં જે ગાંઠથી બાંધ્યું હતું તે ગાંઠ છોડી નાખી તેમાંથી મારી જાતને મુક્ત કરવા ડુબી મરવાની મારા અંતરની ગુપ્ત ઇચ્છા હતી. હું મથુરગંજ પહોંચ્યો, ત્યાં મેં મારી મુક્તિના મંગળ સમાચાર સાંભળ્યા. તારા ભાઇનાં હેમાંગિની સાથે લગ્ન થઇ ગયાં. તું માનશે ? એ ખબર સાંભળીને જેટલો હર્ષ થયો તેટલીજ મને શરમ લાગી. હું લાગલોજ ફરીથી વહાણમાં બેસી ગયો. આત્મ-સાક્ષાત્કારની એ અમુલખ પળે મને સમજાયું કે તારા વગર મારૂં સુખ અન્યત્ર છેજ નહિ. તું મારી દેવી છો."

હું હસી અને બોલી ઉઠી " નહિ, નહિ, નહિ. હું એક ક્ષણ પણ દેવી બનવા માગતી નથી. હું માત્ર તમારી એક સાધારણ સ્ત્રી છું, તમારી નાની પત્ની છું."

" પ્રિયતમા, હજુ પણ મારે તને કાંઇ કહેવાનું રહ્યું છે. મને હવે તારો પ્રભુ કહીને લજ્જિત ન કરી મુકીશ." બીજે દિવસે શંખનાદના હર્ષધ્વનિથી અમારૂં નાનું ગામ ગર્જી ઉઠયું; પરંતુ જે રાત્રે અમારૂં સર્વ નાશ થવાની તૈયારીમાં હતું તે રાત્રિનો કોઇએ ઇશારો સરખો કર્યો નહિ.

## રાજ્યાભિષેક ?

નવેન્દુશેખરનાં અરુણુલેખા વેરે લગ્ન થયાં ત્યારે લગ્નના અધિષ્ઠાતા દેવ ચૉરીના અગ્નિની પાછળ ઉભા ઉભા ગાલમાં હસી રહ્યા હતા. અરે, દેવતાઓની ક્રીડા અમો ગરીબ બીચારા મર્ત્ય લોકના માનવીને હાંસી ખેલ નથી.

નવેન્દુના પિતા પૂર્ણેન્દુ સરકારના અંગ્રેજી અધિકારીઓમાં ઠીક જાણીતા હતા એમના જીવનપ્રવાસમાં સરકારી અમલદારોને સલામો ભરી ભરીને એ રાયબહાદુર સુધી પહોંચી ગયા હતા. હજુ તો એમને બહુ મોટી મોટી આશાઓ હતી. "રાજા"ના માનવંતા ઇલ્કાબ ઉપર એમની નજર ચોંટી હતી પરંતુ એમની એ આશા ફળીભૂત ન થઇ અને પંચાવન વર્ષની વયે સલામો ભરી ભરીને ઝુકી ગએલી એમની ડોક નિત્યને માટે અગ્નિની ચિતામાં

આશ્રય ખોળવા ચાલી ગઈ. અને આવી રીતે જ્યાં આ સંસારના માન મરતબા અને વૈભવ કશી વીસાતમાં નથી એવા પ્રદેશમાં એમને મૃત્યુએ દેશનિકાલ કરી દીધા.

વર્તમાન વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે બળ નાશ પામતું નથી પરંતુ તેનું માત્ર રૂપાન્તર અને સ્થાનાન્તરજ થાય છે. એ ન્યાયે પૂર્ણેન્દુનું ચંચળ, ભાગ્યદેવીના અનુચરસમું બળ એમના પનોતા પુત્રમાં ઉતરી આવ્યું અને હવે પવનના ઝપાટે ઉંચાં નીચાં થતાં કોલળાં કે ઠુંનીની માફક ઉચા હોદ્દા ધરાવતા અંગ્રેજ અમલદારોના બારણે નવેન્દુશેખરનું માથું ઉંચું અને નીચું થવા લાગ્યું.

જે કુળમાં એનું લગ્ન થયું હતું તેમની પરંપરાની પ્રથા આમના કરતાં તદ્દન ઉલટી હતી. નવેન્દુનો જ્યેષ્ટ સાળો પ્રમથનાથ એનાં સગાં વહાલાં અને આત્મીય જનનો પ્રાણ થઇ પડયો હતો. એના પડોશીઓ અને એના સંસર્ગમાં આવનારા, સર્વ વાતમાં એનુંજ અનુકરણ કરતા હતા. એ ગ્રેજ્યુએટ થયો હતો અને વ્યાવહારિક બુદ્ધિવાળો હતો, પરંતુ એ કોઇ ઉંચા અધિકાર ઉપર નહોતો. એને મોં માગ્યો પગાર નહોતો મળતો, તેમ એને મોટી લાગવગ પણ નહોતી. કોઈ અધિકારી એને મદદ કરે એવો નહોતો, કારણકે અંગ્રેજ લોકો એને દૂર રાખવા માગતા હતા તેથી એ પણ એમનાથી દૂરનો દૂરજ રહેતો હતો. એટલે એની કીર્તિ એનાં કુટુંબ અને મિત્રમંડળમાંજ પ્રસરેલી હતી. બહાર એને કોઇ ઓળખતું નહોતું.

પ્રમથનાથ એકવાર ત્રણેક વર્ષ વિલાયત રહી આવ્યો હતો. તે વખતે એનું સ્વાગત ત્યાં સારૂં થયું હતું એટલે તે સ્વાગતના વિચારે પોતાના દેશની દીન અને દુઃખી દશાનું એને વિસ્મરણ થયું હતું. એ ત્યાંથી યૂરોપીયન ઠાઠમાંજ અહીં આવ્યો. એનાં ભાંડુઓને એ ઠીક ન લાગ્યું: પરંતુ સમય જતાં એ ટેવાઈ ગયાં અને યૂરોપીય પોષાક જો કોઇને પણ સુંદર રીતે શોભતો હોય તો તે પ્રમથનાથને જ છે એવી એમની માન્યતા દૃઢ થતી ચાલી, અને આ પ્રમાણે પ્રમથનાથના ગૌરવમાં એ સહભાગી બન્યાં.

વિલાયતથી પાછા આવ્યા પછી એંગ્લો ઇન્ડીયનોની સાથે બરાબરી કરીને કેવી રીતે રહેવું તે પાઠ દેશને શીખવવાનો એણે નિશ્ચય કરી દીધો. એ એમ માનતો હતો કે આપણા દેશ બાંધવો જે એવું માને છે કે એંગ્લો ઇન્ડીયનોને આપણે નમતા જઇએ તોજ એ આપણને દાદ દે. લોકો એમ માનવામાં પોતાનું સ્વમાન ભૂલી જાય છે અને અંગ્રેજોને અન્યાય કરે છે.

વિલાયતથી એ પાછો આવ્યો ત્યારે પ્રખ્યાત ઇંગ્લીશ સદ્‌ગૃહસ્થોના પરિચય પત્રો એ લેતો આવ્યો હતો; એટલે તે પત્રોને લીધે એંગ્લો ઇન્ડીયન મંડળમાં એનો પરિચય થયો હતો. કોઇવાર ટી પાર્ટીમાં, કોઇવાર ભોજનમાં અને રમતગમતોમાં, એમ અનેકવાર એ અને એની પત્ની અંગ્રેજોના આતિથ્યનો લાભ લેવા લાગ્યાં. ઇંગ્લીશ સોસાઇટીમાં

મળવા પોતે ભાગ્યશાળી નીવડયો એથી એ હર્ષઘેલો બની ગયો, અને એ આનંદ એના શરીરની રગેરગમાં પ્રસરી ગયો.

આ અરસામાં એક નવી રેલ્વે લાઈન ખુલતી હતી. એ ખુલ્લી મુકવાની ક્રિયાના મેળાવડામાં ભાગ લેવા અને નવી ટ્રેનમાં બેસીને સહેલગા કરવા લેફ્ટનંટ ગવર્નર સાહેબે પ્રતિષ્ઠિત ગણાતા સરકારનાં બેરખાંને આમંત્રણ કરેલું હતું. પ્રમથનાથને પણ આ આમંત્રણનો લાભ મળ્યો. સહેલગાએથી પાછાં ફરતાં એક યૂરોપીયન પોલીસ સાર્જન્ટે કેટલાક હિંદુ સદ્ગૃહસ્થોને ભારે અપમાન કરીને ગાડીમાંથી ઉતારી પાડયા. યૂરોપીયન પોષાકમાં પ્રમથનાથ પણ તેજ ડબામાં હતો એટલે બીજાઓની સાથે એ પણ ઉતરી જતો હતો; પરંતુ સાર્જન્ટે એને કહ્યું " તમે બેસી રહો, તમારે ઉતરી જવાની જરૂર નથી. "

પ્રમથનાથ પ્રત્યે સાર્જન્ટે આવો પક્ષપાત દેખાડયો એટલે પ્રથમ તો એ ફુલાઈ ગયો; પરંતુ ગાડી ચાલવા લાગી ત્યારે એનું હૃદય એને ડંખવા લાગ્યું. એ મોટા વિચારમાં પડી ગયો. એની આંખમાંથી ઉનાં ખળખળતાં આંસુ વહેવા લાગ્યાં. એને ક્રોધ ચઢી ગયો એટલે એના હૃદયના ધબકારાનો વેગ વધી ગયો. દેવની મૂર્તિ પધરાવેલા રથને જોડેલા એક ગધેડાની વાત એને યાદ આવી. રસ્તે જતા લોકો પેલા રથમાં પધરાવેલા દેવને પ્રણામ કરતાં હતા અને રથ ચાલવાથી પવિત્ર થએલી ભૂમિની રજકણ માથે ચઢાવતા હતા. મૂર્ખ ગધેડો એમ માનતો હતો કે

આ બધું માન પોતાનેજ મળે છે. પ્રમથનાથ મનમાંજ બોલ્યો કે એ ગધેડામાં અને મારામાં અંતર માત્ર એટલોજ કે, મને જે માન મળ્યું તે મને નથી મળ્યું પણ મારા શરીર ઉપર હું જેનું વહન કરી રહ્યો છું તેને મળ્યું છે, એ વાત ગધેડાના સમજવામાં ન આવી; પણ મારા સમજવામાં તો આજે આવી. ”

પ્રમથનાથ મેળાવડામાંથી ઘેર આવ્યો, ઘરનાં બધાં છોકરાંને પોતાની પાસે બોલાવ્યાં, એક હોળી સળગાવી અને તેમાં પોતાનાં તમામ યૂરોપીય વસ્ત્રો એક પછી એક બાળી નાખ્યાં, તેમની હોળી કરી. છોકરાં હોળીની આસપાસ નાચવા કુદવા લાગ્યાં અને જેમ ભડકો વધવા લાગ્યો તેમ વધારે આનંદી બન્યાં. આ બનાવ પછી ઇંગ્લીશ સોસાઇટીમાં ભળવાનું એણે તજી દીધું અને પોતાના ઘરમાં ભરાઇ બેસવાનું વધારે પસંદ કર્યું. એના મિત્રાએ તો પૂર્વવત્ એક ઇંગ્રેજને ઘેરથી બીજાને ઘેર પોતાનાં પાઘડીવાળાં માથાં નમાવતા જવાનું ચાલુજ રાખ્યું.

ભાગ્યવશાત્ નવેન્દુશેખરને આ પ્રમથનાથને ઘેરજ પરણવું પડયું. નવેન્દુની સાળીઓ બધીએ ભણેલી અને રૂપાળી હતી. એને એમ થયું કે મેં ઠીક વાઘ માર્યો છે; પરંતુ પોતે એ લોકોને જમાઇ તરીકે પ્રાપ્ત થયો છે એમાં એમનું ભાગ્ય પણ કાંઇ જેવું તેવું નથી એવો ઇશારો કરવામાં એ પાછો ન હઠયો.

કેટલીકવાર તો યુરોપીયનોએ એના પિતાને લખેલા

પરચુરણ વિષયના પત્રો જાણ્યું અજાણ્યું કરીને એ પોતાની સાળીઓને બતાવતો. અને આ યૌવનમદમાતી સુંદરીઓ પોતાના પક્વ બિંબ જેવા લાલ અધરોષ્ઠ મલકાવીને મશ્કરી કરતી હસી પડતી; ત્યારે આ ભાગ્યશાળી પોતાની ભૂલ થઇ સમજી ઝંખવાણો પડી જતો.

બધી સાળીઓમાં રૂપ અને ચતુરાઇમાં લાવણ્યલેખા વધી જતી. એક સપરમે દિવસે એણે નવેન્દુની ગમ્મત કરી. નવેન્દુના શયનખંડમાં પથ્થરની છાટ ઉપર ચકચકીત થાય તેવા પોલીશ કરેલા બે જોડી ઈંગ્લીશ બુટ મુકી દીધા, તેને ચંદન કર્યું, પુષ્પો ચઢાવ્યાં, ત્યાં આગળ અગરબત્તીનો ધૂપ કર્યો અને બે ગીણબત્તી સળગાવીને મુકી દીધી. આ પ્રમાણે જાણે દેવની મૂર્તિ પધરાવી હોય તેવો ઘાટ કર્યો. નવેન્દુ શયનખંડમાં આવ્યો એટલે બે બેનો એની બે બાજુએ ઉભી રહી અને ઠાવકી થઇને બોલી " આ તમારા દેવને નમન કરો અને એમના આશીર્વાદથી સુખી થાવ." ત્રીજી બેન કિરણલેખાએ વળી જુદીજ યુક્તિ કાઢી. કેટલાક વખતથી એક ચાદર ઉપર રેશમથી એણે નામ ભરવા માંડયાં હતાં. એણે અત્યાર સુધીમાં એ ચાદર ઉપર લગભગ જોન્સ, સ્મીથ, બ્રાઉન, થોમસન વિગેરે સોએક ઇંગ્રેજોનાં નામ ભર્યા હતાં. નામાવલિની આ ચાદર તૈયાર થઈ એટલે એણે તે નવેન્દુને વિધિપુરઃસર ભેટ આપી.

ચોથીનું નામ શશાંકલેખા હતું. એ હજુ બાળક હતી. એણે નવેન્દુને કહ્યું " હું તમને એક માળા બનાવી

આપીશ એટલે તમારા દેવ, સાહેબ લોકોના જાપ જપવા તમને ઠીક ફાવશે. " બીજી બેનોએ એને ઠપકો આપ્યો " જા જા, અક્કલ વગરની; એવું કહેવાય કે ? "

નવેન્દુશેખરના મન રૂપી કિલ્લા ઉપર લજ્જા અને આવેશે ઘેરો ઘાલવા માંડયો. છતાં એ સાળીઓનો, તેમાં પણ ખાસ કરીને સૌથી મોટી, સૌથી જે ઘણી સ્વરૂપવતી હતી તેનો સહવાસ એ ન છોડી શકયો ? એનામાં મધ અને વિષ બન્ને ભરેલાં હતાં. નવેન્દુના દગ્ધે બન્નેનો સ્વાદ ચાખ્યો હતો. ભમરો અંધ બનીને પુષ્પ આગળ ગણુ ગણ્યાજ કરે છે. એનાથી તેનો ત્યાગ થઇ શકતોજ નથી.

સાળીઓના સહવાસનો નવેન્દુને એટલો બધો મોહ લાગ્યો હતો કે હવે એ ખુલ્લે ખુલ્લું કહેવા લાગ્યો કે મને ઇંગ્રેજોની મહેરબાનીની કાંઇ પરવા નથી. છતાં એનું વર્તન જુદું હતું. જાય બડા સાહેબને સલામ ભરવા, પણ કહે કે " સુરેન્દ્રનાથ બેનરજીનું ભાષણ સાંભળવા જાઉં છું. " દાર્જીલીંગથી પાછા ફરતા છોટા સાહેબને લેવા માટે એ સ્ટેશન ઉપર સામો જાય, પણ પોતાની સાળીઓને એમ કહે કે " એ તો મારા નાના કાકા આવવાના છે, તેમને હું સ્ટેશન ઉપર લેવા જાઉં છું. " આ પ્રમાણે સાહેબો અને સાળીઓ વચ્ચે બીચારા નવેન્દુની સ્થિતિ સુડી વચ્ચેના સોપારી જેવી થઈ હતી. બધી સાળીઓએ એવો સંકેત કર્યો કે એમને સાહેબોનો સંગ તજાવીજ દેવો, અને તેમ કર્યા સુધી જંપવુંજ નહિ.

બહાર એવી વાત ઉડી રહી હતી કે આ વખતે બર્થડે ઓનર્સ ( birthday honours )ના લીસ્ટમાં નવેન્દુનું નામ પણ આવવાનું છે. એટલે રાયબહાદુર બનીને સરકારની મહેરબાનીના સ્વર્ગની સીડીનું પ્રથમ પગથીયું એ ચઢી જશે. આ ખુશ ખબરની વધાઇ પોતાની સાળીઓને કહેવાની નવેન્દુની હિંમત ન ચાલી. એક દિવસ રાતે ચંદ્ર પૂર્ણ કલામાં ખીલી રહ્યો હતો તે વખતે નવેન્દુનું હૈયું હર્ષ જીરવી શકતું નહોતું એટલે હર્ષનો ઉભરો એણે પોતાની પત્ની આગળ ખાલી કર્યો. બીજેજ દિવસે નવેન્દુની સૌભાગ્યવતી પોતાની મોટી બેનને ઘેર આવી અને ગદ્દગદ્દ કંઠે પોતાનું દુર્ભાગ્ય દુઃખ રડવા લાગી.

લાવણ્યાએ કહ્યું “ એમાં એટલી બધી ગભરાઇ કેમ ગઇ ? એ રાયબહાદુરનું પુંછડું લગાડેજ નહિ. ”

અરુણાએ કહ્યું “ બેન, હું બીજું ગમે તે બનવા તૈયાર છું, પણ મારે રાયબહાદુરાણી તો બનવુંજ નથી. ” વાત એવી હતી કે એમના ઓળખાણમાં એક ભૂતનાથબાબુ કરીને રાજાબહાદુર હતા તેની વાત એ જાણતી હતી તેથી એને રાયબહાદુરની બહુ ચીઢ હતી.

લાવણ્યાએ એને શાંત પાડી અને મીઠા સ્વરે કહ્યું “ એ બાબતમાં તું જરાએ ગભરાઈશ નહિ. એમને રાય બહાદુર થતા અટકાવવા એ મારૂં કામ. ”

લાવણ્યાનો પતિ નીલરત્ન બાબુ બકસરમાં વકીલાત કરતો હતો. લાવણ્યાએ નવેન્દુને તેડાવવાનો પતિ પાસે

પત્ર લખાવ્યો. નવેન્દુ તો તૈયારજ હતો. પત્ર પહોંચતાંજ બક્સર જવા નીકળ્યો.

લાવણ્યાને બક્સરનાં હવા પાણી માફક આવી ગયાં હતાં. એના ગાલ ઉપર લાલી આવી હતી. એના સૌન્દર્યમાં નવેન્દુનાં નયનો મોહી પડયાં. એની આંખે લાવણ્યા પુષ્પ-પલ્લવથી લચી રહેલી મધુ વર્ષાવતી મધુર માલતી સમી લાગી.

નવેન્દુને જન્મારામાં આવો આનંદ જણાયો નહોતો. એક તો તન અને મનનું સંપૂર્ણ સ્વાસ્થ્ય, અને તેમાં વળી સૌન્દર્યવતી મીઠા સ્વભાવની વિનોદી લલિતાંગી સાળીનો સહવાસ; પછી શું જોઇએ ? એ તો હવામાં અદ્ધર ઉડવા લાગ્યો.

સવારમાં રોજ ગંગાજી ઉપર એ ફરવા જતો હતો. એ ફરીને આવતો તે વખતે શીયાળાના સૂર્યનાં મૃદુ કિરણો, એક બીજાની બાહુવલ્લરીમાં સમાઇ જઇને પ્રેમીઓ જેવી હુંફ મેળવે છે તેવી હુંફનો અનુભવ નવેન્દુને કરાવતાં. એ ફરીને ઘેર આવે ત્યારે એની સાળી ભોજનની કેટલીક વાનીઓ તૈયાર કરતી હોય, એટલે તેમાં તેને એ સહાય કરવા મંડી પડતો અને ડગલે ને પગલે તે કળામાં પોતાની અજ્ઞાનતાનું અને બુદ્ધિની ખામીનું પ્રદર્શન કરાવતો; છતાં પોતે પોતાની આવડતમાં બીલકુલે સુધારો કરવા મથતો નહિ, એટલે સાળી એને ઉધડો લેતી, ઝાંસા કરતી; પરંતુ સાળીના સ્નેહના ઝાંસા એને મીઠા મધ જેવા લાગતા હતા.

બપોરે કકડીને ભૂખ લાગેલી હોય અને તેમાં સાળીનો વિશેષ આગ્રહ, એટલે એ આડે હાથે પેટ ભરીને જમતો. પછી પત્તાં રમવા બેસતો તેમાં પણ એ પોતાની બીન આવડતજ જણાવતો. એ લુચ્ચાઈ કરતો, પોતાના સામા વાળીઆનાં પત્તાં છાનોમાનો જોઇ લેતો, ઝઘડો નાંખતો પણ રમતમાં એ કદીએ જીતતો નહિ; છતાં વિચિત્ર વાત એ હતી કે હાર એ કદી કબુલ કરતો નહિ.

છતાં એક બાબત તો એણે પુરેપુરી દબાવી દીધી હતી. તે એકે અહીં આવ્યા પછી પોતાના જીવનનું અંતિમ ધ્યેય સાહેબોની મહેરબાની, તે મેળવવાનું એ ભૂલી ગયો હતો. આપણે આપણા સ્નેહીઓનાં હૃદયને પ્રેમથી અને હેતથી જીતી લઇએ છીએ ત્યારે તેમના સહવાસમાં આપણને કેવું અપૂર્વ સુખ મળે છે, તે હવે એને સમજાવા લાગ્યું હતું.

વળી એ નવીન વાતાવરણમાં વિહરતો હતો. લાવણ્યાનો પતિ નીલરત્ન બહુ બાહોશ એને પ્રથમ પંક્તિનો વકીલ ગણાતો હતો; પણ સાહેબોને સલામો ભરવા જવાની એ ચોખ્ખી ના પાડતો તેથી ઘણા અને દોષ દેતા હતા. એ બધાને નીલરત્ન કહેતો કે " જુઓ, તમે કહો છો તે બધું ઠીક છે; પરંતુ હું એમની સાથે વિનય અને સભ્યતાથી વર્તું અને એ લોકો તેવી રીતે વર્તે નહિ તો પછી મારો વિનય અને સભ્યતા તો કાંઇ હિસાબમાંજ નહિને ? રણની રેતી ઘણીએ ધોળી અને ચમકતી હોય છે, પરંતુ એ

રેતીમાં કોઇ બી વાવવા નહિ જાય. એ તો કાળી ભૂમિમાં જ્યાં બીનું વૃક્ષ થાય, તેને ફળફુલ આવે, ત્યાંજ વાવશે. ”

ભવિષ્યનો વિચાર કર્યા વિના નવેન્દુએ નીલરત્નનાજ વિચારો ગ્રહણ કર્યા. એના મર્હુમ પિતાએ અને એમના ગુજર્યા પછી એણે ક્ષેત્રને બહુ કાળજીપૂર્વક તૈયાર કરી દીધું હતું; બીજ ઉછરી આવવાને તેને પુરતું પાણી પાયું હતું; એટલે રાયબહાદુરશીપના છોડવાના અંકુર આપોઆપ ભૂમિમાંથી બહાર ફુટવા લાગ્યા હતા. તેને વિશેષ પાણીની હવે જરૂર નહોતી. યૂરોપીયનોના મોજ શોખને માટે એણે ઘણો ભારે ખર્ચ કરીને સુંદર રેસકોર્સ બાંધી આપ્યું હતું. આ રેસકોર્સ તેજ એનું ક્ષેત્ર.

એટલામાં કોંગ્રેસની તૈયારીઓ થવા લાગી. તેને માટે ફંડ ઉઘરાવવાનું નીલરત્નને પણ કહેવામાં આવ્યું. નવેન્દુ એ ચિંતામાંથી મુકત હતો એટલે એ તો એની સાળી સાથે વિવિધ પ્રકારની પત્તાં, શેતરંજ વિગેરે રમતો રમવામાં મશગુલ રહેતો હતો. એવામાં નીલરત્ન ઉઘરાણાનું લીસ્ટ લઈને એની પાસે આવી પહોંચ્યો અને કહ્યું “ આમાં નાણું ભરી આપો સાહેબ. ”

નવેન્દુ આ દિશામાં બીલકુલે હતો નહિ એટલે એ તો મુંઝાયો. પરંતુ લાવણ્યા જાણે એનો પક્ષ લેતી હોય એમ ચિંતાજનક સ્વરે બોલી “ અરે એવું ન કરશો. એથી તો તમે તમારી રેસકોર્સનું સત્યાનાશ વાળી નાખશો. નવેન્દુ લપલપાટ કરતો બોલી ઉઠ્યો ” શું તમે એમ ધારો

છો કે રાતદિવસ હું એનોજ વિચાર કર્યા કરૂં છું ? ” નીલરત્ને ખાતરી આપી કે “ તમે ગભરાશો નહિ; છાપામાં અમે તમારૂં નામ નહિ આપીએ. ”

લાવણ્યા ચિંતાતુર ભાવ દર્શાવતી બોલી “ તોયે પણ મને તો એ જોખમભરેલું લાગે છે. વાત એક મોઢેથી બીજે મોઢે જતાં કાંઇ વાર લાગે છે ? ” તેમ તેમ નવેન્દુને પાણી ચઢતું ગયું. એ ભાર દઇને બોલ્યો “ મારૂં નામ છાપામાં આવશે તેથી મારી કીર્તિને કાંઇ ઝાંખ લાગવાની નથી. ” એમ બોલીને એણે નીલરત્નના હાથમાં-થી ઉઘરાણાનું લીસ્ટ ઝુંટવી લીધું અને એક હજાર રૂપીઆ ભરી આપ્યા. બીચારાને મનમાં તો એવી ઇચ્છા થઇ આવી કે છાપાવાળા મારૂં નામ ન છાપે તો સારૂં. લાવણ્યા કપાળ કુટતી જાણે કેવીએ ચીઢાઇ ગઇ હોય તેમ બોલી “ અરે—આ તમે—શું— કરી નાંખ્યું.” નવેન્દુ ગર્વપૂર્વક બોલ્યો “ કશું ખોટું કર્યું નથી ”

લાવણ્યા ચીપીચીપીને બોલવા લાગી “ પણ સીલ્ડા સ્ટેશનના ગાર્ડસાહેબ, વ્હાઇટવે કંપનીનો પેલો તમારો સાહેબ, હાર્ટબ્રધર્સવાળો પેલો તમારો સાઇસ સાહેબ, આ બધાનો પ્રકોપ તમારા ઉપર ઉતરી આવશે. એ લોકો તમારી સાથે બેસીને શેમ્પેન નહિ પીએ, તમારૂં આમંત્રણ નહિ સ્વીકારે. વળી તમે એમને મળશો ત્યારે તમારી પીઠ એ નહિ થાબડે; આ બધાનો પુખ્ત વિચાર કરજો. ”

" એથી મારા હૃદયને કારી ઘા લાગવાનો નથી." નવેન્દુ બચકું ભરતો હોય એમ બોલ્યો.

આ પછી કેટલાક દિવસ વ્યતીત થઈ ગયા. એવામાં નવેન્દુ એક દિવસ ચા પીવા બેઠો હતો અને ચાહ પીતાં પીતાં છાપુ પણ વાંચતો હતો. એવામાં તેમાં એક "એકસ"-ના નામની સહીવાળો પત્ર એની દૃષ્ટિએ પડયો. એણે એક હજાર રૂપીઆ જેવી મોટી રકમ ભરી આપી હતી તેથી એ પત્ર લખનારે એનો ઘણો આભાર માન્યો હતો, અને વિશેષમાં જણાવ્યું હતું કે તમારા જેવા ગૃહસ્થે કોંગ્રેસમાં જોડાઇને કોંગ્રેસને નવું બળ આપ્યું છે.

" અરેરે, પિતા પૂર્ણેન્દુશેખર, કોંગ્રેસનું બળ વધારવાને માટે તમે આ બબુચકને દુનિઆમાં જન્મ આપ્યો ?" આવી ગ્લાનિ નવેન્દુને થઇ આવી. આવા દુર્ભાગ્યનાં કાળાં વાદળામાં પણ એને રૂપેરી રેખા જણાવી હતી. એંગ્લો ઇન્ડીયનો એને પોતાના પક્ષમાં રાખવા, અને કોંગ્રેસવાળાઓ એને તેમના પંથમાં આકર્ષવા જીવનતોડ મંથન કરી રહ્યા હતા. એ ઉપરથી એ કાંઇ સાધારણ વ્યકિત નથી એમ અભિમાન લેવાનું કારણ એને મળી આવ્યું. એટલે હર્ષથી ફુલાતો નવેન્દુ પેલું છાપું લઇને પોતાની સાળી પાસે ગયો અને તેમાંનો પેલો પત્ર એને વંચાવ્યો. જાણે પોતે કાંઇજ ન જાણતી હોય તેમ આશ્ચર્યચકિત થઇ એ બોલી ઉઠી, "હાય હાય, આ શી પીડા ? આ તો બધું બહાર પડી ગયું ! તમારી ઉપર આવી ઈર્ષ્યા કોણે કેળવી ? એ માણસ

કેટલો દુષ્ટ હોવો જોઇએ ?" નવેન્દુ હસી પડયો " હવે-હવે એવી ગાળો દેવામાં કાંઇ માલ નહિ લાવણ્યા. હું તેને ક્ષમા આપું છું અને તેનું ભલુંજ ઇચ્છું છું."

બે એક દિવસ પછી કોંગ્રેસનું એક વિરોધી એંગ્લો ઇંડીયન પત્ર ટપાલમાં નવેન્દુને મળ્યું. એમાં "જાણનાર" એવા તખલ્લુસથી લખાયલો પત્ર છપાયો હતો. એ પત્રમાં ઉપર જણાવેલા પત્રનું ખોટારૂં બહાર પાડવામાં આવ્યું હતું. એમાં લખ્યું હતું કે બાબુ નવેન્દુશેખર સાથે અંગત પરિચય મેળવવા જે ભાગ્યશાળી થયા છે તે એક પળ પણ આવી અશક્ય વાત ઉપર વિશ્વાસ રાખી શકે નહિ. એમાં એમની બદનક્ષી કરવામાં આવી છે. એ વાતમાં સત્યનો અંશ સરખો નથી. ચીત્તો વાઘ જો પોતાના શરીર ઉપરના ચટાપટા બદલી શકે તોજ નવેન્દુ કોંગ્રેસવાદી થઇ શકે. એ તો નગદ સોનું છે. એ કાંઇ સરકારી નોકરી મેળવવામાં નિષ્ફળતા પામેલો ઉમેદવાર કે કેસો વિનાનો બેરીસ્ટર નથી; તેમ એ થોડો વખત વિલાયત રહી આવ્યા પછી તે દેશની રીતભાત અને પોષાકનું વાંદરાની માફક અનુકરણ કરીને એંગ્લો ઇન્ડીયન સોસાઇટીમાં ઘુસાઇ ગયેલો અને ત્યાંથી ખાસડાં ખાઇને પાછો ફરેલો ગૃહસ્થ નથી. એટલે નવેન્દુ-શેખરને કોંગ્રેસવાદી થવાનું કાંઇજ કારણ રહેતું નથી. વિગેરે વિગેરે."

"ગરીબ બીચારા પૂર્ણેન્દુશેખર, તમારા મરતાં પહેલાં યુરોપીયનોમાં તમે તમારી પ્રતિષ્ઠા કેટલી બધી વધારી

દીધી હતી." આવો વિચાર કરતો નવેન્દુ આ કાગળ લઇને પણ પોતાની સાળી કને દોડયો. કારણ કે એમાં લખેલું હતું કે નવેન્દુ કાંઇ એવો અલફાઉ માણસ નથી, પણ એ તો શુદ્ધ નગદ સોનાની લગડી છે.

લાલણ્યા કૃત્રિમ ભાવ આણુતી બોલી " વળી આ કોણે લખ્યું ? એ તે પેલા ટીકીટ કલેકટરે લખ્યું કે, પેલા ચામડાના વેપારીએ લખ્યું, કે પછી ફ્રૅાર્ટના પેલા ડ્રમ મેજરે લખ્યું ? "

નીલરત્ને કહ્યું " આનો તમારે સામો રદીઓ આપવો પડશે. "

" એમ કરવાની જરૂર છે ? " નવેન્દુએ પૂછયું. "આવી નજીવી બાબતોમાંએ મારે રદીઓ આપવાનો ? "

લાવણ્યાએ ઉચ્ચ સ્વરે ખડખડાટ હસી પડીને આખો ખંડ ગજાવી મુકયો એટલે નવેન્દુ ઝંખવાણો પડી ગયો અને પૂછવા લાગ્યો " કેમ, શું છે ? " છતાં લાવણ્યાએ તો હસ્યાજ કર્યું અને તે એટલું બધું હસી કે એનું આખું અંગ છોડની માફક હાલી ઉઠયું. કેમે કર્યું એનું હસવું ખાળ્યું ન રહ્યું. લાવણ્યાના આવા અદ્દભૂત હાસ્યથી નવેન્દુ પુરેપુરો લેવાઇ ગયો. દયા ઉપજે એવી રીતે એ બોલ્યો " તમે એમ ધારો છો કે આનો રદીઓ આપતાં હું ડરૂં છું ? "

લાવણ્યાએ કહ્યું " ના ના, હૂં તો એ વિચાર કરતી

હતી કે હજુએ તમે તમારી સોનાની ચકલી જેવી રૈસકોં-સંને ટકાવી રાખવાના પ્રયત્નમાથી પાછા હઠયા નથી! હોય, જીવીએ ત્યાં સુધી આશા તો રહે.''

" ત્યારે તમે એમ ધારો છો કે હું ડરીજ ગયો છું. ઠીક છે ત્યારે.'' એમ બોલતો નવેન્દુ એકદમ આવેશમાં આવી જઇને પેલા પત્રનો રદીયો લખવા બેઠો. પત્ર લખી રહ્યો એટલે નીલરત્ન અને લાવણ્યાને એણે વંચાવ્યો. પછી બન્ને જણા બોલ્યા " આ માથામાં વાગે એવો રદીયો નથી. એ રદીયો તો ખરેખરી કડક ભાષામાં લખાવો જોઇએ; ખરૂં કે નહિ ? લાવો અમે અંદર જરા સુધારો વધારો કરીએ.'' એમ કહીને બન્ને પતિ પત્નીએ તેમાં યોગ્ય પીછી ફેરવી. આ પ્રમાણેનો તે રદીયો હતો—''અમારી સાથે જે નિકટ સંબંધથી બંધાયલા હોય છે તેજ અમારા દુશ્મન બની બેસે છે ત્યારે એ દુશ્મન બહારના દુશ્મન કરતાં વધારે ભયંકર નીવડે છે. એંગ્લો ઇન્ડીઅનો રશીઅનો કે સરહદ ઉપરના પઠાણો કરતાં પણ હિંદી સરકારના વધારે કટ્ટા શત્રુ છે. એજ એંગ્લો ઇન્ડીયનો સરકાર અને લોકો વચ્ચે આડે આવનારી અભેદ્ય ખડક છે અને એ ખડકજ એની વધતી મિત્રાચારીને અંતરાયરૂપ બનીને અટકાવે છે. શાસનકર્તા અને લોકો એક બીજાનાં અંતર વધારે સારી રીતે પરખી શકે તેને માટે કાંગ્રેસે ઘણો ઉત્તમ માર્ગ ખોળી આપેલો છે. પરંતુ એંગ્લો ઇન્ડીયન પેપરોએ આખાએ માર્ગ ઉપર કાંટા વાવી દીધા છે, બલ્કે એ પેપરોજ કાંટા-

રૂપે એ માર્ગમાં અડ્ડો જમાવીને બેઠાં છે. વિગેરે વિગેરે."

આ પત્ર કેવું તોફાન મચાવી મુકશે એ કલ્પનાથી નવેન્દુ ડરી ગયો. પણ આવો સુંદર પત્ર પોતે લખી શકે છે એમ લોકોના જાણવામાં આવશે તો પોતાની શક્તિ માટે કેવા ઉંચો મત બંધાશે એવો વિચાર આવવાથી એને આનંદ પણ થયો. પત્ર વર્તમાન પત્રમાં છપાયો અને કેટલાએ દિવસ સુધી તેના ઉપર ટીકાઓ થવા લાગી. તેના રદીયા અને પ્રતિરદીયા અપાયા અને જ્યાં ત્યાં નવેન્દુ કોંગ્રેસમાં જોડાયો અને એ ફંડમાં એણે રૂપીયા ભર્યા એ વિષેની પુષ્કળ ચર્ચા થવા લાગી.

હવે તો નવેન્દુ બોલવામાં બહારવટીયો બન્યો અને જહાલ પક્ષનો મેમ્બર થઇ ગયો. લાવણ્યા આથી બહુ ફીંગલાતી હતી અને મનમાંજ બોલી " ઠીક, છે હજુ તો અગ્નિમાં તાવીને તમારી કસોટી કરવાની છે."

એક દિવસ સવારમાં નવેન્દુ શરીરે તેલ ચોળાવીને સ્નાન કરવાની તૈયારી કરતો હતો એટલામાં પટાવાળાએ આવીને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટના નામનું કાર્ડ એના હાથમાં મુકયું. " ભલા ભગવાન, એમને વળી શું કામ હશે ! " એણે શરીરે તેલ ચોળાવેલું હતું એટલે સાહેબને લેવા પણ શી રીતે જવાય. જેમ તેમ ઉતાવળમાં નાહી લીધું, શરીર ઉપર જે હાથ આવ્યાં તે કપડાં પહેરી લીધાં અને ધાંસમાં ને ધાંસમાં સાહેબને લેવા બહાર દોડી ગયો. નોકરે કહ્યું કે "તમને

આવતાં બહુ વાર લાગી તેથી તમારી રાહ જોઇને સાહેબ તો ચાલ્યા ગયા."

આ ભેજામાંથી ઉપજાવી કાઢેલા બનાવનું બનાવટી નાટક ભજવવામાં લાવણ્યાને શિરે કેટલો દોષ મુકી શકાય અને નોકરને શીરે કેટલો મુકાય, એનો હિસાબ તો નીતિ-શાસ્ત્રનું ગણિત જાણનારા ઘણી ઉત્તમ રીતે કરી શકે.

તરતની કપાઇ ગએલી ઘીલોડીની પુંછડી જેવી ચકર-વકર ઉંધી ચતી ફર્યા કરે, તેવી ગતિ બાપડા નવેન્દુના હૃદયની ઉપલા બનાવથી થઇ પડી. આખો દિવસ ધુવડની માફક એ ઉદાસીમાં બેસી રહ્યો. પોતે ભજવેલા નાટકથી હરખાઈ જતી લાવણ્યા મહા પરિશ્રમે પોતાનો હર્ષ અંતરમાં સમાવતી ડાવકી બનીને નવેન્દુને પૂછવા લાગી "કેમ, તમને શું થયું છે? તબીઅત બગડી આવી છે વારૂ ?"

નવેન્દુ આ સવાલનો વિનોદભર્યો જવાબ આપવા ફાંફાં મારતો હતો. આખરે પરાણે હસવું લાવીને એ બોલ્યો "જ્યાં આરોગ્ય દેવીની આણ ચાલતી હોય ત્યાં તબીઅત બગડેજ શી રીતે ! તમે સાક્ષાત્ આરોગ્ય દેવી છો અને તમારી હકુમતમાં મારો વાસો છે, પછી ડર શાનો હોય !" પરંતુ એના મુખ ઉપર બળાત્કારે આણેલું હાસ્ય ઉડી ગયું; કારણ કે એના અંતરમાં તો જુદા વિચારો ચાલતા હતા. "કોંગ્રેસના ફંડમાં મેં પૈસા ભરીને પગરણ માંડયું, આગળ વધીને ન્યૂસપેપરમાં પેલો પત્ર પ્રસિદ્ધ કરાવ્યો, અને એ સૌને માથે ટપી જાય તેવું તો મેં એ

કર્યું, કે જ્યારે મેજીસ્ટ્રેટ સાહેબ ભાવથી મને મળવા આવ્યા ત્યારે મેં એમને ખોટી કરીને પાછા કાઢ્યા. હવે એ મારે માટે શો વિચાર બાંધશે ? ”

“ અરે રે પિતાજી પૂર્ણેન્દુશેખર, નસીબની ખુબી તો જુવો. મારે જે વેશ નથી ભજવવો તેજ વેશ મારી પાસે ભજવાવે છે. ”

બીજે દિવસે નવેન્દુએ ઘણુંજ સુંદર કપડાં પહેર્યાં, ખીસ્સામાં ઘડીઆળ ઘાલી દીધી, ડોકમાં સોનાનો છેડો નાખ્યો અને માથે પાઘડી મુકી દીધી. લાવણ્યાએ પૂછ્યું “ આમ બની ઠનીને કયાં જવા વિચાર રાખો છો ? ”

“ ખાસ અગત્યના કામ સર ” નવેન્દુએ જવાબ દીધો. લાવણ્યા કાંઈ બોલી નહિ.

મેજીસ્ટ્રેટ સાહેબના બંગલાના દરવાજા આગળ એ આવી પહોંચ્યો એટલે એણે ખીસ્સામાંથી પોતાના નામનું કાર્ડ કાઢયું. દરવાજા આગળ બેઠેલા પટાવાળાએ કહ્યું કે “ હમણાં તમને સાહેબ નહિ મળી શકે. ”

નવેન્દુએ ખીસ્સામાંથી બે રૂપીઆ કાઢીને પટાવાળાને પત્રંપુષ્પં કરવા માડયું એટલે સલામ કરીને પટાવાળો બોલ્યા “ મહેરબાન સાહેબ, અમે તો પાંચ જણા છીએ. ” નવેન્દુએ દસ રૂપીઆની નોટ કાઢીને પટાવાળાની પૂજા કરી, એટલે તરતજ સાહેબને વરધી પહોંચી ગઇ અને નવેન્દુને બોલાવ્યો. સાહેબ લખતા

હતા ત્યાં જઇને નવેન્દુએ સલામ કરી. મેજીસ્ટ્રેટ સાહેબે આંગળીથી નવેન્દુને ખુરસી બતાવી અને લખતાં લખતાં આંખ ઉંચી કર્યાં વગરજ બોલ્યા " કેમ બાબુ, શું કામ પડયું ? " ધ્રુજતા હાથે ઘડીઆળના છેડા સાથે રમત કરતો નવેન્દુ થરથરતે અવાજે બોલ્યો " ગઇ કાલે આપ સાહેબે મારે ત્યાં પધારવાની મહેરબાની કરી હતી. સાહેબ—"

સાહેબે ભવાં ચઢાવ્યાં અને કાગળમાંથી એક આંખ ઉંચી કરીને બોલ્યા " હું તમારે ત્યાં આવ્યો હતો ? બાબુ, તમે આ કેવી ગાંડી ગાંડી અક્કલ વગરની વાત કરો છો!" નવેન્દુ તોતડાતો બોલ્યો "માફ કરો સાહેબ, કાંઇ ભૂલ થએલી છે, ઘોટાળો થયો લાગે છે." એમ બોલતાં બોલતાં નવેન્દુને પરસેવો છુટી ગયો અને જેમ તેમ કરીને ત્યાંથી નીકળી નાઠો. રાત પડી એટલે નવેન્દુ પથારીમાં આળોટતો પડયો અને સ્વપ્નમાં એને કોઇ નીચેના શબ્દો ઠોકી ઠોકીને કહેવા લાગ્યું:—

" બાબુ, તમે તો ખરેખરા મૂઢ છો."

નવેન્દુએ ધાર્યું કે " માજીસ્ટ્રેટ સાહેબને રીસ ચઢી તેથી એ પોતે મારે ઘેર આવ્યા નથી એમ એમણે કહ્યું." એટલે એણે એ વાત ઉડાવી દઇને લાવણ્યાને એમજ કહ્યું કે " હું તો બજારમાં ગુલાબજળ લેવા ગયો હતો. " નવેન્દુ પોતાની સાળી સાથે આમ વાત કરી રહ્યો હતો. એટલામાં અડધો ડજન ચપરાસીઓ કલેકટર ઑફિસના

પટા ધારણ કરીને અહીં આવી પહોંચ્યા અને નવેન્દુને સલામ કરીને દાંત કચકતા ઉભા રહ્યા.

લાવણ્યાએ હસતાં હસતાં નવેન્દુના કાનમાં કહ્યું "તમે કોંગ્રેસ ફંડમાં રૂપિઆ ભર્યા તેથી આ લોકો તમને પકડવા તો નહિ આવ્યા હોય ? "

છએ પટાવાળા દાંત દેખાડતા બોલવા લાગ્યા "બક્ષિસ બાબુ સાહેબ."

જોડેના ખંડમાંથી નીલરત્ન નીકળી આવ્યો અને પેલા પટાવાળાઓ સામે આંખો કાઢતો બોલ્યો "શાની બક્ષિસ?" દાંત કચકચાવતા પેલા બોલ્યા " બાબુ સાહેબ માજીસ્ટ્રેટ સાહેબને મળવા ગયા હતા તેની અમે બક્ષિસ માગવા આવ્યા છીએ. "

લાવણ્યા હસતી હસતી બોલી "માજીસ્ટ્રેટ સાહેબ હવે ગુલાબજળ વેચવાનો ધંધો કરે છે તે તો હું જાણતી જ નહોતી. "

માજીસ્ટ્રેટ સાહેબને મળવા જવાની વાત સાથે ગુલાબ-જળની વાતનો મેળ બેસાડવાનો પ્રયત્ન કરતો નવેન્દુ એવા અસંગત શબ્દો બોલી ગયો, કે કોઇ એનો ભાવાર્થ સમજી શક્યું નહિ.

નીલરત્ને પટાવાળાઓને કહ્યું "એમાં બક્ષિસ શાની ! જાવ નહિ મળે. "

નવેન્દુને નાનમ લાગતી હોય તેમ બોલ્યો "બિચારા ગરીબ માણુસ છે. એમને આપવામાં આપણું શું જાય છે !"

એમ બોલીને એણે ચલણી નોટ કાઢી. નીલરત્ને તરતજ એ નોટ એના હાથમાંથી ખુંચવી લીધી અને ટકોર કરી કે " આમના કરતાં બીજા ઘણાએ વધારે ગરીબ છે. તમારા વતીથી હું તેવા લોકોને આ પૈસા આપી દઇશ."

ક્રુદ્ધ થયેલા શિવના આ ભૂતિયા ગણોને પોતે ખુશ ન રાખી શક્યો તેથી એને ભારે ઉદ્વેગ થઇ આવ્યો. સિપાઇઓ આંખમાં ખુન્નસ લાવીને પાછા જતા હતા તે વખતે "ગૃહસ્થો, તમે બધી હકીકત જાણો છો. એમાં મારો અપરાધ નથી." એમ બોલવાનો ભાવ દર્શાવતો નવેન્દુ તેમના સામું જોઈ રહ્યો.

આ વર્ષે કલકત્તામાં કોંગ્રેસ ભરાવાની હતી. નીલરત્ન પોતાની પત્નીસહ વર્તમાન કલકત્તા કોંગ્રેસમાં ગયો. નવેન્દુ પણ એમની સાથે ગયો. એ બધા કલકત્તે પહોંચ્યા કે તરત જ કોંગ્રેસવાળા નવેન્દુને વીંટાઇ વળ્યા અને એને પોતાની મધ્યમાં જોઇને હદપારના હરખાઇ ગયા. તેમણે એની વાહવાહના હર્ષનાદ કર્યા, એને માન આપ્યું અને એનાં વખાણ કરી કરીને એને આસમાન પર ચઢાવી દીધો. દરેક જણે પોતનો અભિપ્રાય જણાવ્યો કે " જ્યાંસુધી નવેન્દુ જેવા નેતાઓ દેશના હિતમાં ભાગ લેતા થયા નથી, ત્યાંસુધી દેશના ઉદ્ધારની કશી આશા નથી." નવેન્દુને ગળે આ વાત ઉતરી ગઇ અને બધા ઘોટાળામાંથી મુક્ત થઇને દેશનેતા તરીકે એ બહાર પડયો. પહેલે દિવસે કોંગ્રેસના મંડપમાં પ્રવેશ કરતાંજ નવેન્દુને દીપ

હીય હુરરે—ના કાન ફાડી નાંખે એવા હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યો.

થોડા વખતમાં મહારાણીની વર્ષગાંઠ આવી પણ રાયબહાદુરના લીસ્ટમાં નવેન્દુનું નામ તો જણાયુંજ નહિ. લાવણ્યાએ નવેન્દુને તે દિવસે સાંજનું આમંત્રણ આપેલું હતું. જ્યારે એ આવ્યો ત્યારે લાવણ્યાએ પુર ભપકાથી નવેન્દુને કિમતી શરપાવ ભેટ ધર્યો અને પોતાને હાથે એના કપાળમાં કંકુનો ચાંલ્લો કર્યો. એની બેનોએ દરેકે પોતાને હાથે ગુંથેલી પુષ્પની માળા નવેન્દુના કંઠમાં પહેરાવી દીધી. નવેન્દુની ગૃહલક્ષ્મી અરુણુલેખા ગુલાબી રંગની સાડી અને ઝગઝગતા અલંકારો અંગ ઉપર સજીને લજ્જાવનત હસતે મુખડે જોડેના ખંડમાં એની રાહ જોઇ રહી હતી. એટલામાં એની બેનો એની પાસે આવી અને એના હાથમાં એક પુષ્પમાળા આપીને કહ્યું કે “ તું પણ તારા પતિનો સત્કાર કરવા અમારી જોડે ચાલ.” પરંતુ એણે તેમનું કહ્યું ન માન્યું અને નવેન્દુના કંઠને શોભાવવાની અભિલાષા ધરનારી મધુર સુગંધીમય પુષ્પની માળા હાથમાં લઇને પતિસમાગમની ઇચ્છાએ એ રાત્રિ પડવાની રાહ જોતી ઉભી

અરુણુલેખાની બેનોએ નવેન્દુને કહ્યું “ આ અમે તમને પટ્ટાભિષેક કરીએ છીએ. હિંદુસ્થાનમાં આ માન બીજા કોઇનું નથી.”

નવેન્દુને આવા માનથી સંતોષ મળ્યો હશે કે

તે તો એ એકલો જ જાણી શકે; બાકી અમને તો શંકા જ છે. અમે ચોક્કસ માનીએ છીએ કે સંસારયાત્રા પુરી કર્યા પહેલાં એ રાયબહાદુર થઈ જશે અને સમય આવ્યે " ઇંગ્લીશમેન " અને "પાયોનીયર" પત્રો એના મરણનો શોક દર્શાવવા હૃદય વિદ્ધ કરી નાખે એવા આર્ટીકલો લખશે. દરમ્યાન બાબુ નવેન્દુશેખરને ત્રણ વાર હર્ષથી વિજયઘોષણા કરીને વધાવી લો. બોલો હીપ હીપ હુર્રે, હીપ હીપ હુર્રે, હીપ હીપ હુર્રે !!!

## અતૃપ્ત વાસનાઓ !

હું અને મારા એક આત્મીય મિત્ર પૂજાના તહેવારોની સહેલગાયેથી કલકત્તે પાછા આવતા હતા તેવામાં ટ્રેનમાં એક ગૃહસ્થ જોડે અમારે મુલાકાત થઇ. એના પોષાક અને દેખાવ ઉપરથી તો એ મુસલમાન હોય એમ લાગતું હતું; પણ એણે વાત કરવા માંડી એટલે તો અમે ગુંચવાડામાંજ પડી ગયા. દરેક વિષય ઉપર એ એવી છટાથી અને મક્કમતાથી બોલવા લાગ્યો કે, જાણે વિધાતા એની સલાહ લઇનેજ સર્વ કામ કરતા હતા. રશીઆ હિંદુસ્થાન ઉપર ચઢી આવે છે, ઇંગ્રેજોની બહુ ગુપ્ત અને ગૂઢ રાજનીતિ છે, દેશી રાજ્યો અંધાધુંધીને શિખરે પહોંચી ગયાં છે વિગેરે. સંસારમાં જે અશ્રુતપૂર્વ ગુપ્ત ઘટનાઓ બની રહી હતી એ વિષે અમે કાંઇ જાણતા નહિ હોવાથી અમે એક પ્રકારે સુખી હતા; પણ અમારા નવપરિચિત મિત્રે ગાલમાં હસીને અમને કહ્યું "આ પૃથ્વી ઉપર

અને સ્વર્ગમાં એટલી બધી વાતો બને છે કે જેમાંનું ન્યુસ-પેપરમાં કશું એ આપણા વાંચવામાં આવતું નથી."

ઘરમાંથી બહાર નીકળવાનો અમારે આ પહેલોજ પ્રસંગ હતો એટલે આની વાતો સાંભળીને અમે તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. વાર્તાનો વિષય ગમે તો બીન મહત્ત્વનો હોય તોપણ તેમાં કદી એ વિજ્ઞાનની વાત લાવતો, તો કદી વેદ ઉપરની ચર્ચાનો વિષય કાઢતો, કદી ફારસી કવિની શાયરો લલકારતો. અમે તો વિજ્ઞાન, વેદ કે ફારસી શાયરોનો કક્કો પણ નહોતા જાણતા એટલે અમે એના જ્ઞાન ઉપર આફરીન થઇ ગયા. મારી સાથે મારો મિત્ર હતો તે થીયોસોફીસ્ટ હતો. એને તો ચોક્કસ ખાતરી થઇ ગઇ કે અમારા આ સાથીને કાંતો કાંઇ દૈવી આંતર સ્ફુરણ થયેલું હોવું જોઇએ, કે એને પ્રાણવિનિમય કરતાં આવડતો હોવો જોઇએ, કે કાંતો એ મેલી વિદ્યાનો સાધક હોવો જોઇએ. આ અસાધારણ પુરુષના મુખમાંથી ગમે તેવા સામાન્ય શબ્દો નીકળતા તે પણ મારો મિત્ર ભક્તિ-વિહ્વલ બનીને મુગ્ધ ભાવથી સાંભળ્યા કરતો હતો અને ગુપ્ત રીતે તેની નોંધ લેતો જતો હતો. આ અસાધારણ પુરુષ મારા મિત્રનો ભાવ સમજી ગયો એટલે એને ઓર આનંદ થયો.

અમારી ટ્રેન જંક્શન સ્ટેશને આવી પહોંચી અને અહીંથી અમારે ગાડી બદલવાની હતી. અમે રાતના દશ વાગે ઉતર્યા અને સાંભળ્યું કે લાઇન ઉપર કાંઈ સમાર કામ

ચાલતું હોવાથી અમારે જવાની ગાડી ઘણી લેઇટ હતી; તેથી અમે ત્રણે જણા વેટીંગ રૂમમાં જઇને બેઠા. મેં ટેબલ ઉપર બીસ્તરો પાથર્યો અને જરા આડા પડવાનો વિચાર કરતો હતો એટલામાં પેલા અસાધારણ પુરુષે નીચે પ્રમાણેનું પુરાણું કહેવું શરૂ કરી દીધું. ખરૂં કહું તો તે રાત્રે મને બીલકુલે નિદ્રા ન આવી.

" રાજ્ય–વહિવટના સબંધમાં એક બે બાબતોમાં મારે મતભેદ પડેલો હોવાથી જુનાગઢ સ્ટેટની નોકરી છોડી દઇને હું નીઝામ હૈદ્રાબાદમાં નોકરીએ રહ્યો. હું મજબુત બાંધાનો અને જુવાન હોવાથી બહરીચમાં કૉટન ડયુટી કલેકટર તરીકે મારી નીમણુક કરવામાં આવી.

બહરીચ ઘણું રમણીય છે. નિર્જન પહાડોની નીચે જંગલમાં થઇને સુસ્તા નદી પથરાવાળા માર્ગમાં નિપુણ નર્તકીની માફક નાચતી નાચતી વહી રહી હતી. ઉપલી નદીને કિનારે પહાડની નીચે દોઢસો પગથીઆંવાળા ઘાટની ઉપર એક આરસ પહાણનો એકાંત મહેલ આવેલો છે. બહરીચ ગામ અને એનું રૂનું બજાર અહીંથી ઘણું દૂર છે એટલે આ મહેલની આસપાસ કોઇ રહેતું નહોતું.

આશરે અઢીસો વર્ષ ઉપર બાદશાહ મહમદશાહ બીજાએ પોતાના ભોગવિલાસ માટે આવા નિર્જન સ્થાનમાં આ મહેલ બંધાવ્યો હતો. એના વખતમાં મહેલના ફુવારામાંથી પાણીને બદલે ગુલાબજળ ઉડ્યા કરતું હતું, અને એના ઉડતા શીતળ છાંટાથી શીતળ બની

રહેલ આરસપહાણુથી મઢી દીધેલ ફરસ ઉપર નહાતા પહેલાં વાળ છુટા મુકીને યુવાન પર્શીયન કન્યાઓ બેસતી, અને પોતાનાં કોમળ ચરણો જળાશયના નિર્મળ જળમાં લટકાવીને સીતાર વગાડતી ગઝલો ગાયા કરતી હતી.

હવે તો ત્યાં ફુવારાએ ઉડતા નથી, ગઝલોએ ગવાતી નથી તેમ એ આરસપહાણુની ફરસ ઉપર પેલાં હિમધવલ ચરણો પણ દૃષ્ટિએ પડતાં નથી. હવે તો એ મહેલ મારા જેવા નિર્જનવાસી, પત્નીવિયોગી મહેસુલ કલેકટરનું શૂન્ય નિવાસસ્થાન બની રહ્યું છે. મારી ઓફિસના વૃદ્ધ કારકુને આ મહેલમાં નહિ રહેવાની મને ઘણીએ વાર સલાહ આપેલી અને છેવટે એટલું પણ કહ્યું કે, જો તમારે અહીં રહેવુંજ હોય તો દિવસે ભલે રહેજો પણ રાતે તો હરગીજ રહેશો નહિ. મેં એની વાત હસી કાઢી. નોકરોએ કહ્યું કે અમે અહીં સાંજ સુધી કામ કરીશું પણ રાતે તો જતા રહીશું. મેં એમને તેમ કરવાની પરવાનગી આપી. આ મહેલ એવો બદનામ થઇ ગયો છે કે રાતે ચોર લોકો પણ ત્યાં આવવાની હિંમત કરી શકતા નથી.

શરૂઆતમાં તો આ મહેલની નિર્જનતા મને ઓથારની માફક ડાબી ઘાલતી હતી. બનતા સુધી દિવસે તો હું બધોએ વખત બહારજ કાઢી નાખતો અને રાતે થાક કંટાળીને આવીને પથારીમાં પડતો અને ઉંઘી જતો.

પરંતુ એક અઠવાડીયુંએ પુરૂં નહિ થયું હોય

એટલામાં તો આ સ્થળે મને અમાનુષી મોહિની લગાડી દીધી. એનું વર્ણન કરવું, કે લોકોને એ વાત ખરી છે તે સમજાવવું ઘણું દુર્ઘટ હતું. એ મહેલ એક સજીવ યંત્રની માફક મને ધીમે ધીમે બેમાલુમ ગળવા લાગ્યો અને એના મોહક જાદર રસથી મને ઓગાળવા લાગ્યો.

આ મહેલમાં મેં જ્યારથી પગ મુકયો ત્યારથીજ આ પ્રક્રિયા તો કદાચ શરૂ થઇ ગઇ હશે, પરંતુ એ બાબતનો સ્પષ્ટ અનુભવ તો મને મોડોજ થયો. જે દિવસથી એ અનુભવ મને થવા લાગ્યો એ દિવસ મને ખાસ યાદ છે.

ગ્રીષ્મઋતુની શરૂઆત હતી. બજાર મંદું હતું એટલે મારે કાંઇ કામ નહોતું. સૂર્યાસ્ત થતા પહેલાં થોડો વખત આગમચ નદી કિનારે ઘાટની નીચે આરામ ખુરસી નાખીને હું પડયો હતો, સુસ્તાનાં પાણી ઓછાં થઇ ગયાં હતાં. સામે કિનારે સાંજના સૂર્યનાં કિરણ પડવાથી નદીની રેત ઘણો ચળકાટ મારતી હતી. લેશ માત્ર પણ પવન જણાતો નહોતો. નજીકના પહાડમાં ઉગેલી સૌગંધિક વનસ્પતિની સુવાસ પ્રસરી રહી હતી.

સૂર્ય ધીરે ધીરે પહાડના શિખરની આડમાં અદ્રશ્ય થઇ ગયો. એ સમયે દિવસની નાટયશાળા ઉપર કાળી છાયાનો ડ્રોપસીન પડી ગયો. અહીંઆં પર્વતોની હાર આવેલી હોવાથી સૂર્યાસ્ત વખતનો અંધારા અજવાળાનો

સંગમ વધુ વખત રહી શકતો નથી. ઘોડા ઉપર બેસીને હું ફરવા જવાનો વિચાર કરતો હતો એટલામાં પાછળ પગથીઆં ઉપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. મેં પાછા ફરીને જોયું પણ કોઇ જણાયું નહિ.

એ તો મને કદાચ ભ્રમ થયો હશે એમ ધારીને હું પાછો બેઠો, પણ ફરીથી જાણે સંખ્યાબંધ માણસો પગથીઆં ઉતરી આવતાં હોય એવો અવાજ મારે કાને આવ્યો. કોઇક ભયમિશ્રિત હર્ષનો અદ્‌ભુત રોમાંચ મેં મારા શરીરમાં અનુભવ્યો અને જો કે મારી દૃષ્ટિ સમક્ષ કોઇપણ સાકાર આકૃતિ નહોતી, છતાં મને એવો ભાસ થયો કે અત્યારે સાયંકાળ વખતે મુદિત થતી કન્યકાઓનું ટોળું સુસ્તા નદીના જળમાં સ્નાન કરવા માટે પગથીયાં ઉપરથી ઉતરી આવે છે. પહાડની તળેટીમાં, નદીમાં, મહેલમાં સર્વત્ર સંપૂર્ણ શાંતિ પ્રસરી રહેલી હતી. કોઇ પ્રકારનો અવાજ સંભળાતો નહોતો છતાંએ મને સ્પષ્ટ સંભળાયું કે જાણે ધુગ્ ધુગ્ ધુગ ધુગ કરતા જોરમાં પડતા જળ-ધોધના અવાજ સમાન કૌતુકપૂર્ણ હાસ્ય કરતી કરતી અનેક કન્યકાઓ જાણે એક બીજાને રમતમાં પકડવા દોડતી હોય, તેવી રીતે એક પછી એક નદીમાં સ્નાન કરવાને માટે મારા સામું દ્રષ્ટિપાત કર્યા શિવાય ઉતરી આવતી હતી. એ મને દેખા દેતી નહોતી એટલે હું પણ એમનાથી મારી જાતને અદ્રશ્યજ માની લેતો હતો. નદીનાં પાણી ઘણાંજ શાંત હતાં પરંતુ હું સમજી શકયો કે આ

કન્યકાઓના કંકણભૂષિત કરકમળોથી નદીનાં શાંત અને સ્વચ્છ પાણી હાલી ગયાં, ઉછળી રહ્યાં. કન્યકાઓ અંદર જળક્રીડા કરવા પડી. હસતી હસતી પરસ્પર પાણીની છાલકો ઉરાડતી મસ્તી કરવા લાગી. કેટલીક પાણીમાં તરવા લાગી અને એમના પાદપ્રહારથી ઉડતાં જળ-બિંદુઓ માળામાંથી તુટેલાં મોતીની માફક ચમકી રહ્યાં.

મારાં તો રોમાંચ ખડાં થઇ ગયાં. ભયથી, હર્ષથી કે કૌતુકથી તે હું ન કહી શકું. તેમને નજરો નજર જોવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી પરંતુ મારાં ચક્ષુ કાંઇ જોઇ શકયાં નહિ. વિચાર થયો કે બરાબર કાન માંડીને એમનો તમામ વાર્તાલાપ સાંભળી લઉં. મેં તો બહુએ કાનને ખેંચ્યા પણ તીડના ચીંચીં ચીંચીં અવાજ શિવાય મારા કાન કશુંયે ન સાંભળી શકયા મારી આગળ જાણે અહીસો વર્ષનો લાંબો કાળો પડદો લટકતો હોય એમ મને જણાયું. જાણે હું બીતો બીતો પડદાનો એક છેડો ઉંચો કરીને અંદર શું બની રહ્યું છે તે જોવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ અંદરનું દશ્ય તો અંધકારમાં સંપૂર્ણપણે ઢંકાઇ ગયું હતું.

પવન બંધ હતો તેથી કઠારો ખરેખરો ત્રાસ આપતો હતો; પણ એટલામાં પવનની લહેકી આવી અને સરિતાનું સ્થિર પાણી જોતજોતામાં અપ્સરાના કેશકલાપની માફક સંકુચિત થઇને પાછું વળવા લાગ્યું. ગોખાકારની

કાળી છાયાથી વનભૂમિ આચ્છન્ન થઇ ગઇ હતી અને જાણે દુઃખસ્વપ્નમાંથી એ ઝબકી ઉઠી હોય તેમ એમાંથી ગણુ-ગણાટ કરતો અવાજ આવ્યો. ચાહે એને સ્વપ્ન કહો, કે ચાહે સત્ય કહો. અઢીસો વર્ષ પૂર્વની પેલી અદૃશ્ય મરી-ચિકાનું મને હમણાં જે ક્ષણિક દર્શન થયું હતું તે પણ એક પલકમાં અદૃશ્ય થઇ ગયું. જે માયામયી રમણીઓ મારી પાસે થઇને વિદેહરૂપે દ્રુતગતિથી, શબ્દહીન ઉચ્ચ હાસ્ય કરતી સુરતા નદીના જળમાં સ્નાન કરવા ગઇ હતી તે જળથી નીતરતાં કપડા નીચોવતી પાછી ગઇ નહિ; પરંતુ પવન જેમ ગંધને ખેંચી જાય તેમ આ રમણીયો હવાના હેલકારામાંજ જાણે અદ્ધર ઉડીને ચાલી ગઇ.

તે વખતે મને એવી આશંકા થઇ કે મને એકાંતમાં એકલો જોઇને કવિતા દેવી મારા મસ્તિષ્કમાં ધુસી ગઇ. હું બિચારો રૂનું મહેસુલ વસુલ કરતો ગમે તે રીતે મારૂં પેટ ભરતો હતો, તેમાં સર્વનાશિની આ ડાકણ મારો સર્વનાશ કરવા ઉદ્યુક્ત થઇ રહી. મેં મારા મનને કહ્યું કે આજે અચ્છી તરેહથી મારે જમવું. પેટ ભૂખ્યું રહેવાથી સર્વ પ્રકારના અસાધ્ય રોગો તેમાં ભરાઇ જાય છે. મેં ભટને બોલાવીને કહ્યું કે આજે તો લહેજતદાર, વિપુલપણે ઘી સાકર આવે એવું મિષ્ટ ભોજન બનાવો.

બીજે દિવસે આગલા દિવસનો સર્વ વ્યાપાર મને તો શેખશલ્લીના વિચારો જેવોજ લાગ્યો. પ્રસન્ન ચિત્તે સાહેબ-

શાહી સોલા ટોપી પહેરીને હું મારા કામે ચાલ્યો ગયો. એ દિવસે મારે ત્રિમાસિક રીપોર્ટ લખવાનો હતો એટલે હું ઘેર મોડો આવવાનો હતો; પણ સંધ્યાકાળ થતાં પહેલાં તો જાણે મને કોઇ મહેલ તરફ ઘસડી જતું હોય એમ લાગ્યું. કોણ ઘસડતું હતું તે હું નથી કહી શકતો, પણ મને એમ માલમ પડયું કે કોઇ મારી રાહ જોઇ રહ્યું છે: માટે હવે મારે વિલંબ કરવો કામનો નથી. રીપોર્ટ અધુરો મુકીનેજ હું ઉઠયો, માથે ટોપી મુકી દીધી અને સંધ્યાકાળના અંધારાથી ધૂસર અને ઉજ્જડ જણાતા માર્ગમાં મારી ગાડી દોડાવતો હું મહેલની નજદીક આવી પહોંચ્યો. દાદરે ચઢતાંજ પહેલે માળે એક વિશાળ પ્રધાનખંડ આવેલો છે, અને તેમાં મોટા જબ્બર ત્રણ સ્તંભો ઉપર નકસીદાર કમાનો કરેલી છે અને ઉપર સુંદર છત જડી લીધી હતી. આ સુમસામ પ્રધાનખંડ એકાંત અને નિર્જનતાના ભારથી રાત અને દિવસ પીડાયા કરતો હતો. દિવસ હમણાંજ આથમ્યો હતો એટલે હજુ દીવા થયા નહોતા. જેવું બારણું મેં ઠેલીને ઉઘાડયું અને હું અંદર પ્રવેશ કરતો હતો, તેવુંજ મહેલની અંદર ભારે ગભરાટ મચી રહેલો મને જણાયો. જાણે માણસનું એક મોટું ટોળું ગભરાટમાં એકાએક વીખરાઇ ગયું અને નાસી જવાની ઉતાવળમાં કેટલાક બારણા તરફ, કેટલાંક બારી તરફ, કેટલાક ચાલમાં, એમ અહીં તહીં દોડી ગયાં.

મારી દૃષ્ટિએ એમાંનું કશુંયે ન દેખાયું. હું તો વિસ્મય

ધ્રામતો ઉભો રહ્યો. મારા શરીરમાં એક પ્રકારના આનંદના આવેશથી રોમાંચ ખડાં થઈ ગયાં અને બહુ દિવસની લુપ્તાવશિષ્ટ અત્તરની મૃદુ સોડમ મારી નાસિકામાં પ્રવેશ કરવા લાગી. હું આ દીપહીન, જનહીન મોટા મહેલના પ્રધાનખંડમાં પ્રાચીન પત્થરના થાંભલાઓની વચમાં ઉભો રહ્યો હતો. જાણે ફુઆરા ઉડી રહ્યા હતા અને આરસપહાણની ફરસ ઉપર પડતા તેના જળનો ધુધુ અવાજ આવ્યા કરતો હતો. સીતાર વાગ્યા કરતો હતો, સુવર્ણ અલંકારોનો ખણુખણાટ, ઘુઘરીઓનો રણકો, ઘડીઆળના ઘંટાનો મધુર નાદ, દૂર દૂર નોબતનો મીઠો સુર, પવનથી હાલતાં છતમાં લટકાવેલાં દીવાનાં કાચનાં ઝુમ્મરની પાંદડીઓનો ખણખણ કરતો અવાજ, ચાલમાં લટકાવેલાં પીંજરમાંથી બુલબુલોનું મધુર સંગીત, બાગમાંના સારસ પક્ષીનો કલરવ વિગેરે અલૌકિક ગુંજન સાંભળીને હું તો પાગલ જેવો બની ગયો.

મને એક પ્રકારનો મોહ ઉત્પન્ન થયો અને મને એવુંજ ભાસવા માડયું કે આ અસ્પર્શ્ય અગમ્ય અને અલૌકિક દૃશ્ય જ જગતમાં સત્ય વસ્તુ છે, બાકી બીજું બધું તો મિથ્યા સ્વપ્નવત્ છે. હું હું છું એટલે કે અમુક અમુકનો જ્યેષ્ટ પુત્ર, રૂનું મહેસુલ વસુલ કરનાર, મહિને સાડીચારસોનો પગાર ખાનાર છું, અને સોલા ટોપી પહેરીને ડૉગ કાર્ટ હાંકતો રોજ ઑફિસ જાઉં છું એ બધું મને એવું મિથ્યા હાંસીરૂપ જણાયું કે, હું એ વિશાળ નિસ્તબ્ધ

અંધકારપૂર્ણ પ્રધાનખંડની વચમાં ઉભો રહીને હા હા હા કરીને અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

એજ વખતે મારો નોકર સળગાવેલું ફાનસ લઇને આવી પહોંચ્યો. મને ખબર નથી એણે મને ગાંડો ધારી લીધો હોય તો, પણ એજ વખતે મને પાછું સ્મરણ થઇ આવ્યું કે ખરેખર હું અમુક અમુકનો જ જ્યેષ્ટ પુત્ર છું. મેં એ પણ મારા મનમાં જાણી લીધું કે પૃથ્વીની અંદર અથવા બહાર કોઇ ઠેકાણે અદૃશ્ય ફુવારા નિરંતર ઉડયા કરે છે, કોઈ અદૃશ્ય આંગળીઓના સ્પર્શથી મોહક વાદ્ય મધુર સ્વર કાઢી રહ્યું છે. એ બધી વાતોનું વર્ણન કરવા તો આપણા કવિવરોજ સમર્થ છે, બાકી એટલું તો ચોક્કસ હતું કે હું બહરીચના બજારમાં રૂનું મહેસુલ ઉઘરાવીને દર મહિને રૂપીઆ સાડીચારસોનો પગાર પેદા કરતો હતો. મને જે વિચિત્ર પ્રકારનો ભ્રમ થયો હતો તેનું સ્મરણ થતાં, દીપકના અજવાળામાં ટેબલ ઉપર પડેલું ન્યુસપેપર વાંચતો વાંચતો હું આનંદિત બનીને ખડખડાટ હસી પડયો.

પેપર વાંચીને મેં વાળુ કર્યું. પછી દીવો ઓલવીને હું પથારીમાં પડયો. અંધકારમય જંગલથી ઘેરાયેલા અવાલી પહાડની ઉપર આકાશમાં આવી રહેલો એક અતિ ઉજ્વલ તારો લાખો અને લાખો ગાઉ દૂરથી મહેલની ઉઘાડી રહી ગયેલી બારીની અંદર ડોકીયાં કરીને એક સાધારણ પલંગ ઉપર પડેલા રૂનું મહેસુલ ઉઘરાવનાર કલેકટરને તાકી તાકીને જોઇ રહ્યો હતો. આનો વિચાર

કરતો કરતો હું કયારે ઉંઘી ગયો અને કેટલું ઉંઘ્યો તેનું મને સ્મરણ રહ્યું નથી. હું એકાએક ઝબકીને જાગી ઉઠયો પણ નતો મેં કોઇનો અવાજ સાંભળ્યો, નતો કોઇ માણસ મારા જોવામાં આવ્યું. ફકત પેલા પહાડો ઉપરનો પ્રકાશિત તારો અસ્ત થતો જોવામાં આવ્યો, અને કૃષ્ણ પક્ષના ક્ષીણ ચંદ્રમાનો પ્રકાશ મ્લાન ભાવથી છુપો છુપો પોતાના ધ્રુસણીયાવેડાથી લજ્જાતો ધીમે ધીમે મારી બારીમાં પ્રવેશ કરતો હતો.

મને કોઇ મનુષ્ય દેખાયું નહિ છતાં જાણે મને કોઇ સ્ત્રી ધીમે ધીમે ખેંચતી ન હોય, એમ લાગ્યું. સુવર્ણની વીંટીયોથી વિભૂષિત એની પાંચે આંગળીઓથી એની પાછળ પાછળ આવવાને મને એ બોલાવી રહી હતી. કાંઇપણ અવાજ કર્યા વિના હું ઉઠયો અને તે સ્ત્રીની પાછળ ચાલ્યો. સેંકડો ઓરડા-ઓવાળા, શૂન્યતાભરેલા, નિદ્રિત ધ્વનિ અને સચેત પ્રતિધ્વનિથી વ્યાપ્ત એવા આ વિશાળ મહેલમાં મારા શિવાય કોઇપણ મનુષ્ય નહોતું, છતાં ડગલે અને પગલે મને એવો ભય લાગતો કે મારાં પગલાંના અવાજથી કોઇ જાગી ઉઠશે ? મહેલના ઘણાખરા ઓરડાઓ તો બંધજ રહેતા અને તેમાં તો હું કદીએ ગયો નહોતો. હું મારી અદૃશ્ય માર્ગદર્શિકા પાછળ હળવે હળવે પગ મૂકતો શ્વાસભર્યો ચાલ્યો જતો હતો. કયાં તે હું કહી શકતો નથી. અમે કેટલીએ સાંકડી અંધારી ગલીઓ વટાવી, કેટલાંએ સભાગ્રહો ઓળંગ્યાં અને કેટલાંએ ગુપ્ત ભોંયરાંમાં પ્રવેશ કર્યો.

મારી આ મધુર માર્ગદર્શિકાને જો કે હું મારાં ચર્મચક્ષુથી જોઈ શકતો નહોતો, છતાં એનું સુંદર અંગ મારાં મનશ્ચક્ષુથી અગોચર ન રહી શક્યું. એ આરબ કન્યકા હતી. એના હાથ આરસપહાણ જેવા મજબુત અને લીસા હતા અને તે એના વસ્ત્રમાંથી જણાતા હતા. એણે માથે બુરખો નાખી દીધો હતો અને કમરમાં વાંકી કટાર ખોસી હતી. મને લાગ્યું કે અદ્‌ભુત કથારસની સૃષ્ટિમાંથી એક હજાર અને એક રાત્રિઓમાંની એક અરેબીયન રાત્રિ ઉડતી ઉડતી આજ મારી પાસે આવી પહોંચી, અને તે મધ્ય રાત્રિએ બગદાદ શહેરની સાંકડી અંધારી ગલીઓમાં થઈને સંકટથી વ્યાપ્ત એવા પ્રેમમિલન સ્થાનમાં હું જતો હતો.

આખરે મારી માર્ગવાહિની એક ભૂરા રંગના પડદા આગળ જઈને એકદમ અટકી અને મને આંગળીને ઇશારે કાંઇક બતાવતી હોય એમ જણાયું. ત્યાં કાંઇ નહોતું, પણ ઓચિંતા ભયથી મારા હૃદયમાં ફરતું લોહી ઠરી ગયું. પેલા પડદા પાસે જમીન ઉપર એક કિંમતી જરકસીનો જામો પહેરીને, ખોળામાં નાગી તરવાર રાખીને, લાંબા ટાંટીયા નાંખીને, એક હબસી બેઠો બેઠો ઝોકાં ખાતો મારી દૃષ્ટિએ પડયો હોય એમ મને જણાયું. મારી માર્ગદર્શિકા એ હબસીના પગ ઉપરથી કુદી પડી અને એણે પડદાની ઝાલર ઉંચી કરી. એટલે અંદર એક પર્શીયન ગાલીચો પાથરેલી ફર્શનો કેટલોક ભાગ દેખાયો અને તખ્ત ઉપર કોઇ રમણી બેઠેલી હતી. તે કોણ

હતી તે મારાથી જોઇ શકાયું નહિ, પરંતુ નારંગી રંગની મખમલના ગાલીચા ઉપર આલસ્ય ભાવથી મુકેલાં અને જરીનાં ભરેલાં સ્લીપર પહેરવાથી સુશોભિત લાગતાં તેનાં બે ચરણો મારી દષ્ટિએ પડયાં. એક બાજુએ સ્તબકમાં થોડાં સફરજન, નારંગી, અને દ્રાક્ષના લુમખા પડી રહ્યા હતા. એની પાસે બે નાની કાચની પ્યાલી અને સુવર્ણ રંગની શરાબની બાટલી પડેલી હતી. આ સામગ્રી આવનાર અતિથિ માટે તૈયાર કરી રાખી હતી. એક પ્રકારની માદકતા લાવી મુકનાર મહેક મહેક થતી અંદર બળતી ધૂપની સુગંધે મને વિવશ બનાવી દીધો.

ધડકતે હૃદયે પેલા હબસીના લાંબા કરેલા પગને ઓળંગી જવાનો હું પ્રયત્ન કરતો હતો એટલામાં એ ઓચીંતો ઝબકીને જાગી ઉઠયો અને ઉભો થયો, એટલે એના ખોળામાં પડેલી પેલી તલવાર ખણુણુ અવાજ કરતી ફરશ ઉપર પડી ગઇ.

ઓચીંતી વિકટ ચીસ સાંભળીને હું પણ ચમકી ઉઠયો. જોયું તો હું મારા પલંગ ઉપર બેઠો હતો અને મારા અંગમાં પરસેવાના રેબઝેબ છુટી રહ્યા હતા. સવારના પ્રકાશમાં કૃષ્ણપક્ષનો ચંદ્ર ઉજાગરાને લીધે થાકી ગયેલા રોગીની માફક ફીક્કો પડી ગયેલો જણાતો હતો, અને અમારો પેલો ગાંડો મહેરઅલી નિત્ય નિયમ અનુસાર જનશૂન્ય માર્ગમાં "હટ જાઓ, હટ જાઓ" નો પોકાર કરતો ચાલ્યો જતો હતો.

આ પ્રકારે અરેબીયન રાત્રિઓમાંની એક રાત ઓચીંતી ખતમ થઇ ગઈ; પણ હજુ તો બીજી હજાર રાતો બાકી હતી.

પછી મારા દિવસ અને રાત્રિ બેનો પરસ્પર વિરોધ જાગ્યો. દિવસ ઉગે એટલે પેલી શૂન્ય સ્વપ્નમયી માયાવી રાત્રિને અભિશાપ આપતો, થાકેલા શિથિલ શરીરે હું મારા કામ ઉપર ચઢી જતો; પરંતુ રાત પડવાનો સમય થતો. એટલે કામકાજના બંધનથી જકડાઇ ગયેલું મારૂં જીવન મને મિથ્યા માયા જેવું લાગતું હતું.

રાત પડતી એટલે ઉન્માદકારિણી મોહજાળમાં વળી પાછો હું ફસાઇ પડતો. હું દંતકથાને પાને મારો વેષ ભજવતો ગત યુગનો અજ્ઞાત મહાપુરૂષ બની જતો. તે વખતે આ મારો વિલાયતી પોષાક મને બીલકુલે રુચિકર થઇ પડતો નહિ. તે વખતે તો પ્રિયતમા સાથે વિચિત્ર રીતે મિલનસુખ ભોગવવાની આતુર જિજ્ઞાસાથી જાણે શિરપર લાલ મખમલની ટોપી અડાવી, ખુલતો પાયજામો, જીકની ભરેલી બંડી અને લાંબો ભોંયે રોળાતો રેશમી ઝભ્ભો પહેરીને, અત્તરસુવાસિત રૂમાલો હાથમાં રાખીને, બનીઠનીને મોઢામાં ખુશબોદાર તમાકુનો હુક્કો ગગડાવતો એક મોટા ગાદલા ઉપર મોજથી પડતો.

રાત્રિનો અંધકાર જેમ વધતો જતો તેમ એવી આશ્ચર્યકારક ઘટનાઓ બનવા લાગતી કે એનું વર્ણન

પણ મારાથી થઇ શકે એમ નથી. જાણે સુંદર વાર્તાના ખંડો વસંત ઋતુના પવનની લહેરીમાં આ વિશાળ મહેલના ચિત્ર વિચિત્ર ઓરડાઓમાં ઉડીઉડીને ભરાઇ જતા. તેમની પાછળ હું કેટલાક અંતર સુધી તો દોડી જતો પણ મને તો તેનો અંતજ જણાતો નહોતો; છતાં તેમનું અનુસરણ કરતો કરતો હું આખી રાત ઓરડે ઓરડે ફરી વળતો.

આ ખંડ સ્વપ્નના આવર્તની ભીતર, હીનાની સુગંધ, સીતારના કુન કુન કુન અવાજ અને સુગંધિત જલકણોથી પૂર્ણ હવાની લહરીઓની મધ્યમાં વિદ્યુતના ચમકારાની માફક એક સુંદરાંગી રમણીનું અલપ ઝલપ મુખ હું જોઇ શકયો. એણે કેસરી રંગનો પાયજામો પહેરેલો હતો. ગોરા ગુલાબી કોમળ પગમાં સોનેરી જીકનાં ભરેલાં સ્લીપર પહેરેલાં હતાં. અંગે સોનેરી બુટ્ટાવાળો તસતસતો કમખો પહેર્યો હતો. માથે લાલ ટોપી શોભી રહી હતી અને એ ટોપીની સોનેરી ઝાલરો એના હિમધવલ કપોલમાં મોહક રંગ પુરી રહી હતી.

એ સુંદરાંગીએ મને ઉન્મત્ત બનાવી મુકયો. એની શોધમાં નિદ્રા દેવીના મોહમય સ્વપ્ન પ્રદેશમાં ભુલ ભુલામણીવાળી ગલીકુંચીઓમાં થઇને હું ઓરડે ઓરડે ભટકી વળતો.

કેટલીક વાર રાતે મોટા આયના પાસે બે મોટા દીવા બળતા રાખીને ઘણીજ સાવધાનતાપૂર્વક હું શાહજાદાની માફક સજીને તૈયાર થતો હોઉં તે વખતે ઓચીંતી

આયનામાં મારા પ્રતિબિંબની પાસે પેલી પર્શિયન સુંદરાંગીની છાયા પણ મને દૃષ્ટિગોચર થતી હતી. કોઇવાર પોતાની ગરદન નમાવતી, કોઇ વાર પોતાનાં મોટાં કાળાં નયનમાંથી દુઃખ અને તીવ્ર વિલાસપૂર્ણ કટાક્ષપાત કરતી, એના અધરોષ્ઠ ઉપર અસ્ફુટ વાચાનો ભાસ આપતી, નવ-પલ્લવિત થતી લતાની સમાન યૌવનમદમાતા પોતાના નાજુક લલિત અંગને મોહક મરોડ આપતી, ચંચળ ચાલે ચાલતી, હાસ્ય-કટાક્ષ અને આભૂષણોની ચમકની ચીણગારીયો વરસાવતી એ રમણી પાછી ગેબ થઈ જતી. પહાડો ઉપરની વનસ્પતિની સુગંધી ખેંચી લાવતો પવન પોતાના જંગલી ઝપાટાથી મારા દીપકને બુઝાવી નાખતો એટલે કપડાં કાઢીને હું પથારીમાં પડતો. મારી આંખો મીચાઇ જતી, મારા શરીરમાં આનંદનો સંચાર થઇ રહેતો. તે સમયે મારી આસપાસ હવામાં, પહાડી ફુલોની મહેકમાં જાણે લાડ, ચુંબન, કોમળ કરસ્પર્શ આ શાંત અંધકારમાં વ્યાપ્ત થઇને ઘુમી રહ્યાં હતાં. વળી મારા કર્ણમાં મધુરાં ગુંજન થતાં સંભળાતાં. મારા મુખમંડળ ઉપર જાણે કોઈના મુખનો સુગંધિત શ્વાસ આવ્યા કરતો હતો. મારા ગાલ ઉપર મૃદુ સૌરભ અને સુવાસિત રૂમાલ ઉડીઉડીને સ્પર્શ કરતા હતા. પછી ધીરે ધીરે કોઈ અગમ્ય નાગણ મારી આસપાસ વીંટાઇને મને મૂર્છિત કરી નાખે એવી જબ્બર ચુડ ભેરવી દેતી હતી, એટલે હું દીર્ઘ નિઃશ્વાસ નાખતો અચેતન થઇ જતો અને પછી ગાઢ નિંદ્રામાં પડી જતો હતો.

એકવાર સાંઝે ઘોડા ઉપર બેસીને ફરવા જવાનો મેં

નિશ્ચય કર્યો તે વખતે, તમે ફરવા ન જશો એવા મને કોઇ કાલાવાલા કરતું લાગ્યું. તે કોણ હતું તે હું કહી શકતો નથી. પણ એ કાલાવાલા મેં તે દિવસે ગણકાર્યાજ નહિ. ઘોડી ઉપર ભેરવેલાં મારાં કોટ અને ટોપી લેવા હું જતો હતો એટલામાં સુસ્તા નદીની રેતી અને અવાલી પહાડ ઉપરનાં સુકાં પાદડાંની પતાકા ફરકાવતું અચાનક વાવાઝોડું આવી પહોંચ્યું, અને તેમાં મારો કોટ અને ટોપી અદ્ધર ઉડી ગયાં. તેની સાથેજ હર્ષનિર્ભર હાસ્યનો મધુર ધ્વનિ ગાજી ઉઠયો અને તે છેક આસમાને ચડીને અસ્તાચળમાં જઇને લીન થઇ ગયો.

હું ફરવા ન જઇ શકયો, અને બીજે દિવસથી મેં મારો પેલો વિલાયતી કોટ અને હેટ પહેરવાં બીલકુલ છોડી દીધાં.

તે દિવસે પણ મધ્ય રાત્રે મર્મભેદી દુઃખથી જાણે કોઇ ડુસકે ડુસકે રડી રહ્યું હતું. જાણે મારા પલંગની નીચે, ફર્શની નીચે એ રાક્ષસી મહેલની પત્થરની દીવાલની નીચે આવેલી અંધકારપૂર્ણ કબરની ભીતરમાંથી કોઇ કાકલુદીપૂર્ણ સ્વરે રડતું હતું ને કહેતું હતું “ તમે મને અહીંથી બચાવીને અન્યત્ર લઇ જાવ. આ કઠિન માયાનાં, મૃત્યુ સમી નિદ્રાનાં અને મિથ્યા સ્વપ્નનાં દ્વાર તોડી પાડીને તમારી સાથે ઘોડા ઉપર બેસાડીને, તમારી છાતી સરસી ચાંપીને, પહાડો અને જંગલોમાં થઇને નદીને ઓળંગીને મને તમારા સૂર્યપ્રકાશિત ઘરમાં લઇ જાવ. ”

" હું કોણ છું ? હું કેવી રીતે તારો ઉદ્ધાર કરું ? આ સ્વપ્નના ભયંકર વમળમાંથી હું કઇ ડુબતી સુંદરીને જીવંત કામનાને કિનારે ખેંચી લાવું ? ઓ મધુર દિવ્ય રૂપધારિણી તું ક્યારે અને ક્યાં જન્મી હતી ? ક્યા શીતળ ઝરણાને આરે, કઇ ગૃહહીન આરબ રમણીના ગર્ભમાં તું ઉત્પન્ન થઇ ? તને એવો કોણ લુંટારો વનલતાની પુષ્પકળીની માફક માતાની ગોદમાંથી અલગ કરીને, વિજળીના વેગવાળા અશ્વ ઉપર બેસાડીને, મરુભૂમિ વટાવીને, ક્યા બાદશાહના શહેરના દાસીયોના બજારમાં વેચવા માટે લઇ ગયો હતો ? ત્યાં બાદશાહના ક્યા નોકરે તારી નવવિકસિત સલજ્જ કાતર યૌવનની શોભા નિરખીને સુવર્ણમહોરોથી તને ખરીદી લીધી, તને પાલખીમાં બેસાડી અને રાજાના જનાનામાં ઉપહારરૂપે તને અર્પણ કરી દીધી ? અરે એ અંતઃપુરનો શો ઇતિહાસ છે ? ત્યાં સારંગીનું સંગીત, ઘુઘરીઓનો ઝણકાર, તરવારનો ચમકાર, શીરાજી શરાબનો સ્વાદ અને કટાક્ષની ચોટ શિવાય બીજું શું હોઇ શકે ? એક બાજુએ અસીમ ઐશ્વર્ય અને બીજી બાજુએ અનંત કારગારવાસ ! તારી જમણી અને ડાબી બાજુએ ઉભેલી બે બાંદીઓ તને ચમર ઢોળે છે તે વખતે તેણે પહેરેલા કંકણુમાં જડેલા હીરા ઝળકી ઉઠે છે. રાજાઓનો રાજા તારાં કોમળ ચરણો આગળ ઘુંટણીએ પડયો હતો. બહાર યમદૂત જેવો જણાતો ભયાનક એબીસીનિયન હબસી દેવદૂતનો પોશાક ધારણ કરીને હાથમાં નાગી

તલવાર લઇને બેઠો હતો, ત્યારે રક્તકલુષિત ઇર્ષ્યા–ફેન-ષડયંત્ર–સંકુલ ભીષણ ઉજ્વલ ઐશ્વર્યના પ્રવાહમાં વહેતી વહેતી એ મરુભૂમિની પુષ્પમંજરી, તું કયા નિષ્ઠુર મૃત્યુના મુખમાં ચાલી ગઈ ? અથવા તો કયા નિષ્ઠુરતર અને સુંદરતર સ્થાનમાં તારૂં પ્રસ્થાન થયું ?”

એવામાં પેલો ગાંડો મહેરઅલી ઓચીંતો બરાડી ઉઠ્યો “ દૂર હટો, દૂર હટો. સર્વ મિથ્યા છે, સર્વ મિથ્યા છે. ” મેં આંખ ઉઘાડીને જોયું તો બધાર અજવાળું થઈ ગયું હતું. મારો ચપરાશી આવીને મને આજના ટપાલના કાગળો આપી ગયો. મારો રસોઇયો આજે શું ભોજન બનાવવું છે તે મને પૂછવા આવીને ઉભો રહ્યો.

મેં કહ્યું “ હવે મારાથી અહીં એક ઘડી પણ નહિ રહી શકાય.” તેજ દિવસે મેં મારો સરસામાન પેક કરાવી દીધો અને ઑફિસના મકાનમાં હું રહેવા ગયો. મને ઑફિસમાં રહેવા આવેલો જોઈને વૃદ્ધ કરીમખાં જરા હસ્યો. મને ખરો ચાટકો લાગી ગયો પણ બોલ્યા વિના હું મારે કામે લાગી ગયો.

સાંજ પડી એટલે પાછો હું શૂન્યમનસ્ક થઇ ગયો. મને લાગ્યું કે મારે સંકેત સ્થાને જવાનું છે. રૂનો હિસાબ તપાસવાનું કામ મને માલવિનાનું લાગ્યું અને નિઝામનું રાજ્ય પણ કીસ ગણતીમાં, એમ મને થયું. વર્તમાન વિષયની વાતો અને મંત્ર માટે જે ચારે તરફ ભટકી રહ્યા છે, માથાં પટકી રહ્યા છે, તે તમામ મને નિર્જીવ અર્થશૂન્ય અને તુચ્છ ભાસવા લાગ્યું.

મારી લેખિની મેં નીચે મુકી દીધી, ચોપડા મોટા અવાજથી બંધ કરી દીધા અને ડૉગકાર્ટમાં બેસીને ફરવા નીકળી પડયો. મારી ડૉગકાર્ટ બરાબર સંધ્યાકાળ વખતે પેલા વિશાળ મહેલના દરવાજા આગળ આવીને આપોઆપ ઉભી રહી. ધડધડ ધડધડ કરતો હું દાદર ચઢી ગયો અને પેલા પ્રધાન ખંડમાં ગયો.

અહીં શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. મારા ઉપર રીસ ચઢી હોય તેમ કાળા અંધારા ઓરડાઓનાં જાણે મોં ચઢેલાં હતાં. મારૂં હૃદય અનુતાપથી પૂર્ણ હતું, પરંતુ હું કોના મોઢા આગળ મારો એ અનુતાપ વ્યક્ત કરૂં? હું કોની પાસે ક્ષમાની યાચના કરૂં? ત્યાં કોઇ જણાતું નહોતું. શૂન્ય મને હું ઓરડે ઓરડે ફરી વળ્યો. જો મારી પાસે સીતાર હોત તો હું પેલી અજ્ઞાત રમણીને તે વગા-ડીને સંભળાવત. અરે દીપક, ગરીબ બિચારૂં પતંગીયું તારી પાસેથી નાસી છુટયું હતું છતાં એ ફરીથી તારી પાસે આવ્યું છે. એને આટલો ફેરો માફ કર. એની પાંખોને બાળી દે, જ્યોતમાં એને ભસ્મીભૂત કરી દે.

એકાએક ઉંચેથી મારા કપાળ ઉપર બે અશ્રુબિંદુ પડયાં. તે દિવસ અવાલીના પહાડો ઉપર તેનાં શિખર ઢંકાઇ જાય એવાં ધન વાદળાં ચઢી આવ્યાં હતાં. કાળું જંગલ અને સુસ્તાનાં અભરંગી જળ જાણે આતુરતાથી કોઇની રાહ જોઇ રહ્યાં હોય તેમ એકદેશીય દૃષ્ટિથી સ્થિર થઇ રહ્યાં હતાં. એવામાં અચાનક ભૂમિ, જલ અને આકાશ ધ્રુજી ઉઠયાં. સાંકળો તોડીને નાઠેલા, ઉજાગી આવેલી ગાંડ-

છાવાળા દાંતીયાં કરતા દોડતા ગાંડાની માફક વિજળીઓના કડાકા કકડાવતું ભયંકર વાવાઝોડું આખા જંગલમાં પૂર્ણ વેગથી પ્રસરી ગયું. મહેલના નિર્જન આવાસોનાં દ્વાર ભડાભડ બંધ થઇ ગયાં અને જાણે દુઃખનો પોકાર કરતાં હોય એવો રડતો સ્વર કાઢી રહ્યાં હતાં.

નોકરો બધા ઑફિસમાં હતા એટલે કોણ દીવો કરે? રાત તો અંધારી ઘોર હતી. ઘાડા અંધકારમાં મને સ્પષ્ટ અનુભવ થયો કે એક રમણી પલંગની નીચે ગાલીચા ઉપર ઉંધા મુખે પડી પડી એના માથાના વાળને પીંખી રહી હતી, બલ્કે ખેંચીને તોડતી હતી. એના સુંદર કપાળમાંથી રુધિર વહી રહ્યું હતું. ઘડીમાં શુષ્ક તીવ્ર અટ્ટહાસ્ય કરતી એ હસી ઉઠતી, ઘડીમાં મંદ મંદ રડયા કરતી હતી. કિમતી ચોળી હાથ ઘાલીને ફાડી નાખીને બે હાથે છાતી કુટી રહી હતી. એટલામાં બારીમાંથી પવનનો સુસવાટો આવ્યો અને તેની સાથેજ વરસાદની જોસબંધ ઝડીઓ પડવા લાગી અને તેની વાછંટોથી પેલી રમણી બધી પલળી ગઈ.

આખી રાત વરસાદ વરસ્યા કર્યો અને પેલું રોવું કકળવું પણ ચાલુજ હતું. હું વિષાદથી વ્યાપ્ત થતો ઓરડે ઓરડે ભટકવા લાગ્યો. મારે કોને આશ્વાસન આપવું? કોઇ જણાતું નહોતું. આવું અઘોર કલ્પાન્ત કોણ કરતું હતું? અને અનાશ્વાસનીય વિષાદનો શી રીતે ઉદ્દ્ભવ થયો હશે?

પેલો ગાંડો પોકાર કરી ઉઠયો " દૂર હઠો, દૂર હઠો. સર્વ મિથ્યા છે, સર્વ મિથ્યા છે."

પ્રભાત થયું અને આજની ખરાબ ઋતુમાં મહેરઅલી પોતાના નિત્ય નિયમ પ્રમાણે બુમો પાડતો મહેલની આગળ પાછળ રોન ફર્યા કરતો હતો. મને એકાએક ખ્યાલ આવ્યો કે આ મહેરઅલી પણ મારી માફક એકવાર આ મહેલમાં રહેતો હોવો જોઇએ અને તેથીજ એ ગાંડો બની ગયો છે; છતાં આ આરસપહાણના રાક્ષસી મહેલના જાદુગરા મોહથી આકૃષ્ટ થઇને રોજ અહીં ટહેલ્યા કરે છે.

પવન અને વરસાદની દરકાર કર્યા વિના હું એની પાસે દોડી ગયો અને પૂછયું " અલ્યા મહેરઅલી, શું મિથ્યા છે ?"

એણે મને કશો જવાબ આપ્યો નહિ, પણ મને ધક્કો મારીને એ સર્પનાં જડબાંથી આકૃષ્ટ થયેલા ઉડતા પક્ષીની માફક ચીસો પાડતો રોન ફરવા લાગ્યો; અને દૂર હઠો, દૂર હઠો. સર્વ મિથ્યા છે, સર્વ મિથ્યા છે—ના પોકારથી પોતાની જાતને ચેતવણી આપવાનો જીવતોડ પ્રયત્ન કરતો હતો.

વરસાદમાંજ હું ગાંડાની માફક મારી ઑફીસે દોડયો અને કરીમખાનને પૂછયું " કરીમખાન, આ બધાનો શો અર્થ હશે ?"

એ વૃદ્ધે મને નીચેની મતલબની વાત કહી.

ઉક્ત પાદશાહી મહેલમાં એક સમય અનેક અતૃપ્ત વાસનાઓ—અનેક ઉન્મત્ત સંજોગની જવાળાઓ ઉઠયા કરતી હતી. એ સર્વ દીલોના જ્વલનથી, એ સર્વ નિષ્ફળ કામ-

નાઓના અભિશાપથી આ મહેલના પ્રત્યેક પથ્થર ભૂખ્યા અને તરસ્યા બની ગયા હતા, અને તે સજીવ મનુષ્યને જોઇને લુબ્ધ પિશાચની માફક તેને જાણે પોતાની દાઢમાં ગ્રસી લેવાને તીવ્ર ઇચ્છા પ્રકટાવી રહ્યા હતા. જે કોઈ આ મહેલમાં લાગલગટ ત્રણ રાત્રિ રહેતો તે ફરીથી બહાર નીકળવા પામતોજ નહિ. કેવળ મહેરઅલી બહાર નીકળી શકયો હતો, પણ ત્યારે એ ગાંડો થઇ ગયો. મેં પૂછયું " ત્યારે મારી મુકિતનો કોઇજ માર્ગ નથી ? " વૃધ્ધે કહ્યું " એક માર્ગ છે. પણ તે ઘણો વિકટ છે. હું તમને તે માર્ગ કયો છે તે કહીશ, પણ પ્રથમ તમે આ વિલાસ ગૃહમાં એકવાર નિવાસ કરતી એક યુવાન પર્શીયન કન્યાનો વૃત્તાંત સાંભળો. એવી આશ્ચર્યકારક અને હૃદયવિદારક ઘટના આ પૃથ્વી ઉપર બીજી બનીજ નથી. "

એવામાં સ્ટેશનના કુલીઓએ ખબર આપી કે ટ્રેન આવે છે. અમને લાગ્યું કે આટલી બધી જલદી ? અમે ઉતાવળમાં અમારા બીસ્તરા વિગેરે બાંધીને તૈયાર થયા એટલામાં સ્ટેશનમાં ટ્રેન આવી પહોંચી. એ ગાડીમાં ફર્સ્ટ કલાસના ડબામાં બેઠેલ એક તરતનો જ ઉંઘી ઉઠેલ યૂરોપીયન કયું સ્ટેશન આવ્યું તે જોવા બારી બહાર ડોકીયું કરી જોતો હતો. અમારા સહયાત્રી પેલા અસાધારણ પુરુષને એણે જેવો જોયો કે તરતજ " હલ્લો " કરીને હર્ષથી બુમ પાડી ઉઠયો, અને પેલાને પોતાના કમ્પાર્ટમેન્ટમાં બોલાવી લીધો. અમે તો સેકન્ડ કલાસના ડબામાં બેઠા એટલે પેલો અસા-

ધારણ મનુષ્ય કોણ હતો તે પણ અમે ન જાણી શક્યા, અને એની અધુરી રહેલી વાર્તા પણ સાંભળી શકયા નહિ.

મેં મારા થીયોસોફિસ્ટ મિત્રને કહ્યું "પેલો ગૃહસ્થ આપણને બેવકુફ બનાવી ગયો. એણે જે કિસ્સો આપણને સંભળાવ્યો તે આદિથી અંતસુધી બનાવટ હતી."

એ વિષે મારા થીયોસોફીસ્ટ મિત્ર સાથે ચર્ચામાં ઉતરવાથી તેની સાથે મારે જન્મભરની તુટી.

## સ્નેહ-સુચન

અનેક અવસ્થાઓ બદલ્યા પછી એના જીવનના અંત ભાગમાં ગતયૌવના ચુનીએ જે પુરુષનો આશ્રય શોધ્યો હતો, તે પણ એને ફાટેલા વસ્ત્રની માફક તજીને ચાલ્યો ગયો ત્યારે પોતાનું પેટ ભરવા એક મુઠ્ઠીભર અન્ન માટે બીજાનો આશ્રય શોધવા જવાનું હવે એને ઠીક ન લાગ્યું; બલ્કે તેમ કરવામાં એને અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો.

યૌવનદશા પુરી થતાં શુભ્ર શરદ ઋતુ જેવી ગંભીર, પ્રશાંત અને બહુ સુંદર અવસ્થા મનુષ્યને પ્રાપ્ત થાય છે. મનુષ્યની એ પાકટ વય ગણાય છે. એ અવસ્થામાં જીવનની વસંતઋતુ–યૌવનાવસ્થાની ચંચળતા જણાતી નથી. સંસારની ચિંતા ઘણી ઓછી થઇ જાય છે. આપણી ભલાઇ, બુરાઇ, સુખ દુઃખ પરિપકવ દશાને પામીને આપણા અંતરાત્માને પરિણુત અવસ્થામાં પહોંચાડી દે છે. એ સમયે નવીન પ્રણય કરવાની કે મુગ્ધ દૃષ્ટિથી જોવાની

મનુષ્યને પ્રવૃત્તિ નથી થતી. એ સમયમાં તો જુનું સાહચર્યજ ઠીક લાગે છે. યૌવનસૌન્દર્ય ધીમે ધીમે કરમાતું જાય છે. જે મળ્યું નથી તેની આશા છોડીને, જે આપણને છોડીને ચાલ્યાં ગયાં તેનો શોક કરવો મુકી દઇને, જેણે આપણી સાથે છેતરપીંડી કરી તેને ક્ષમા આપીને, જે આપણી નિકટ આવ્યા, જેણે આપણા ઉપર સ્નેહ દાખવ્યો તેને આપણા ગણીને આપણે શાંતિથી વિરામ પામીએ છીએ; અને આ પ્રમાણે આપણી સર્વ આકાંક્ષાઓ આપણને તૃપ્ત થએલી લાગે છે. યૌવનના એ સાયંકાળમાં, જીવનના એ શાંતિપર્વમાં પણ જો જંપીને બેસવાનું ન હોય, પણ નવીન પરિચય કરવાના હોય, નવીન ચેષ્ટાઓ કરવાની હોય, નવી નવી ઉપાધિઓને લીધે દોડા દોડ કરવી પડતી હોય, તો એ અવસ્થા જેવી બીજી કઇ શોચનીય અવસ્થા હોઈ શકે ?

સુનીના યૌવનનો સાયંકાળ હતો. તેવામાં એક દિવસ સવારમાં એણે ઉઠીને જોયું તો એનો પ્રણયી એણે સંચિત કરેલું ધન અને અલંકાર લઇને રાતોરાત નાસી ગયેલો જણાયો. ઘરનું ચઢેલું ભાડું આપવા જેટલા પૈસા પણ તેણે ન રહેવા દીધા. એના ત્રણ વર્ષના બાળકને માટે દૂધ લાવવાનોએ પૈસો એની પાસે ન રહ્યો. એણે વિચાર કર્યો કે “ મારી આડતરીસ વર્ષની ઉંમર થઇ છતાં એક પુરુષને પણ હું મારો ન કરી શકી, એક ઘરનો ખુણો પણ પડી રહેવાને માટે હું મારો ન કરી શકી, ત્યારે આજે ફરીથી મારે આંસુ લુછીને એજ આંખમાં અંજન લગા-

પીને, મોઢામાં પાનના ડુચા ઘાલીને, દાંતને રંગીને, મારા જીર્ણ થયેલા યૌવનને ચમકાવતાં મારે વારાંગના બનીને બજારમાં બેસવાનો વારો આવ્યો. હસતાં હસતાં અસીમ ધૈર્ય ધારીને નવાં હૃદય હરવાનાં—નવી જાળ ફેલાવવાની રહી. અરેરે! મારી આ સ્થિતિ !" આવા વિચાર કરતી કરતી ઘરનાં કમાડ બંધ કરીને પૃથ્વી ઉપર એ વારંવાર પોતાનું માથું પટકવા લાગી. આખો દિવસ કાંઇ પણ ખાધા પીધા વિના એ પડી રહી. સાંજ પડી. ઘરમાં ગાઢ અંધકાર વ્યાપી ગયો. એટલામાં ચુનીનો એક પુરાણો પ્રેમી "ચુની ચુની" કરીને એનાં બારણાં ખખડાવવા લાગ્યો. ચુની બારણું ખોલીને હાથમાં ઝાડુ ઝાલીને વાઘણની માફક ગર્જના કરતી દોડી. પેલો રસપિપાસુ પ્રેમી તો જીવ લઇને નાઠો.

ચુનીનું બાળક ભૂખે રડી રડીને થાકીને ખાટલા નીચે ઉંઘી ગયું હતું તે આ ધમાલથી જાગી ઉઠ્યું, અને અંધારામાં "મા, મા" કરીને રડવા લાગ્યું.

ચુની પોતાના રડતા બાળકને લઇને વિજળીની માફક વેગથી દોડતી દોડતી એક પાસેના કુવામાં કુદી પડી.

કોઈના પડવાનો ધબકારો સાંભળીને પડોશીયો ફાનસ લઇને કુવા ઉપર આવી પહોંચ્યા. ચુની અને એના બાળકને કુવામાંથી બહાર કાઢયાં. ચુની બેશુદ્ધ થઈ ગઇ હતી અને એનું બાળક મરી ગયું હતું.

ચુનીને હોસ્પીટલમાં લઇ જવામાં આવી. દવા કર-

વાથી એને આરામ થયો એટલે આપઘાત કરવાના આરોપ બદલ મેજીસ્ટ્રેટે એની તપાસ કરીને એને સેશન્સ કમીટ કરી.

સેશન્સ જજ એક સ્ટેચ્યુટરી સિવીલિયન મનોહરનાથ કરીને હતો. એ ઘણો કડક જજ હતો. એની કૅાર્ટમાં ચુનીનો કેસ ચાલ્યો અને જજે એને ફાંસીની શિક્ષા ફરમાવી. આ અભાગિની ઉપર દયા લાવીને એને બચાવવા વકીલોએ તો બહુએ મહેનત કરી પણ કાંઈ વળ્યું નહિ. એનું એક કારણ હતું. મનોહરનાથ આર્યમહિલાઓને એક બાજુથી દેવીઓ તરીકે ગણતો અને બીજી બાજુથી સ્ત્રી જાતિ પ્રતિ એના અંતરમાં અણુવિશ્વાસ પેસી ગયો હતો. એનો એવો અભિપ્રાય હતો કે સ્ત્રીયો જાણી જોઇને પોતાના શીલનો ભંગ કરે છે, અને શાસનપદ્ધતિ ઘણી શિથિલ થઇ ગયેલી હોવાથી સમાજમાં ઘણી વિરલ સ્ત્રીઓજ શીલવતી જોવામાં આવે છે. એનો એવો અભિપ્રાય બંધાઈ જવાનું એક કારણ હતું. તે કારણ મનોહરનાથના યૌવનનો ઇતિહાસ જાણ્યા શિવાય આપણને નહિ સમજાય.

મનોહરનાથ કૅાલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે એના આચાર વિચાર બધા જુદાજ પ્રકારના હતા. તે વખતે તો આંખે એ સોનાનાં ચસમાં ચઢાવતો, ફૅશનેબલ દાઢી અને માથે સાહેબશાહી વાળ રખાવતો. એ વખતે ઠાઠમાઠથી રહેવા ઉપર એની વિશેષ દૃષ્ટિ હતી. મદ્યમાંસનો પણ એ ભોગી બની ગયો હતો. એની સાથે એક બીજી પણ લત એને લાગી હતી.

એના ઘરની નજીક એક ગૃહસ્થ રહેતો હતો. તેને ચંબેલી નામની એક ચૌદ પંદર વર્ષની વિધવા પુત્રી હતી.

વહાણમાં બેઠાં બેઠાં સમુદ્રતટ ઉપર આવેલાં વૃક્ષોની હારમાળા આપણને જેવી રમણીય લાગે છે, તેવી વહાણમાંથી ઉતરીને તટ ઉપર આવીને જોવાથી લાગતી નથી; તેમ બિચારી ચંબેલીને વૈધવ્ય દશા પ્રાપ્ત થવાથી થયું. એ એમ નહોતી જાણતી કે આ જગત-યંત્રનું એન્જીન ઘણુંજ જટિલ અને લોખંડ જેવું કઠણ છે. એ એમ નહોતી જાણતી કે આ સંસાર સુખ દુઃખ, સંપત્તિ વિપત્તિ વિગેરે દ્વંદ્વોથી ભરેલું છે. એ તો એમ જાણતી હતી કે જેમ નદીનો સ્વચ્છ જલપ્રવાહ સહજ ભાવથી વહ્યો જાય છે તેમ સંસાર પણ સહજ ભાવથી વહ્યો જતો હશે. ઘરમાં એનાં માતા પિતા અને બે ભાઇઓ શિવાય બીજું કોઇ નહોતું. બન્ને ભાઇઓ સવારે જમીને નિશાળે જતા. સાંજે આવીને વાળું પાણી કરીને વળી પાછા અભ્યાસ માટે રાત્રિશાળામાં જતા હતા. બાપનો પગાર થોડો હતો એટલે છોકરાઓને ભણાવવા ઘેર માસ્તર નહોતો રાખ્યો.

કામકાજથી પરવારતી ત્યારે ચંબેલી બારીએ આવીને બેસતી અને સડક ઉપરથી માણસોની આવ જા થતી તે જોયા કરતી હતી. તરેહ તરેહના રાગ કાઢીને ફેરીયાઓ પોતાનો માલ ખપાવતા હતા. એ બિચારી તો એમજ જાણતી હતી કે ફેરીવાળા, રસ્તે જનાર આવનાર કે માગી ખાનાર ફકીર બધાએ સુખી છે.

સવારે અને સાંજે મનોહરનાથ પૂર્ણ ઠાઠથી વસ્ત્રાલંકાર સજીને ગર્વથી છાતી ફુલાવતો એ માર્ગમાંથી જતો તે આ બાળાની દૃષ્ટિએ વારંવાર પડતો હતો. નાની બાલિકાઓ જેમ ઢીંગલીને સજીવ માનીને તેની સાથે આનંદમાં ખેલ્યા કરે છે, તેમ વિધવા ચંબેલી મનોહરનાથને પોતાના હૃદયમાં સ્થાપિત દેવતા તરીકે ધારણ કરીને તેની સાથે મનોમય રીતે ગેલ કર્યા કરતી હતી.

કોઇ કોઇવાર મનોહરનાથના ઘરમાં રોશની થઇ રહી હોય, નાચનારી આવી હોય તેના કંઠનો મધુર સ્વર અને પગના ઝાંઝરનો ઝણકાર સંભળાયા કરતો હોય, તે વખતે દીપકના પ્રકાશમાં મનોહરનાથનો દીવાલ ઉપર પડતો પડછાયો લુબ્ધ દૃષ્ટિથી જોતી જોતી એ આખી રાત જાગતીજ બેસી રહેતી. એનો વ્યથિત, પીડિત આત્મા પાંજરામાં પુરાયેલા પક્ષીની માફક દુર્દાન્ત આવેગથી હૃદયપિંજર ઉપર ચંચુ–પ્રહાર કરી રહ્યો હતો.

પોતાનો હૃદયેશ્વર આ પ્રમાણે વિલાસભોગ ભોગવી રહ્યો હતો તેથી ચંબેલીના હૃદયમાં શું થતું હશે ?

દીપક જેમ પતંગને પ્રલોભનો આપીને પોતાના તરફ આકર્ષે છે તેમ મનોહરનાથ પોતાના ઘરમાં ગાનતાનના જલસા કરીને, સ્વર્ગસમાં વિલાસસુખનાં પ્રલોભનો બતાવીને ચંબેલીને પોતાની પાસે આકર્ષી રહ્યો હતો. ચંબેલી મોડી રાત સુધી એકલી બેઠી બેઠી મનોહરનાથના ઘરનો પ્રકાશ, સંગીત અને એનો પડછાયો,

તેનું પોતાની કલ્પનાદ્વારા માયા—જગત્ બનાવતી હતી. એ માયાપુરીની વચ્ચોવચ ચંબેલી પોતાના મનોદેવતાને બેસાડતી, મુગ્ધ દૃષ્ટિથી તેને નીહાળતી, લોચન ભરી ભરીને તેનાં દર્શન કરતી અને પોતાના જીવન—યૌવનને વાસનાની આગમાં ધૂપ પેરે ભભરાવીને પોતાના નિર્જન સુનસાન ઘરમાં મનોહરનાથની પૂજા કર્યા કરતી હતી. એ નહોતી જાણતી કે મનોહરનાથના ઘરની અંદર ચાલી રહેલા પ્રમોદપ્રવાહની મધ્યમાં તો પ્રાણ ક્ષય કરનારો દાહ બળી રહ્યો છે. બિચારી વિધવાને દૂરથી શી રીતે દેખાય કે આ નિદ્રાહીન રાત્રિના પ્રકાશની ભીતર એક હૃદયહીન નિષ્ઠુર પ્રલયની ક્રીડા ચાલી રહી હતી. ચંબેલી પોતાના સુનસાન માળની બારીમાં બેસીને પેલું માયામય સ્વર્ગ અને પોતાના કલ્પિત દેવને હૃદયમાં ધારણ કરીને પોતાનું આખું જીવન સુખ—સ્વપ્નનો અનુભવ કરતી કરતી વ્યતીત કરી શકી હોત; પરંતુ એના દુર્ભાગ્યે એના મનો-કલ્પિત દેવ અને સ્વર્ગે પૃથ્વીનો સ્પર્શ કર્યો એટલે સ્વર્ગ પણ નષ્ટ થયું અને સ્વર્ગની કલ્પના કરનાર વ્યક્તિ પણ નષ્ટ થઇને માટીમાં મળી ગઇ.

આ વિધવા ઉપર કેવી રીતે મનોહરનાથની વિકારી દૃષ્ટિ પડી, એણે વિનોદચંદ્ર નામ ધારણ કરીને પ્રેમથી ઉભરાઇ જતો પત્ર કેવી રીતે લખ્યો, ત્યાર પછી આશા, નિરાશા, ઉલ્લાસ, સંકોચમાં પ્રણયી હૃદયોના દિવસો કેમ વ્યતીત થવા લાગ્યા, ત્યાર બાદ પ્રલય જેવા ભયાનક

સુખની ઉન્મત્ત અવસ્થામાં વિધવાની દૃષ્ટિએ આખું જગત
કેવાં કેવાં પ્રલોભનો પાથરી રહ્યું હતું, અને એ પ્રલોભનોમ
લોભાઇને આ સંસારને એ કેવી રીતે ભૂલી ગઇ, અા
અકસ્માત્ એક દિવસ સંસારમાંથી વિરક્ત થઇને કેવી રીતે
દૂર ચાલી ગઇ, તેનું વિસ્તૃત વિવરણુ કરવાની કંઈ
આવશ્કતા નથી.

એક દિવસ મધ્યરાત્રે માતા, પિતા, ભાઇઓ અને ઘ
છોડીને ચંબેલી વિનોચંદનામધારી મનોહરનાથ સાં
ગાડીમાં બેસીને ચાલી ગઇ. ગાડીમાં પોતાનો હૃદય–દે
મનોહરનાથ ચંબેલીની જોડાજોડ બેઠો ત્યારે ચંબેલ
લજ્જાની મારી જાણે મરી ગઇ. ગાડી ચાલવા લાગી ત્યાં
ચંબેલી રડતી રડતી મનોહરનાથને પગે પડી અને કહેવ
લાગી "હું તમારે પગે પડું છું, તમે મને મારે ઘેર પાછ
પહોંચતી કરી દો." મનોહરનાથે પોતાના બન્ને હાથથી એ
મોઢું દાબી દીધું અને ગાડી પૂર્ણ વેગથી ચાલવા લાગી.

પાણીમાં ડુબતા મનુષ્યની દૃષ્ટિ સમક્ષ એક પ
વારમાં સમસ્ત જીવનની ઘટનાઓ આવીને જેમ ખડી થ
જાય છે, તેમ આ બંધ ગાડીના અંધકારમાં ડુબી જત
ચંબેલીના સ્મૃતિપટ ઉપર એક પછી એક નીચેની ઘ
નાઓ રજુ થવા લાગી. એના પિતાને જમતી વખ
પોતે પાસે બેસી ન હોય તો ખાવાનું નહોતું ભાવતું, એ
ભાઇઓ નિશાળેથી છુટીને આવતા એટલે એની પા
ખાવાનું માગતા, સવારમાં માતાની સાથે ઘરનું કામક

કરતી હતી, સાંજે માતા એનો ચોટલો વાળતી હતી. વિગેરે નાનાં મોટાં તમામ કામ એને એક પછી એક યાદ આવવા લાગ્યાં. એને તે જીવન સ્વર્ગસમું જણાયું. ઘરનું કામકાજ કરવું, ભોજન સમયે પિતાને પંખો નાખવો, બે પ્રહર માતાની સેવા કરવી, ભાઇઓની ધીંગામસ્તી સહન કરવી, આ બધું એને શાંતિપૂર્ણ દુર્લભ સુખ જેવું જણાયું. એ વિચાર કરવા લાગી "અત્યારે શીલવતી સ્ત્રીઓ પોતાના ઘરમાં ગાઢ નિદ્રાનું સુખ ભોગવી રહી હશે. હું મારા ઘરમાં પલંગ ઉપર નિશ્ચિંત જીવે સુઇ રહી હતી. હાય, આ વાત પહેલાંથી મને કેમ ન સુઝી ? ગૃહલક્ષ્મીઓ સવારે ઉઠીને સંકોચ વગર પોતાના નિત્ય કાર્યમાં લાગી જશે, ત્યારે ઘર ત્યાગીને નીકળી પડેલી નિદ્રાહીન ચંબેલીની રાત ક્યાં પુરી થશે? પ્રાતઃકાલે ચંબેલીના ઘરમાં સૂર્યનારાયણ પ્રવેશ કરશે ત્યારે ત્યાં કેવો હાહાકાર થઈ જશે ? ઘરનાં બધાંને શરમાઇને મરી જવું પડશે ! કેવું કલંક !"

ચંબેલી બહુ રડી. મનોહરનાથને એણે બહુ બહુ વિનવણી કરી "હજુએ રાત બાકી છે, મારી મા અને મારા ભાઇઓ હજુ ઉંઘતાં હશે, એટલામાં તમે મને મારે ઘેર પાછી મુકી આવો."

એના દેવે એના બોલવા ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહિ. સ્ટેશન આવ્યું. મનોહરનાથે બે સેકન્ડ ક્લાસની ટિકીટ કરાવી અને બન્ને ગાડીમાં બેઠાં, મનોહરનાથ એને ચિરવાંછિત સ્વર્ગલોકમાં લઇ ચાલ્યો.

થોડીવારે દેવ અને સ્વર્ગ બન્ને બીજી ગાડીમાં બેસીને બીજે સ્થળે વિદાય થઈ ગયાં. વિધવા પાપસમુદ્રમાં પડીને ડુબકાં ખાવા લાગી. મનોહરનાથના પૂર્વ વૃત્તાંતની આ એક ઘટનાનો ઉલ્લેખ અમે અહીં કર્યો છે. અશ્લીલતાના ભયે અન્ય ઘટનાઓનો ઉલ્લેખ અહીં નથી કરવામાં આવ્યો.

આ સમયે જુનાં મુડદાંને ચુંથવાની કાંઈ જરૂર નથી. આ સમયે વિનોદચંદ્ર નામનું સ્મરણ રાખનાર કોઈ મનુષ્ય જગતમાં હશે કે નહિ એ મોટો સંદેહ છે. અત્યારે મનોહરનાથ શુદ્ધ આચાર વિચારવાળો બની ગયો છે. હવે એ પોતાનું નિત્ય ખટકર્મ કર્યા કરે છે અને સદા શાસ્ત્રનોજ વિચાર કર્યા કરે છે. પોતાના નાના નાના પુત્રોને પણ એ યોગાભ્યાસ કરાવે છે અને પોતાની પત્નીઓને સૂર્યચંદ્ર તો શું પણ વાયુની પણ જ્યાં ગતિ થતી નથી એવા અંતઃપુરમાં સુરક્ષિત રીતે રાખે છે. પરંતુ એણે એકવાર કેટલીક રમણીઓનો અપરાધ કર્યો હતો એ કારણથી આજ સ્ત્રીઓના સર્વ પ્રકારના સામાજિક અપરાધો બદલ એ કઠોર શિક્ષાનો પ્રબંધ કરતો હતો.

ચુનીને ફાંસી દેવાનો હુકમ કર્યા પછી બે એક દિવસ વીત્યા બાદ વિવિધ પ્રકારના ભોજનનો શોખી મનોહરનાથ જેલના બાગમાં શાક વિગેરે લેવા ફરતો ફરતો જઈ ચઢયો. એ વખતે ચુની પોતાના પતિત જીવનના સર્વ અપરાધોનું સ્મરણ કરીને પશ્ચાત્તાપ કરી રહી છે કે નહિ તે જાણવાના કુતુહલથી જેલની અંદર સ્ત્રીઓના વૉર્ડમાં

ઈ ગયો. ત્યાં લડાઈ ટંટો થતો હોય એવો કોલાહલ એના કાને આવવા લાગ્યો. પાસે જઈને જોયું તો ચુની પહેરાવાળા સિપાઈની સાથે ઝઘડો કરી રહી હતી. મનોહરનાથ મનમાં હસ્યો, વિચાર કર્યો કે સ્ત્રીઓના સ્વભાવજ આવા હોય છે. માથા ઉપર તો મોત ભમી રહ્યું છે છતાં વઢવું ઝઘડવું છોડતી નથી. મનો તો એમ લાગે છે કે એ યમપુરીમાં જશે ત્યાં પણ એ યમના દૂતો જોડે લડ્યા વગર રહેવાની નથી. વળી એને વિચાર આવ્યો કે એને બે અક્ષર ઉપદેશના કહીને મરતી વખતે એના હૃદયમાં કૃતકર્મનો પશ્ચાત્તાપ કરાવવો યોગ્ય છે; એટલે આવા સાધુ ઉદ્દેશથી એ ચુનીની છેક નજીક ગયો. એને જોઈને ચુનીએ બે હાથ જોડીને કરુણ સ્વરે કહ્યું "જજ સાહેબ, તમારી આણ છે, આને કહો મારી વીંટી મને આપી દે."

પૂછવાથી માલમ પડયું કે ચુનીએ ચોટલામાં વીંટી સંતાડી રાખી હતી. પહેરેગીરની અચાનક રીતે એના ઉપર નજર પડી એટલે એની પાસેથી એણે એ વીંટી છીનવી લીધી.

મનોહરનાથ વળી મનમાં હસ્યો. "કાલે તો ફાંસીને લાકડે લટકી જવાની છે છતાં એને વીંટીનો મોહ છુટતો નથી. ઘરેણાંજ સ્ત્રીઓનું સર્વસ્વ છે."

પહેરાવાળાને મનોહરનાથે કહ્યું "ક્યાં છે એ વીંટી, જોઉં." પહેરાવાળાએ વીંટી આપી.

કોઈએ મનોહરનાથની હથેળીમાં જાણે ધગધગતો અંગારો મુકી દીધો હોય તેમ એ વીંટીને જોઈને ચોંકી

ઉઠયો. વીંટીની એક બાજુએ હાથીદાંત ઉપર ઑઇલ પેઇ-ન્ટીંગથી મુછવાળા એક યુવકનો ફોટો ચીતરેલો હતો અને બીજી બાજુએ સુવર્ણચકતી ઉપર કોતરેલું હતું—" વિનોદચંદ્ર."

મનોહરનાથે વીંટીનું નિરીક્ષણ કર્યા પછી ફરી એક વાર ચુનીના મુખ સામું ધારી ધારીને જોયું. ચોવીસ વર્ષ પહેલાંનું એક અશ્રુપૂર્ણ, પ્રીતિથી કોમળ શરમાળ મુખડું એનાં નયન સમક્ષ ખડું થઇ ગયું. એ મુખ જોડે ચુનીનું મુખ ઘણુંજ મળતું આવતું હતું.

મનોહરનાથે વળી એકવાર ફરીથી આ સુવર્ણમુદ્રિકા તરફ નજર કરી. પછી ધીમે ધીમે એણે પોતાનું ડોકું ઉંચું કર્યું ત્યારે એની સન્મુખ પેલી કલંકિની પતિત રમણી નાની સુવર્ણમુદ્રિકાની ઉજ્વલ પ્રભાથી સુવર્ણની દેવીની પ્રતિમા સમાન ઝળકી ઉઠી.

# હાડપિંજર

અમે છોકરાઓ જે ખંડમાં સુઇ રહેતા હતા તેની જોડેના ઓરડામાં મનુષ્યનું હાડપિંજર લટકાવેલું હતું. રાતે આ હાડપીંજરને પવન ખખડાવતો હતો અને દિવસે તેને અમે ખખડાવતા હતા. અમારા વડીલોનો એવો આગ્રહ હતો કે અમારે સર્વ પ્રકારના વિજ્ઞાન શાસ્ત્રમાં પારંગત થવું; એટલે અમે પ્રથમ કેમ્પબેલ મેડીકલ સ્કુલમાં એક વિદ્યાર્થીકને અસ્થિશાસ્ત્ર શીખતા હતા. અમારા વડીલો એમના આગ્રહમાં કેટલે અંશે વિજયવંત નીવડયા તે અમને જે ઓળખે છે તેને કહેવાની જરૂર નથી, અને અમને જે ઓળખતા નથી તેમનાથી તો ગુપ્ત રાખેલું જ સારૂં.

ત્યાર પછી તો ઘણાં વર્ષ વ્યતીત થઇ ગયાં હતાં. પેલું હાડપિંજર પણ ઓરડામાંથી અદૃશ્ય થઇ ગયું હતું તેમજ અમારા મગજમાંથી પેલી અસ્થિવિદ્યા પણ સદં-

તર નાશ પામી હતી. અમારા મગજમાંથી તેનું નામ નિશાને શોધ્યું જડે એમ નહોતું.

એક દિવસ અમારે ઘેર મેમાન આવ્યા હતા એટલે મારે પેલા અસલી ઓરડામાં સુવું પડયું. સ્થાન ફેર થવાથી મને નિદ્રા ન આવી અને હું પાસાં ઘસતો પથારીમાં પડયો પડયો ઘડીઆળમાં કલાકે કલાકે વાગતા ટકોરા ગણ્યા કરતો હતો. આખરે ખુણામાં બળતો દીવો પણ ધીમે ધીમે ઝાંખો થઇને ઓલવાઇ ગયો. અમારા ઘરમાં તાજાજ એક બે ખેદકારક બનાવો બન્યા હતા એટલે દીવાના ઓલવાઇ જવા સાથે મને સ્વાભાવિક રીતે મૃત્યુના વિચાર આવવા લાગ્યા. પ્રકૃતિ દેવીની આ મહાન રંગ-ભૂમિમાં, દીવાની જ્યોતિનું શાશ્વત અંધકારમાં લય થઇ જવું અને આપણા મનુષ્યજીવનની જ્યોતિનું ઓલવાઈ જવું એ બન્ને મને તો સરખું જ લાગ્યું.

વિચારની પરંપરામાં હાડપિંજરનો પણ વારો આવ્યો. હું વિચાર કરતો હતો કે અસ્થિપિંજરનું બનેલું આ શરીર કોના જેવું હશે ? એટલામાં ઓરડાની દીવાલને ઓથે ઓથે મારી પથારીની કોઇ પ્રદક્ષિણા ફરતું હોય એમ મને લાગ્યું. કોઇ ત્વરિત ગતિએ શ્વાસ લેતું મને સંભળાયું. મને લાગ્યું કે એ વ્યક્તિ કશાની શોધ કર્યા કરે છે પણ તેને કશો પત્તો લાગતો નથી. મને લાગ્યું કે આખી રાત ઉંઘ નથી આવી તેથી મારૂં મગજ કાંઇ ભમણા ઉપર ચઢી ગયેલું લાગે છે. મારાં ગંડસ્થલોમાં આવેલી શિરાઓ એટલા જોરથી ધબકી રહી હતી કે જાણે તેમાં

કોઇ દોડાદોડી કરી રહ્યું હોય. મારા આખા શરીરમાં કંપ છુટી ગયો. આ ચિત્તભ્રમમાંથી મુક્તિ મેળવવા હું એકદમ તાણીથી બુમ પાડી ઉઠયો કે "કોણ છે એ ?" તે વ્યક્તિનાં પગલાં મારી પથારી આગળ આવીને અટક્યાં. મને જવાબ મળ્યો "એ તો હું છું. હું મારા હાડપિંજરને ખોળવા આવી છું."

મારી કલ્પના સૃષ્ટિનું જ આ મનુષ્ય હતું, એટલે તેના આગળ ભય વ્યક્ત કરવો જ નકામો છે એમ ધારીને મારા ખોળામાં પડેલા ઉશીકાને જોર દઇને પકડી રાખતો હું સહેજભાવે બોલી ઉઠયો "આટલી રાતે એ કામ તમે ઠીક કાઢયું. હવે એ હાડપિંજર તમને શું ઉપયોગી થઇ પડશે ?"

જવાબ જાણે મચ્છરદાનીમાંથી આવતો હતો "આ કેવો સવાલ ! એ હાડપિંજરમાં તો મારૂં હૃદય હતું. એની આસપાસ તો મારૂં ભરયૌવન ખીલી રહ્યું હતું. તેને એક-વાર ફરી જોવાની મને ઇચ્છા ન થાય ?"

મેં કહ્યું "અલબત્ત થવીજ જોઇએ, એમાં કશું ગેરવ્યાજબીપણું નથી. તમે જેને ખોળતાં હોય તેને ભલે ખોળો પણ મને તો હવે જરા ઉંઘવા દો."

વળી સ્વર સંભળાયો "હું ધારૂં છું કે તમે અહીં એકલાજ છો. ઠીક, જરા વાર હું અહીં બેસીશ અને તમારી સાથે થોડી વાતો કરીશ. વર્ષો પહેલાં હું માણુસો સાથે બેસતી અને તેમની સાથે વાતો કરતી, પણ છેલ્લાં પાંતરીસ વર્ષથી તો સ્મશાનભૂમિનાં

પવનને હું મારા વિલાપ સંભળાવું છું. આજે હું ફરીથી પહેલાંની માફક મનુષ્ય જોડે વાત કરૂં છું." મને લાગ્યું કે કોઇ મારા પલંગ આગળ બેઠું. મેં જોયું કે હવે મારો છુટકો નહોતો એટલે બનતી મીઠાશથી મેં તેને જવાબ દીધો "ત્યારે તો મને મઝા પડશે. પણ કાંઇક આનંદ લાગે એવી વાત કરજો."

"હું તમને મારૂં જીવનવૃત્તાંત જ કહેવા ધારૂં છું. એમાં તમને ઘણી રમુજ પડશે." આ વખતે બરોબર બેના ટકોરા થયા.

"જ્યારે હું જીવતી હતી અને યૌવનાવસ્થામાં આવેલી હતી તે વખતે મને એક જણની મોતના જેટલી બીક લાગતી હતી. તે એક જણ બીજા કોઈ નહિ પણ મારા પતિજ હતા. ગળમાં ભરાયલા મત્સ્ય જેવી મારી મનોદશા હતી. બાલ્યાવસ્થાના શાંત ગૃહમાંથી એક અપરિચિત જને તીક્ષ્ણ ધારવાળી આંકડીથી જાણે મને તેની પાસે ખેંચી લીધી. તેની પાસેથી નાસી છુટવાનો મને કોઇ માર્ગ ન જડયો.

પરણ્યા પછી મારા પતિ બે મહિને ગુજરી ગયા. મારાં સગાં વહાલાં અને સ્નેહીજનોએ મારૂં દુ:ખ જોઇને હૃદય પીગળી જાય એવું આક્રંદ કર્યું. મારા સસરાએ મારા મુખનું ધારી ધારીને નિરીક્ષણ કરી લીધા પછી મારી સાસુને કહ્યું 'તને જણાતું નથી ? જોને આ તો ડાકણ છે.'—કેમ સાંભળો છો કે, વાતમાં રસ પડે છે ને ?"

મેં કહ્યું " ખરેખર ઘણો રસ પડે છે, તમે વાર્તાનો આરંભ અત્યંત રમુજી રીતે કર્યો છે. "

" ચાલો ત્યારે આગળ સાંભળો. હું તો પછી ખુશી થતી મારે પીએર આવતી રહી. લોકો તો જો કે મારાથી છાનુંજ રાખતા હતા પણ મને ખબર પડી ગઇ હતી કે પ્રભુએ મને અલૌકિક સૌન્દર્ય આપ્યું હતું. કેમ તમારો શો અભિપ્રાય છે ? "

મેં કહ્યું " બરોબર હશે, પણ મેં તમને ક્યારે જોયાં છે ?"

" શું મને જોઇજ નથી ? પેલા મારા હાડપિંજરનું શું કહું ? હાહાહાહા ! કાંઇ હરકત નહિ. હું તો મશ્કરી કરતી હતી. પેલાં બખોલો જેવાં જણાતાં મોટાં બે કાણાંમાં તો ચકચકીત કાળાં સ્નેહાર્દ્ર મારાં બે નયનો હતાં અને પેલા બહાર નીકળી આવેલા દાંતીયાં કરતાં દાંત ઉપર તો મારૂં આખું વદનમંડળ આવેલું હતું, અને તેમાં પેલા પરવાળા જેવા ઓષ્ઠ ઉપર તો મધુરૂં સ્મિત ફરકી રહેતું હતું તે વાત હવે હું તમને કેવી રીતે મનાવી શકું ? ટુંકામાં પેલા સુકા હાડકાના માળા ઉપર જ એક વાર મારી જુવાની પુર બહારમાં, પુર રંગમાં લલિત લાવણ્યથી યોગીના હૃદયને પણ ચલિત કરી દેતી, મુગ્ધ કરી દેતી, ખીલી રહી હતી એનો તમને કાંઇક ખ્યાલ આપતાં પણ મને હસવું આવે છે, મને ક્રોધ પણ ચઢી જાય છે. "

" મારા વખતના ઘણા પ્રખ્યાત ડૉકટરોને પણ

સ્વપ્ને ખ્યાલ નહિ આવ્યો હોય કે મારાં હાડકાં અસ્થિશાસ્ત્ર શીખવવાના ઉપયોગમાં લેવાશે. તમે જાણો છો, એક ડૉકટરે તો મને કનકની ચંપકકલિકાની ઉપમા આપી હતી. એમના મત પ્રમાણે મારા શિવાયના તમામ મનુષ્યપ્રાણી ઇન્દ્રિય-વિજ્ઞાન—શાસ્ત્રના માત્ર નમુના જ છે; ફક્ત હું જ સૌન્દર્યની પ્રાણવંતી દેવી હતી. ચંપકપુષ્પના હાડપિંજરનો વિચાર આવી શકે છે ?

જ્યારે હું ચાલતી, ત્યારે જેમ હીરાનાં તેજસ્વી કિરણોનો ઝળઝળાટ ચારે તરફ ફેલાઇ રહે તેમ મારા સૌન્દર્યના ઝગઝગાટની છોળો ચારે બાજુએ ઉડી રહેતી હતી. હું કલાકોના કલાકો સુધી મારા કરકમળ સામું મુગ્ધ ભાવથી જોયા કરતી હતી. તે સમયે એ કરકમળમાં ભલ-ભલા શ્રેષ્ઠ નરવીરોને પોતાની હથેળીમાં નચાવી શકે એવી શક્તિ હતી.

"પરંતુ મારા મુડદાલ અસ્થિપિંજરે તમારી સમક્ષ મારી વિરુદ્ધ ખોટી સાક્ષી પુરી છે. મારી નિર્લજ્જપણે એણે બદનક્ષી કરી છે. એનું જુઠાણું ઉઘાડું પાડવા હું અશક્ત હતી, તે કારણને લઇને જ સૌના કરતાં મને તમારા ઉપર બહુ ઝાંજ ચઢે છે. મને એવું થાય છે કે જાણે મારા ગુલાબી મોહક સૌન્દર્યનું તમને દર્શન કરાવીને તમારી આંખની નિદ્રાને હું નિરંતરનો દેશવટો આપી દઉં, અને તમારા મગજમાં જે દુષ્ટ અસ્થિવિદ્યાનું ભૂંસું ભરાયલું છે તેને વાળી ઝુડીને સાફ કરી દઉં."

હું ગર્જી ઉઠયો " જો તમે અત્યારે જીવતાં હોત તો હું તમારા સમ ખાઇને કહેત કે મારા મગજમાં અત્યારે એ અસ્થિવિદ્યાનું અસ્તિત્વ સરખુંયે રહ્યું નથી. અત્યારે તો આ પાછલી રાતના અભેદ્ય અંધકારમાં પણ મનોરમ રમણીયતાનું તેજોપૂર્ણ દશ્ય મારા મગજમાં રમી રહ્યું છે. આથી વિશેષ હું કાંઇ કહી શકતો નથી."

પેલો સ્વર ચાલુજ રહ્યો " મારે કોઇ બહેનપણી નહોતી. મારા એકના એક ભાઇએ કુંવારા રહેવાનો નિશ્ચય કર્યો હતો એટલે મારા ઘરમાં સ્ત્રીઓમાં જુઓ તો હું એકલી જ. એકલી એકલી હું બાગમાં એકાદ વૃક્ષ નીચે બેસતી અને સકળ સંસારને મારી મોહિની લાગી હતી એવાં સ્વપ્નાં જોતી હતી. તારાઓ અનિમિષ લોચને મારી ખુબસુરતીનું પાન કરી રહ્યા હતા. વાયુને પણ મારા લલિત અંગને સ્પર્શ કરવાનું મન થઇ જતું એટલે ગમે તે કારણે વાયુ વાતો અને મારો સ્પર્શ કરીનું મૃદુ નિસાસા નાખતો. ઝીણું ઝીણું લીલું ઘાસ ઉગી રહેલી ભૂમિ, જેના ઉપર મેં મારાં પાદપદ્મ મુકેલાં હતાં તે ભૂમિ કદાચ ચેતનાવાળી હોત તોયે મારા પાદના સ્પર્શથી પુનઃ ચેતનારહિત થઇ જાત. મને લાગ્યું કે આ સૃષ્ટિના તમામ જુવાન માણસો મારા પગ નીચેની જમીનમાં ઉગેલા ઘાસનાં પાતરાં હતાં. અવિચારે મારૂં હૃદય ઉદાસ બની જતું. મારા ભાઇનો મિત્ર શેખર ડૉકટરની પરીક્ષામાં પાસ થયા પછી અમારા ઘરનો ફેમિલી ડૉકટર થયો. હું એને વારંવાર છાનીમાની જોયા કરતી હતી. મારો ભાઈ વિચિત્ર

માણુસ હતો અને દુનિઆને ઉઘાડી આંખ છતાં જોવાની એણે દરકાર કરી નહિ. એની અભિરુચિ માટે દુનિઆમાં જોઇએ તેટલી ખાલી જગ્યા નહોતી તેથી એણે તો એકાંતિક જીવનનો અનુભવ લેવા માંડયો. એટલે હવે તો રોજ એકલો શેખર જ મારી દષ્ટિએ પડવા લાગ્યો. અને જ્યારે હું સાંજે બાગમાં મારાં ચરણો આગળ મારી કલ્પનાના યુવાનોની સભા ભરીને બેસતી તે વખતે તેમાંનો પ્રત્યેક યુવાન મને શેખર જણાતો.—કેમ સાંભળો છો ને? શો વિચાર કરો છો?"

મેં નિઃશ્વાસ નાખીને જવાબ આપ્યો "હું શેખર હોત તો?" "ઉભા રહો. મારી આખી વાત સાંભળી લો. વર્ષાઋતુમાં એકવાર મને તાવ આવ્યો હતો. ડૉકટર મને જોવા આવ્યા. અમારૂં એ પ્રથમ મિલન હતું. હું બારી આગળ એટલા સારૂ આડી પડી હતી કે સાંજના આકાશની રતાશ મારા મુખની ફીકાશ ઉપર કાંઈ અસર કરી શકે. ડૉકટર અંદર આવીને મને જોવા લાગ્યા ત્યારે ડૉકટરને સ્થાનેથી હું જ જાણે મને પોતાને જોઇ રહી હોઉં એવી કલ્પના મે કરી. સંધ્યાના સોનેરી પ્રકાશમાં મને જણાયું કે મારૂં સોહામણું ફીકકું વદન ધોળા મૃદુ તકીયાને અઢેલીને લચી પડેલા પુષ્પની માફક નરમ થઇને પડયું હતું, મારા છુટા વાળની લટો મારા કપાળ ઉપર જાણે રમ્યા કરતી હતી, અને શરમથી નીચાં ઢળી ગયેલાં મારી આંખનાં પોપચાં મારા આખા વદનમંડળ ઉપર કરુણાજનક છાયા પાથરી દેતાં હતાં.

ડૉક્ટરે શરમાતાં શરમાતાં મારા ભાઇને ધીમે રહીને પૂછ્યું "હું આમની નાડ તપાસું ?"

મેં ઓઢેલું ખસેડી નાંખીને મારો શ્રમિત ગોળ-મટોળ હાથ લાંબો કર્યો. એ હાથને જોતાં મને વિચાર આવ્યો કે મારા હાથમાં બંગડી હોત તો કેવું સારૂં ? દરદીની નાડ તપાસવામાં આટલી બધી કફોડી સ્થિતિ થયેલી મેં કોઇ ડૉક્ટરની જોયેલી નહિ. એમણે નાડ જોવા સારૂ મારા કાંડા ઉપર આંગળીઓ મુકી તે મને ધ્રુજતી લાગી. એમણે મારા હાથની નાડ જોઇ, મેં એમના હૃદયની નાડ તપાસી. કેમ ખરૂં નથી માનતા?"

મેં કહ્યું "હું માનું છું, હૃદયના ધબકારા બધી વાત કહી દે છે."

હું ઘણી વખત માંદી પડી અને ઘણીવાર સાજી થઇ, તે અરસામાં સાયંકાળના મારા કલ્પનાના આતિથ્યનો સ્વીકાર કરનારા મારા કલ્પિત પુરુષો ધીમે ધીમે ઓછા થઇ ગયા અને છેવટે એક ઉપરજ વાત આવી. એક ડૉક્ટર અને એક દરદી એટલામાંજ મારી સૃષ્ટિનો સમાવેશ થઇ ગયો. હવે હું સંધ્યા સમયે ગુપ્ત રીતે સફેદ સાડી પરિધાન કરતી હતી. મારા અંબોડામાં સફેદ જુઇનાં પુષ્પનો હું ગજરો ઘાલતી અને પછી મારા નિત્ય નિયમ પ્રમાણે હાથમાં આયનો ઝાલીને વૃક્ષની નીચે બેસતી હતી.

વારૂ, તમે એમ ધારો છો કે વારંવાર પોતાનું રૂપ નીરખ્યા કરવાથી કંટાળો આવે છે ? ના, તમે એમ ન ધારશો. મારા સ્વરૂપને હું મારી દૃષ્ટિએ નહોતી જોતી.

તે વખતે હું એક હતી અને બે પણ હતી. હું પેલા ડૉક્ટરની દૃષ્ટિએ મારૂં સ્વરૂપ જોતી હતી. જેમ જેમ હું તેની દૃષ્ટિએ મારા સ્વરૂપને જોવા લાગી તેમ તેમ હું તેમાં વધારે મુગ્ધ થવા લાગી અને હું ઉન્મત્ત રીતે પ્રેમાસક્ત થઈ ગઇ. મારી જાતને મેં આટલાં બધાં લાડ લડાવ્યાં છતાં સંધ્યાકાળના પવનની લહેરી માફક મારા હૃદયમાં નીસાસો સુસવાટા મારી રહ્યો હતો."

"ત્યાર પછીથી હું કદીએ એકલી બેસતી નહિ. જ્યારે ચાલતી ત્યારે પૃથ્વી ઉપર મારા પગની આંગળીઓનાં ટેરવાં થનગન થનગન નાચી રહેતાં હતાં અને તે હું મારી નજરે જોયા કરતી હતી. મને વિચાર થતો કે ડૉકટર મારા આ વ્યાપારને જુએ તો એ શું ધારે?"

મધ્યાન્હ થતો તે વખતે આકાશ સૂર્યના તેજથી જળહળી રહેતું. ફક્ત અહીંતહીં ઉડતી સમડીનો અવાજ સંભળાયા કરતો હતો. બહાર ફેરીયો બુમ મારતો "બંગડીઓ લેવી છે કાચની બંગડીઓ!" હું બાગમાં ઘાસવાળી જમીન ઉપર ઉજળી દૂધ જેવી ધોળી ચાદર પાથરીને મારૂં માથું મારા હાથ ઉપર ટેકવીને એક પડખે સૂઇ રહેતી. મારો બીજો હાથ હું જાણી જોઇને મારા બીજી પાસના અંગ ઉપર રમતો મુકી રાખતી અને હું તરંગોમાં ડુબી જતી. જાણે મારા હાથની આ સુંદર લઢણ "કોઇની" દૃષ્ટિએ પડતી, એટલે તે "કોઇ" પોતાના બે હાથમાં મારો તે હાથ લેતો અને ગુલાબી હથેળીમાં ચુંબન કરીને તે ચાલ્યો જતો.—અહીંથીજ

હું મારી કથાની પૂર્ણાહુતિ કરૂં તો કાંઇ અજુગતું લાગશે ? મેં જવાબ દીધો "બહુ અજુગતું તો નહિ લાગે. વાત તો જરા અધુરી રહેશે, પણ એ અધુરી છાયાને હું બાકી રહેલી રાતમાં મારી વિચારશક્તિની પીંછી લગાવી પૂર્ણ કરી દઇશ." "પણ એથી તો વાર્તામાં ગંભીરપણું આવી જશે. એમાં હસવાને કયાં સ્થાન મળશે ? દાંત કકડાવતું હાડપિંજર કયાં જશે ? માટે મને વાત પુરીજ કરવા દો."

"ડોકટરની પ્રેકિટસ જરા ઠીક ચાલવા લાગી એટલે એમણે પોતાના દવાખાના માટે અમારા ઘરનો નીચેનો ભાગ રાખી લીધો. હું એમની સાથે વાતો કરતી અને કેટલીક વાર મશ્કરીમાં પૂછતી પણ ખરી કે અમુક જાતની દવા અથવા અમુક જાતનું વિષ કેટલા પ્રમાણમાં લેવાઇ ગયું હોય તો મનુષ્યનું મૃત્યુ નીપજાવી શકે ? એમના મનગમતો વિષય હતો એટલે એ સમજાવતાં એ ઘણા ખીલતા અને સચોટ રીતે એનું સ્પષ્ટીકરણ કરતા હતા. આવી વાતોથી હું મૃત્યુના વિચારમાં ટેવાઇ ગઇ. એટલે હવે મારી સૃષ્ટિમાં માત્ર બેજ વસ્તુઓ રહી હતી. "પ્રેમ અને મૃત્યુ." હવે મારી વાતો પુરી થવા જેવીજ છે—બહુ થોડી બાકી રહી છે."

હું બબડયો "રાત પણ કયાંરે હવે બહુ રહી છે ?"

"કેટલાક સમય પછી ડોકટર શૂન્યમનસ્ક થતા જતા હોય એમ મને જણાયું. એક વાતથી એ ઘણા શરમાતા

હોય એમ મને લાગ્યું અને તે વાત એ મારાથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા હતા. એક દિવસ એ સુંદર પોષાક પહેરીને મારા ભાઇ પાસે આવીને અમારી ગાડી એમને જોઈતી હતી તે માગી ગયા.

હું તુરતજ મારા ભાઈ પાસે ગઇ. તેમની સાથે કેટલીક આડી વાતો કર્યા પછી મેં એમને પૂછ્યું. "મોટા ભાઇ, ડોકટર આજે તમારી ગાડી માગી ગયા તે એ ક્યાં જવાના છે?"

મારા ભાઇએ ટુંકામાંજ કહ્યું "મૃત્યુને માર્ગે."

મેં આજીજી કરીને પૂછ્યું "ના ના ખરૂં કહોને, એ ક્યાં જવાના છે?"

એમણે કહ્યું "પરણવાને."

હું ખુબ હસતી હસતી બોલી "એમ."

મને ધીમે ધીમે બાતમી મળી કે ડૉકટરનાં ભવિષ્યનાં પત્ની એમનાં પિતાનાં એકનાં એક પુત્રી હોવાથી મોટો વારસો લઇને આવવાનાં હતાં. પણ એમણે આ વાત મારાથી શા માટે ગુપ્ત રાખી હશે? મેં એમને એમ કહ્યું હતું કે તમે જો લગ્ન કરશો તો મારૂં જીગર તુટી પડશે! પુરુષોનો વિશ્વાસજ ન કરવો જોઇએ. મારા જીવનમાં મને ફક્ત એકજ પુરુષ જોડે પરિચય પડયો, અને એક પળવારમાં મેં આ સત્ય શોધી કાઢયું.

ડૉકટર પરવારીને પોતાના કાર્યમાટે જવાને તૈયાર થઇને આવ્યા એટલે લહેરો લેતા જળની પેઠે હું ચોડી-

વાર મંદમંદ હસી અને પછી બોલી "ત્યારે ડૉકટર, આજે રાતે તમારાં લગ્ન થઈ જવાનાં કેમ?"

મારી આ ટોળથી ડૉકટર ઝંખવાણા પડી ગયા એટલુંજ નહિ પણ એ તો ખરેખરા ઉકળી ગયા. મેં તો આગળ ચલાવ્યું "કેમ કાંઇ રોશની એ નથી, અને વાજાં એ નથી આવ્યાં? નિઃશ્વાસ નાખતા એ બોલ્યા "લગ્ન એવું હર્ષભર્યું ટાણું છે?"

હું ફરીથી હસી પડી અને બોલી "ડૉકટર, એમ નહિ ચાલશે. રોશની અને વાજાં વગર લગ્ન થતાં સાંભળ્યાં છે?" મેં મારા ભાઇને ખાસ દાબીને આગ્રહ કર્યો કે આમ લુખ્ખાં લગ્ન ન થઇ શકે. એટલે એમણે પુરા ઠાઠથી વરઘોડો કાઢવાનો બંદોબસ્ત કરી દીધો. પછી હું ડૉકટરને પૂછવા લાગી "ત્યારે ડૉકટર, હજુએ નાડ જોવાનું ચાલુ રાખશો?" જો કે મનુષ્યનાં મન અને તેમાં એ ખાસ કરીને પુરુષોનાં મન પરખવાં ઘણાં મુશ્કેલ છે, છતાંએ હું પ્રતિજ્ઞાપૂર્વક કહી શકું છું કે મારાં ઉપલાં વચન તીરની માફક ડૉકટરના હૃદયને વીંધી રહ્યાં હતાં.

લગ્નવિધિ ઘણી મોડી રાતે થવાની હતી. એટલે મારા મોટા ભાઇ અને ડૉકટર એમના નિત્ય નિયમ મુજબ દ્રાક્ષાસવનું પાન કરવામાં મશગુલ બની ગયા હતા. ચંદ્રનો ઉદય હમણાંજ થયો હતો. એમની પાસે જઇને મેં ડૉકટરને યાદ દેવડાવ્યું "કેમ લગ્નની વાત ભૂલી ગયા કે શું? હવે તમારે જવાનો સમય થયો."

અહીં એક વાત મારે તમને કહી દેવી જોઇએ. ઉપર પ્રમાણે ડૉકટરને કહીને હું એકદમ નીચે ઉતરી પડી. ડૉકટરના દવાખાનામાં જઈ એક દવાની પડીકી લીધી અને છાનીમાની કોઇ દેખે નહિ એમ ડૉકટરના પ્યાલામાં તે પડીકીની દવા મેં નાખી દીધી.

ડૉકટર પ્યાલો મોઢે માંડીને દ્રાક્ષાસવ ગટગટાવતા હતા. પછી ઘોર અવાજે અને મારા હૃદયને ચીરી નાખે એવો દૃષ્ટિપાત કરતા એ બોલ્યા "ત્યારે હવે હું જાઉં છું."

વાજાંનો સુર સંભળાવા લાગ્યો. હું મારા આવાસમાં ગઇ અને જાણે પરણવાની હોઉં તેવાં લગ્ન અવસરનાં વસ્ત્રાલંકાર મારે અંગે મેં ધારણ કર્યા. મારી પાસે જેટલા દાગીના અને જર ઝવેરાત હતું તે તમામ મેં પહેરી લીધું. મેં મારા માથાના વાળના સેંથામાં હીંગળોક લગાવ્યું, કપાળમાં ચાંલ્લો કર્યો અને જાણે હું વરને નીરખવા અને તેમનો પાણિ ગ્રહણ કરવા લગ્નમંડપમાં જતી હોઉં તેમ બાગમાં વૃક્ષ નીચે ગઇ અને ત્યાં મારી શય્યા તૈયાર કરી.

રાત રમણીય લાગતી હતી. મૃદુ દક્ષિણ પવન સૃષ્ટિના શ્રમને હરી લેતો હતો. જુઇનાં પુષ્પની સુવાસથી આખો બાગ મહેક મહેક થઇ રહ્યો હતો.

વાજાંનો સુર ધીમે ધીમે બંધ પડવા લાગ્યો, ચંદ્રજ્યોત્સ્ના ધીમે ધીમે ઝાંખી લાગી. આ સૃષ્ટિ સાથેનો મારો જીવન ભરનો સંબંધ માયાની માફક મારી દૃષ્ટિથી ધીમે ધીમે અદૃશ્ય થતો જણાયો.—પછી મેં મારાં નયન મીંચી દીધાં અને હું હસી.

મેં એવું અનુમાન બાંધ્યું હતું કે લોકો આવીને ને જોશે ત્યારે મારા રતુમડા હોઠ ઉપર તેમને સ્મિત ક્રી રહેલું જણાશે. કારણકે જ્યારે હું સદાને માટે મારા ા શાશ્વત લગ્નમંડપમાં ધીમે ધીમે પ્રવેશ કરતી હોઉં ારે મારા હોઠ ઉપર મારા વદનમંડળને દેદીપ્યમાન તું મધુરૂં સ્મિત ફરકતું જણાય એવી મારી આકાંક્ષા હતી.

પરંતુ હાય એ લગ્નમંડપ, હાય એ વિવાહના વસ્ત્રા-કાર, મારા હૃદયમાં થતા ખડખડાટથી હું જાગી ઉઠી ત્યારે ણાયું કે ત્રણ છોકરાં મારા હાડપિંજરની મદદથી અસ્થિ-ાઓ ભણતાં હતાં. મારા વક્ષઃસ્થળમાં જ્યાં હર્ષ અને ાકના ધબકારા થતા હતા અને જ્યાં મારા યાવનની ાંખડીઓ એક પછી એક ખીલવા લાગી હતી, ત્યાં પોઇ-ાર ઠોકી ઠોકીને શિક્ષક મારાં અસ્થિનાં નામ શિખવ-ામાં ગુંથાઇ ગયો હતો. અરેરે, તમે જે વખતે મારા ાડપિંજરની મદદથી પૃથક્ પૃથક્ અસ્થિનાં નામ શીખતા તા, તે વખતે પૂર્ણ કાળજી રાખીને મારા અંત સમયે ાચવી રાખેલું મધુર સ્મિતનું નામ નિશાન સરખું તમને ણાયું હતું ?"

"કેમ આ વાત તમને કેવી લાગી ?"

મેં કહ્યું "ઘણીજ આલ્હાદક." એટલામાં કાકા કરતા ાગડા બોલવા લાગ્યા. મેં પૂછ્યું "હજુ અહીંજ છો ને?" ાને કશો જવાબ મળ્યો નહિ. સવારનું અજવાળું મારા ાયનખંડમાં આવવા લાગ્યું.

## એક હતો રાજા

એક હતો રાજા.

જ્યારે અમે છેક નાના હતા ત્યારે અમારી વાર્તાનું મંડાણ " એક હતો રાજા " ત્યાંથી થતું; પરંતુ તે રાજા કોણ હતો તે જાણવાની અમને કશી પડી ન હોતી, તેમ તેનું નામ શિલાદિત્ય હતું કે શાલિવાહન હતું, તે કાશીમાં રહેતો કે કનોજમાં રહેતો, તે જાણવાનીએ અમને કશી પરવા રહેતી નહિ. સાત વર્ષના નાના બાળકનું હૈયું ફક્ત એકજ વાતે હર્ષથી હલમલી રહેતું હતું. તે વાત સર્વ સત્યોનું સત્ય, સાર્વભૌમ સત્ય " એક હતો રાજા " એટલીજ હતી.

પરંતુ વર્તમાન યુગનો વાંચકવૃંદ વધારે ચોક્કસ હોય છે અને બીજા પાસેથી પણ વધારે ચોક્કસપણું માગે છે. વાર્તાનું મંડાણ ઉપર પ્રમાણે થતું એ જ્યારે સાંભળે છે ત્યારે તેઓ એકદમ ઝીણા અને શંકાશીલ બને છે, અને વિજ્ઞાનની સર્ચલાઇટ મુકીને વાર્તાને ધારી ધારીને તપાસે છે અને પછી પૂછે છે " કયો રાજા ?"

આવા પ્રશ્નો થવા લાગ્યા એટલે વાર્તા કહેનારાઓ
વારે ચોક્કસ બનતા ગયા. હવે તેઓ "એક હતો રાજા"
મ કહીને વાર્તાની શરૂઆત નહોતા કરતા પણ મહા-
નીનો ડોળ ઘાલતા તેઓ આવી રીતે શરૂઆત કરતા કે
એક અજાતશત્રુ કરીને રાજા હતો." આટલો સુધારો
યો હતો તોપણુ વર્તમાનકાળના વાંચકવૃંદને સંતોષ
યેલો ન જણાયો. વળી પાછા એ વિજ્ઞાનનાં ચસમાં નાકે
ઢાળીને આંખો મટમટાવતા વાર્તાકારને બીજો પ્રશ્ન પૂછવા
ગ્યા "કયો અજાતશત્રુ?" વાર્તાકારને સ્પષ્ટીકરણુ કરવું પડે છે.
પ્રત્યેક વિદ્યાર્થી જાણે છે કે અત્યાર સૃષ્ટિમાં ત્રણ અજાત-
ત્રુઓ થઈ ગયા. પહેલો ઇ. સ. પૂર્વે વીસમા શતકમાં
જન્મ્યો હતો અને અઢી વર્ષની કુમળી વયમાં ગુજરી ગયો.
તેના રાજ્યનો સવિસ્તર વિશ્વસનીય વૃત્તાંત કોઇ પાસેથી
મળી શકયો તેને માટે મને ઘણી દીલગીરી થાય છે.
બીજો અજાતશત્રુ ઇતિહાસકારોને સારી રીતે જ્ઞાત છે.
ઇતિહાસની નવી એન્સાઇકલોપીડીયા—જ્ઞાનચક્રમાં તમે દૃષ્ટિ-
પાત કરશો તો..........."

આટલાથી વાંચકવૃંદની શંકાઓનું સામાધાન થઇ જાય
છે. એને વાર્તાકારમાં વિશ્વાસ ચોંટે છે. એ મનોગત કહે છે
"હવે તો આપણને બોધ લેવા જેવી વાર્તાનો લાભ
મળી શકે છે."

જુઓને, આપણને ભ્રાન્તિમાં પડવું કેવું ગમે છે?
આપણે કાંઇ જાણતા નથી એવું કોઇ ધારી લેશે તો? એ

વિચારે આપણા હૃદયમાં ગુપ્ત વાસ કર્યા કરે છે. છેવટે તો આપણે કબુલ કરવુંજ પડે છે કે આપણે ઘણા અજ્ઞાન છીએ છતાં એ વાત આપણે ઝટ કબુલ કરતા નથી.

અંગ્રેજીમાં એક કહેવત છે કે "તમે મને કાંઇ પૂછશો નહિ તો હું બીલકુલે જુઠું નહિ બોલું." સાત વર્ષનો છોકરો જે પરીઓની વાર્તા સાંભળે છે તે એ વાર્તા સારી રીતે સમજી શકે છે; અને વાર્તા કહેવાતી હોય તે દરમ્યાન એ કાંઇ પ્રશ્નો પૂછતો નથી. તેથી એ વાર્તાનું સ્વચ્છ અને સુંદર અસત્ય નાના બાળકની માફક ઉઘાડું અને નિર્દોષ રહે છે, અને મૂર્તિમંત સત્ય સમું પારદર્શક અને નિર્મળ ઝરણના નીતરા પાણી જેવું હોય છે. આપણી આધુનિક વાર્તાઓમાં પણ અસત્ય તો રહેલુંજ છે પરંતુ એ અસત્ય એના ખરા સ્વરૂપમાં નહિ જણાતાં વિદ્વાનોના બુદ્ધિબળથી ઢંકાયલું રહે છે. વાંચનાર જો આ બુદ્ધિબળને ભેદીને છુપાઇ રહેલું અસત્ય પકડી કાઢે છે, તો તરતજ પેલા વાર્તાકાર ઉપરનો એનો વિશ્વાસ ઉડી જાય છે.

અમે નાના હતા ત્યારે અમારી પોતાની રીતે વાર્તાની મિષ્ટતા ઘણી સારી રીતે સમજી શકતા અને અમારા સમજવામાં બીલકુલે ભૂલ થતી નહિ. જ્ઞાન જેવી ક્ષુલ્લક વસ્તુ ઉપર અમે જરાએ ધ્યાન આપતા નહિ. અમને તો ફક્ત સત્યનીજ જરૂર હતી. અમારાં આયના જેવાં વિકાર વિનાનાં નિર્મળ હૃદયને સત્ય કયાં હોય છે અને તેને કેવી રીતે પમાય છે એ ઘણી સારી રીતે જ્ઞાત હતું. આજે

એ ના એજ અમે વિવિધ હકિકતથી પાનાંનાં પાનાં ભરી કાઢીએ, પરંતુ તેમાં સત્ય જોઇએ તો માત્ર આટલુંજ—

"એક હતો રાજા."

કલકત્તામાં નાનપણમાં મેં એક વાત સાંભળી હતી. તે મને અત્યારે ખાસ યાદ આવે છે. તે દિવસે સાંજ પડી રહ્યો હતો, પવન પણ પુષ્કળ હતો. આખા શહેરમાં રેલ આવી ગઇ હતી. અમારી પોળમાં ઘુંટણ સમાં પાણી થઇ ગયાં હતાં. મને મનમાં એવું થયા કરતું હતું કે આજે મારા માસ્તરથી ભણાવા ન આવી શકાય તો બહુ સારૂં થાય. હું ઓટલા ઉપર પડેલા બાંકડા ઉપર બેઠો બેઠો પોળ સામી દૃષ્ટિ કરી રહ્યો હતો. તે વખતે મારી છાતી તમે જોઇ હોય તો ધડક ધડક થયા કરતી હતી. હું મિનીટે મિનીટે વરસાદ સામું જોયા કરતો અને જો એ રહી જવા આવતો તો બે હાથ જોડીને હું પ્રભુની પ્રાર્થના કરતો કે ભગવાન, સાડા સાત વાગ્યા સુધી પુષ્કળ વરસાદ વરસાવજે. તે વખતે હું તો એમજ જાણતો હતો કે વરસાદની જરૂર ફક્ત એકજ કાર્ય સિદ્ધ કરવા માટે હતી; અને તે એ કે જો વરસાદ આવે તો આપણે માસ્તરના સપાટામાંથી છુટી જઇએ.

કદાચ મારી પ્રાર્થનાને લીધે નહિ હોય તો પ્રકૃતિના નિયમને અનુસરીને હશે; ગમે તેમ હો પણ વરસાદનું જોર તો બીલકુલે કમી થયું નહિ. મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે મારા માસ્તરનું જોર પણ કમી થયું નહિ. બરો-

અર વખતસરજ મિનીટનો પણ ફેર પડયા શિવાય મારા માસ્તર હાથમાં સોટી લઇને પોળમાં પેસતા જણાયા. મારી આશાનો પરપોટો મારી છાતીમાં ફુટી ગયો અને મારૂં હૃદય જાણે બંધ પડી ગયું. આ દુનિઆમાં પાપ કર્યાં હોય તેની તેને મૃત્યુ પછી શિક્ષા થાય છે. સૃષ્ટિનો એ નિયમ જો ખરો હોય તો જરૂર આવતે જન્મે હું માસ્તર થઇશ અને મારા માસ્તરને મારા નિશાળીઆ થઇને મારો માર ખાવો પડશે.

જેવી મેં એમની છત્રી દીઠી તેવોજ હું તો જીવ લઇને નાઠો અને માના ઓરડામાં ભરાઇ ગયો. મારી મા અને મારી દાદીમા બન્ને દીવાના પ્રકાશમાં પત્તાં રમતાં હતાં. હું તો જેવો ત્યાં ગયો તેવોજ મારી માએ પાથરી રાખેલી પથારીમાં ધબ દઇને પડયો અને ગળગળો થતો બોલ્યો "બા, માસ્તર આવ્યા છે અને મારૂં માથું એટલું બધું દુઃખે છે ? આજે હું ભણવા ના બેસું તો ?"

હું આશા રાખું છું કે કુમળી વયનાં બાળકોને આ વાત કોઇ નહિ વંચાવો અને હું અંતઃપૂર્વક ઇચ્છું છું કે સ્કુલોમાં ચાલતાં પાઠય પુસ્તકોમાં આ વાત કોઇ દાખલ કરશો નહિ. મેં જે કર્યું હતું તે ઘણું અયોગ્ય કર્યું હતું, પણ તેની મને કશીયે શિક્ષા થઈ નહિ. મારી લુચ્ચાઈમાં હું તો ઉલટો ફાવી ગયો. મારી માએ કહ્યું "હશે ત્યારે" એમ કરીને નોકરને હુકમ કર્યો કે "જા, માસ્તરને કહે કે આજે ભાઇનું શરીર ઠીક નથી માટે કાલે આવજો."

મારી તબીઅત બગડી આવી છે એ વાત મારી માતાએ માની હોય એમ મને ન લાગ્યું; કારણકે એ તો એની મેળે નિશ્ચિંત જીવે રમતમાં ધ્યાન આપવા લાગી, અને હું ક્યાં છું તેનું એને રમવાની લાયમાં સ્મરણ ન રહ્યું. હું પણ મારી બાજીમાં ફાવી ગયો એટલે ગોદડામાં મોઢું ઘાલીને પેટ ભરીને હસ્યો.

પણ સાત વર્ષનો છોકરો માંદા રહેવાનો ઢોંગ ક્યાં સુધી નીભાવી શકે. એકાદ બે મિનીટમાં તો હું ઉઠીને બેઠો થયો અને મારાં દાદીમાને પજવવા લાગ્યો "ના, દાદીમા એક વાત કહો." પણ મારૂં કહેવું કોણ સાંભળે? મા અને દાદીમા પત્તાં રમવામાં એટલાં બધાં મશગુલ થઇ ગયાં હતાં કે ન પૂછો વાત. આખરે મારી મા કંટાળીને બોલી ઉઠી "છોકરા પજવ્યા ન કર. આટલો દાવ અમને રમી લેવા દે." પણ હું એમનો કેડો શાનો મુકું. "ના દાદીમા, મને બસ વાત કહેવીજ પડશે." વળી મારી માને કહેવા લાગ્યો "બા, હવે કાલે રમજે, હવે તું દાદી-માને વાત કહેવા દે."

મારી માતા છેવટે હારી. પત્તાં ફેંકી દેતી દાદીમાને કહેવા લાગી "જુઓને આ તો માનતોજ નથી. કહો એને વાત એટલે થયું. માતાએ મારો માર્ગ સરળ કરી આપ્યો એટલે મેં દાદીમાનો હાથ પકડીને એમને નીચે બેસાડ્યાં અને કહ્યું કે હવે કહેવા માંડો વાત. દાદીમાએ વાત માંડી "એક હતો રાજા, અને એક હતી રાણી." વાતની

શરૂઆત તો ઠીક થઈ; કારણ કે રાજાને એકજ રાણી હતી. બાકી આ કલ્પિત વાર્તાઓના રાજાને તો ઘણી રાણીઓ હોય છે. કેટલીકવાર એવી વાત આવે છે કે તે રાજાને બે રાણીઓ હતી. આ સાંભળીને તો આપણું હૃદય વધારે દુઃખીયું બને છે. કારણ કે વાતમાં પછીથી એવુંજ આવતું કે એક રાણી માનીતી અને બીજી અણમાનીતી હતી. મારાં દાદીમાની વાતમાં આવો કશો ભય નહોતો; કારણ કે એમની વાર્તાના રાજાને તો એકજ રાણી હતી. પછીથી કેટલીક વાતોમાં એવું સાંભળીએ છીએ કે તે રાજાને છોકરો નહોતો. મારા જેવા સાત વર્ષના છોકરાને શાનું ભાન હોય કે રાજાને છોકરો હોવોજ જોઈએ. " પછી તે રાજા છોકરો મેળવવા વનમાં તપશ્ચર્યા કરવા ગયો " આમ સાંભળીને પણ મારી ઇંતેજારી ખાસ વધી જતી નહોતી; કારણ કે હું કાંઈ છોકરાને માટે એ રાજાની માફક જંગલમાં નાસી જાઉં એવો નહોતો. હા, એક કારણ હતું મારે જંગલમાં નાસી જવાનું. મારા માસ્તરના ત્રાસથી મને નાસી જવાનું બહુ મન થતું હતું.

વાત આગળ ચાલી " રાજા તપ કરવા ગયો તે વખતે એની રાણી અને એની નાની કુંવરીને ઘેર મુકતો ગયો. રાજાને ગયે બાર વરસ વહી ગયાં. એ તો વનમાં તપશ્ચર્યા કરતો હતો. ત્યાં એને પોતાની સ્વરૂપવાન કુંવરીનું ભીલકુલે સ્મરણ થતું નહિ. રાજકુમારી દિવસે દિવસે મોટી થવા લાગી અને પૂર્ણ યુવાવસ્થામાં આવી. એ પરણાવવા

એટલી થઇ ગઇ છતાં રાજા આવ્યો નહિ. રાણી શોક અને ચિંતાથી સુકાઇ જતી હતી. બિચારી વિચાર કર્યા કરતી હતી " અરે પ્રભુ, શું મારી લાડકી છોકરી કુંવારી રહેવા સરજાયલી છે ? અરેરે હું તે કેવા લેખ લખાવી લાવી છું ?" રાણીએ રાજાને તેડવા માણસો મોકલ્યાં અને તેમની સાથે કહાવ્યું કે ગમે તેમ કરીને એકવાર ભિક્ષા લેવાને મહેલ પધારો. રાજાએ રાણીનું કહેણુ માન્ય રાખ્યું.

રાણીએ પોતાને હાથે તમામ રસોઇ કરી, ચોસઠ વાનીનાં પકવાન બનાવ્યાં. પછી સુખડના પાટલા ઉપર રાજાને આસન આપ્યું અને સોનાની થાળી અને ચાંદીની વાડકીઓમાં ભોજન પીરસી દીધું. રાજકુમારી રાજાની પાછળ હાથમાં મયૂરપિચ્છનો વ્યજન લઈને ઉભી ઉભી પોતાના સ્વરૂપપ્રકાશથી આખા ખંડને અજવાળી નાખતી રાજાને પવન ઢાળતી હતી. બાર વર્ષે આજે રાજાએ મહેલમાં પગ મુકયો હતો. એની દૃષ્ટિ ઓચીંતી આ કુંવરી ઉપર પડી. એનું રૂપ જોઇને એ ખાવાનુંએ ભૂલી ગયો. એણે રાણીને પૂછ્યું " મહાદેવની સુવર્ણમયી મૂર્તિની પેઠે વિરાજમાન થતી આ શુભ તેજસ્વિની કન્યા કોણ છે ? એ કોની પુત્રી છે ?"

રાણી કપાળ કુટતી બોલી " અરે વિધાતા ! તમે તમારી પુત્રીનેયે નથી ઓળખતા ? "

રાજા તો આશ્ચર્યથી ચકિત થઇ ગયો અને ઉલટો રાણીને કહ્યું " આપણી બાલક કન્યા આટલી બધી મોટી ક્યાં થઇ ? "

" વચ્ચે બાર વરસનો ગાળો પડ્યો એટલે તમને આશ્ચર્ય લાગે છે."

" ત્યારે તમે એને પરણાવી કેમ ન દીધી?"

" તમે ક્યાં હતા? મારાથી શી રીતે એને માટે યોગ્ય પતિની શોધ થઇ શકે?"

રાજાને આ સાંભળીને પારાવાર ક્રોધ ચઢ્યો " બસ, કાલે સવારે મહેલની બહાર નીકળતાં હું જેનું મુખ જોઇશ તેને હું આ કન્યા પરણાવી દઇશ." કુંવરી પોતાના પિતાને પંખો નાખ્યા કરતી હતી અને રાજા જમી ઉઠ્યો.

બીજે દિવસે સવારે રાજા મહેલની બહાર નીકળ્યો એટલે એને મહેલ પાસેના વિશાળ ચોગાનની નજીક આવેલા વનમાં એક બ્રાહ્મણનો પુત્ર સમિધ એકઠો કરતો દૃષ્ટિએ પડ્યો. એ છોકરાની ઉમર સાત કે આઠ વર્ષની હતી. રાજાએ પોતાની પુત્રીને આ બ્રાહ્મણના બાળક સાથે પરણાવવા નિશ્ચય કરી દીધો. રાજાના નિશ્ચયનો કોણ નિરોધ કરી શકે? માણસો મોકલીને એણે પેલા બ્રાહ્મણના પુત્રને તેડાવ્યો અને તેની જોડે પોતાની પુત્રીનો હસ્તમેળાપ કરી દીધો."

વાર્તા આટલે સુધી આવી એટલે તરતજ હું નીચો વળીને મારી દાદીમા સામું જોતો આગળ વાત સાંભળવાની ઇંતેજારીમાં બોલ્યો " દાદી મા પછી?

ખરું પૂછો તો મારા અંતઃકરણમાં એવી પ્રબલ ઇચ્છા

થઇ આવી કે પેલા બ્રાહ્મણપુત્રની જગાએ લગ્નમંડપમા મને બેસાડી દીધા હોય તે કેવી મઝા પડે. બહાર વરસાદ તો વરસ્યાજ કરતો હતો. દીવી ઉપર કોડીયામાં દીવેલનો દીવો બળ્યા કરતો હતો. આ બધુંએ મારા ભોળા અંતઃકરણને એમ મનાવી રહ્યું હતું કે કોઇ અજ્ઞાત રાજાના રાજ્યમાં અનિશ્ચિત કાળના પ્રભાતમાં હું જાણે સમિધ વીણી રહ્યો છું, અને લાવણ્યની દેવી સમી સ્વરૂપવાન રાજ-કન્યા મને વરમાળા આરોપતી હતી. એણે અંબોડામાં સુવર્ણફુલ ખોસ્યું હતું, કર્ણમાં સુવર્ણ એરીંગ ધારણ કરેલાં હતાં, કંઠમાં હીરાનો હાર હતો, હાથે સુવર્ણકંકણ હતાં, કમ્મરે સુવર્ણકટિમેખલા શોભી રહી હતી અને પગમાં ઘુઘરીઆળાં નાજુક સાંકળાં હતાં.

આ નાની વાર્તાના પ્રયોજક જો ખુદ મારાં દાદી-માજ હોય તો એમને ઘણી ઘણી બાબતોના ખુલાસા આપવા પડત. પ્રથમ તો રાજા બાર વરસ જંગલમાં કેમ રહ્યો? બીજું એ મુદત દરમ્યાન રાજપુત્રી કુંવારી કેમ રહી? આ બધું મને બુદ્ધિથી ઉલટું લાગ્યું. આ પ્રશ્નોનો એ ખુલાસો આપી શકયાં હોત તોપણ લગ્નના સંબંધમાં ભારે ચર્ચા ઉઠે એવું હતું. એક તો એ કે લગ્ન થયુંજ નહોતું; અને બીજું એ કે ક્ષત્રીની કન્યા બ્રાહ્મણને શી રીતે પરણે? વાંચનાર તરતજ કહે કે પ્રયોજક જ્ઞાતિ-રૂઢિની વિરુદ્ધ લોકોને વર્તન કરવાનું કહે છે, અને તેથી પેપરોમાં ચર્ચાપત્રોની લંગારની લંગાર લાગી જાય.

હું તો પ્રભુને એજ પ્રાર્થના કરું છું કે મારી દાદીમાને જો ફરીથી જન્મ આપવો ઘટે તો એમને દાદીમાને જ જન્મ આપજે. એમના આ દુર્ભાગી પૌત્ર જેવો જન્મ આપીશ નહિ. આમ આનંદ અને હર્ષથી ઉભરાતે હૈયે મેં દાદીમાને પૂછ્યું " હાં પછી ! " દાદીમાએ આગળ ચલાવ્યું " રાજકુમારી પોતાના બાલ પતિને લઇને દુઃખી થતી ત્યાંથી ચાલી ગઇ અને સાત પાંચો પાર્શ્વભાગોનો મોટો મહેલ બંધાવીને પોતાના પતિની જોડે રહેવા લાગી. આ સાંભળીને હું પથારીમાંથી ઉઠી એકદમ બેઠો થઇ ગયો અને ઉશીકાને મારા ખોળામાં વધારે જોરથી દબાવતો બોલ્યો " હાં પછી ? "

" રાજકન્યાનો પતિ નિશાળે જવા લાગ્યો અને નવું નવું શીખવા લાગ્યો. જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એની નીશાળના છોકરાઓ એને પૂછવા લાગ્યા "અલ્યા સમપંખી મહેલમાં તારી સાથે પેલી સુંદરાંગ રહે છે તે કોણ છે ? "

બ્રાહ્મણ બાળક પણ જાણતો નહોતો કે એ સુંદરાંગ કોણ છે. એને એટલુંજ યાદ હતું કે એક દિવસ તે સમિધ વીણવા ગયો હતો ત્યાંથી આ ખોટાળો થઇ ગયે પરંતુ આ બનાવ બને ઘણો સમય થયો હતો એટલે તેનું પણ એને પુરેપુરું સ્મરણ નહોતું.

આ પ્રમાણે પાંચેક વર્ષ વ્યતીત થઇ ગયાં. એના સહાધ્યાયીઓ એને રોજ પૂછતા કે " અલ્યા, આ[illegible]

મહેલમાં રહેનારી પેલી સુંદરાંગી કોણ છે?" એક દહાડો બ્રાહ્મણ નીશાળેથી ઘેર આવ્યો અને રાજકુમારીને કહેવા લાગ્યો કે " મારા સહાધ્યાયીઓ મને રોજ પૂછ્યા કરે છે કે, સમપંખી મહેલમાં તારી જોડે રહેનારી પેલી સુંદરાંગી કોણ છે? મારાથી એમને કશો જવાબ આપી શકાતો નથી. મને કહે તું કોણ છે? "

રાજકુમારી બોલી "આજે તો નહિ, વળી કોઇ દિવસ કહીશ. બ્રાહ્મણ રોજ એકજ પ્રશ્ન પૂછવા લાગ્યો અને રાજકુમારી પણ એને એકજ જવાબ દેવા લાગી. આખરે બ્રાહ્મણપુત્ર ઘણો અધીરો બની ગયો. " ઓ સુંદરાંગી, તું કોણ છે તે મને આજે નહિ કહે તો આ સમપંખી મહેલ છોડીને હું ચાલ્યો જઇશ. " રાજકુમારીએ કહ્યું " જાવ કાલે નક્કી કહીશ."

બીજે દિવસે નીશાળે જઇ આવ્યા પછી બ્રાહ્મણ-પુત્રે કહ્યું "ચાલ હવે કહે તું કોણ છે? " રાજકુમારીએ કહ્યું "રાતે વાળુ કર્યા પછી સુઇ જતી વખતે હું કહીશ." બ્રાહ્મણ-પુત્ર રાત પડવાની રાહ જોવા લાગ્યો. આ અરસામાં રાજ-પુત્રીએ બ્રાહ્મણપુત્રની સુવર્ણશય્યામાં ધવલ પુષ્પો પાથરી દીધાં, સુવાસિક તેલના સોનાના દીપક સળગાવી દીધા, પછી ચોટલો ચાંલ્લો કરીને એ સંપૂર્ણ વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇને બેઠી.

બ્રાહ્મણપુત્ર વાળુ કરીને પરવારીને રાજકુમારીએ તૈયાર કરી રાખેલી સુવર્ણશય્યામાં જઇને બેઠો, અને

મનમાંજ બોલ્યો " આજે આ સપ્તપંખી મહેલમાં રાં
નારી સુંદરાંગી કોણ છે તે મને જાણવાનું મળશે."

રાજકુમારી પોતાના પતિનું ઉચ્છિષ્ટ ભોજન જમી
શય્યાગૃહમાં આવી. આજે એને પોતાના પતિએ પૂછેલ
પ્રશ્નનો જવાબ આપવાનો હતો. પરંતુ એણે જેવો શયન
ગૃહમાં પગ મુકયો તેવુંજ એને જણાયું કે પુષ્પની સુવાસ
શય્યામાં સર્પ આવી ચઢયો હતો અને તેણે બ્રાહ્મણપુત્ર
દંશ કર્યો હતો. રાજકુમારીનો બાલ પતિ પુષ્પની શય્યાગ
મૃત થઇને પડયો હતો.

મારા હૃદયનો ધબકારો ઓચીંતો બંધ થવા લાગ્યે
ધેરે અવાજે મેં કહ્યું " પછી ?"

પરંતુ હવે આગળ વાર્તા સાંભળવામાં શી મઝા રા
હતી ? હવે તો વાર્તા આગળ લંબાવવામાં સંભવવિહી
તાનોજ દોષ આવે એમ હતું. પરંતુ મારા જેવો સા
વર્ષનો છોકરો શું જાણી શકે કે મૃત્યુ પછી "પછી શું ?
એવું હોયજ નહિ; અને મારી દાદીમા તો શું પણ તેની
દાદીમા આવે તોયે એ વાત આગળ લંબાવી શકાયજ નહિ

પરંતુ બાળકની શ્રદ્ધા કયારે ખુટી છે. આવી રીતે
પરાજય સ્વીકારેજ નહિ. એ તો મૃત્યુને પણ પાછું વાળવા
પરાક્રમ કરે એવાં હોય છે. આજે માસ્તર સાહેબને
બાનું કાઢીને વિદાય કર્યા અને વાત તો આમ ટુંકામાં
પતી ગઇ; એથી મારા જેવાને જેવો તેવો શોક થયેલો
માનશો. એટલે મારા ઉપર દયા લાવીને દાદીમાને મહા

અંતકની કરાલ દાઢો વચ્ચે ચવાઇ જતી અને નિરંતરને માટે નાબુદ થતી પેલી વાર્તાને અંતકના મુખમાંથી પાછી પડાવી લેવાની હતી, છતાંએ એમણે તો બહુ સરળ રીતે તેમ કરી દીધું. એમણે યોજેલો ઉપાય બતાવું ? મૃત શરીરને કેળના સ્તંભ ઉપર બેસાડીને નદી તરાવી દીધું અને ધંતર મંતર જાણુનારા પાસે કેટલાક મંત્રો ભણુાવીને તેને સજીવન કરી દીધું. પરંતુ તે વર્ષાવાળી રાતમાં અને દીવાના ઝાંખા પ્રકાશમાં બાળકના મનમાં મૃત્યુની ભયંકરતા ઘણી ઓછી થઇ જાય છે અને એને મન મૃત્યુ એ રાત્રિની નિદ્રાજ છે. વાત પુરી થાય છે ત્યારે નિદ્રાના ભારથી આંખનાં પોપચાં ઢળી પડે છે. આ પ્રમાણે આપણે બાળકના નાના જડ શરીરને કાળરૂપી શાંત જળમાં નિદ્રાના માળા ઉપર બેસાડીને તરતું મુકી દઇએ છીએ; અને પછી પ્રાતઃકાળે તેને આ સૃષ્ટિના જીવન અને પ્રકાશનું પુનર્દર્શન કરાવવા તેના કર્ણમાં જીવનમંત્ર ફુંકીએ છીએ.

# અડગ પતિ

## ૧

ફાલ્ગુન માસની પુર્ણિમાની રાત હતી. આમ્રકલિકાની સુવાસથી મિશ્રિત નવયૌવન વસંતનો વાયુ સર્વ સ્થળે વાઇ રહ્યો હતો. તળાવની પાળ ઉપર ઉગેલા અસલી લીચી વૃક્ષની ડાળીઓની ઘન ઘટામાં ભરાઈ રહેલા પપૈયાનો અવિશ્રાંતપણે નીકળતો સુરીલો તીણો પિયુ પિયુ કરતો અવાજ મુકરજી કુટુંબના ઘરની દીવાલો ભેદીને તેમના અંતઃપુરસુધી પહોંચી જતો હતો. હેમંત અંતઃપુરમાં પોતાની પ્રિયા સાથે અભિનવ પ્રણય કરતો હતો. પોતાની રીસાયલી પ્રિયતમાને મનાવવા ઘડીમાં એ એના કેશની લટોને પોતાની આંગળીઓ ઉપર રમાડતો, તો ઘડીમાં પ્રિયાનાં કંકણુ અને બંગડીને એક બીજા સાથે વિનોદમાં ખખડાવીને તેના રણુકારથી શ્રીમતીના કાન ઠણુકાવતો. તો ઘડીમાં એના માથાનો ગજરો એના મુખ ઉપર

લાવીને એના વદનમંડળની શોભાને અનેરો રંગ આપતો. જેમ સાયંકાળનો મંદ વાયુ પોતાની લહેરોથી મધુરી પુષ્પવેલને ઘડીમાં એક બાજુએ તો ઘડીમાં બીજી બાજુએ હીંચવ્યા કરે, તેમ એ પોતાની કુસુમકલિકા સમી કોમળ કાન્તાને ઉપર પ્રમાણેના અનુનયથી રીઝવી રહ્યો હતો. પણ અભિમાની કુસુમ જરાએ મનાઇ નહિ. એ તો બારી બહાર ચંદ્ર અને ચંદનીનો પ્રણય જોવામાં મશગુલ થઇ ગઇ હતી. બિચારા હેમંતનાં લાડ નિષ્ફળ નીવડયાં.

હેમંતે બીજી યુક્તિ સાધી. કુસુમના બન્ને હાથ પકડીને એણે એને ધીમે ધીમે હલાવવા માંડી. પછી એ બોલ્યો "કુસુમ, તારૂં ચિત્ત અત્યારે કયાં છે? તું અત્યારે કયા પ્રદેશમાં મુસાફરી કરી રહિ છું? તને દૂરબીનથી ધારી ધારીને જોઉં છું તોયે તું જણાતી નથી. તું એમ કેટલેક દૂર દોડી ગઇ છું. હવે એ અંતર વટાવીને પ્રિયા, તું પાસે આવ. જો તો ખરી, આ રજની કેવી રળીઆમણી લાગે છે!"

કુસુમ પતિ તરફ દષ્ટિ ફેરવીને ધીમે સ્વરે બોલી "તમારી રળીઆમણી રજનીને અને પેલા ચંદ્રને બન્નેને એક ફુંકમાં હું ધારૂં તો મારા મંત્રબળથી ઉડાડી દઉં."

હેમંત હસતો હસતો બોલ્યો "ત્યારે તો મહેરબાની કરીને એ મંત્રબળ ન અજમાવીશ. પણ ઉભી રહે. એક અઠવાડીઆમાં ત્રણ ચાર શનિવાર આવે અને સાંજના પાંચ વાગ્યા સુધી રાત લાંબી થાય એવો કોઇ મંત્ર તને

આવડે છે ? એ આવડતો હોય તો હમણાંને હમણાં અજમાવી દે." એમ બોલતાં બોલતાં એણે કુસુમને પોતાના પડખામાં લેવા માંડી પણ કુસુમ એના આલિંગનમાંથી છુટી થતી બોલી "તમે જાણો છો, જે વાત મારા અંતકાળ વખતે કહેવાનું મેં તમને વચન આપ્યું છે તે વાત અત્યારેજ તમને કહી દેવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી છે. એ વાત સાંભળીને તમારે મને જે શિક્ષા કરવી હોય તે સહન કરવા હું તત્પર છું." પોતાની પત્નીની મશ્કરી કરવા હેમંત જયદેવમાંથી આવા પ્રસંગને અનુસરતો એક શ્લોક બોલવા જતો હતો એટલામાં તો બહારથી કોઇનાં ભારે પગલાંનો અવાજ આવતો સંભળાયો. અવાજ ઉપરથી હેમંત પરખી ગયો કે એના પિતા હરિહર મુકરજી આવે છે એટલે એ મોટા ગભરાટમાં પડી ગયો.

બહાર ઉભા ઉભાજ હરિહર એક મોટો ઘાંટો પાડીને બોલ્યા "હેમંત, અત્યારે ને અત્યારે તારી સ્ત્રીને કાઢી મુક."

હેમંતે પત્ની સામું જોયું પણ એના મુખ ઉપર આશ્ચર્યની છાયા સરખી એને જણાઇ નહિ. કુસુમ બિચારી બે હાથવડે પોતાનું મુખ ઢાંકતી વિચારવા લાગી કે આ વખતે પૃથ્વીના પડમાં સમાઇ જવાય તો સારૂં. વળી પાછો પપૈયાનો પિયુપિયુ કરતો સુરીલો સ્વર આ ઓરડામાં આવી પહોંચ્યો. પણ અત્યારે એ સ્વર કોઇએ ન સાંભળ્યો. પૃથ્વીમાં તો અનંત શોભાઓ ભરેલી છે પણ દીલગીરી એટલીજ કે તેમને એક પળમાં વિકૃત કરી દેવામાં આવે છે.

( ૨ )

હેમંત પિતાની પાસેથી પાછો આવ્યો અને પોતાની પત્નીને પૂછ્યું "આ વાત ખરી છે?"

"હા, ખરી છે" કુસુમે કહ્યું.

"ત્યારે તેં મને અત્યાર સુધી કેમ એ વાત ન કરી?"

"ઘણીએ વાર મને એમ થતું કે જાણે હું તમને કહી દઉં પણ મારી જીભ ન ઉપડી શકી. હું ઘણી પામર સ્ત્રી છું."

"ત્યારે હવે મને કહે."

કુસુમે અડગ સ્વરે પોતાની આત્મકથા કહેવા માંડી. જરા પણ પાછી પાની કર્યા શિવાય ઉઘાડે પગે કુસુમ જાણે અગ્નિમાં ચાલવા લાગી. એ કેટલી દગ્ધ થઇ ગઇ તે કોઇ ન જાણી શકયું. આદિથી અંત સુધી હેમંતે વાત સાંભળી લીધી પછી ઉઠીને એ બહાર જતો રહ્યો.

કુસુમે જાણ્યું કે પતિ એનો નિરંતરને માટે ત્યાગ કરીને ચાલ્યા ગયા. એમાં એને કાંઇ આશ્ચર્ય પણ ન લાગ્યું. આટલા અલ્પ કાલાવધિમાં એનું મન શુષ્ક અને બેપરવા બની ગયું હતું એટલે આ બનાવ એણે મનુષ્યજીવનનો એક સાધારણમાં સાધારણ માની લીધો. સંસાર અને સ્નેહ આદિથી તે અંત સુધી એને કૃત્રિમ અને માયામય લાગ્યા. અરે ભૂતકાળમાં પતિ સાથેના પ્રેમપ્રસંગોનાં સંસ્મરણોએ એના હોઠ ઉપર શુષ્ક, સખત અને નિરાનંદ હાસ્ય ફર-

કાઢ્યું, પરંતુ એ હાસ્ય રૂપી તીક્ષ્ણ કટારે એના કાળજામાં કારી ઘા કર્યો. કદાચ એ વિચાર કરતી હશે—જે પ્રેમ મનુષ્યના જીવનને પ્રફુલ્લતાથી ભરી દેતો હતો, જે પ્રેમ હેત અને લાગણીનાં ગાડાં ભરી ભરીને ઠાલવતો હતો, જે પ્રેમ અલ્પ ભરના વિયોગને પણ તીવ્રતર દુઃખદાયક બનાવી મુકતો, તેમજ જે પ્રેમ પળવારના સંયોગને અત્યંત આહ્લાદકારક બનાવી મુકતો; વિસ્તારમાં જે પ્રેમની સીમા જણાતી નહોતી, અવધિમાં જે પ્રેમ નિત્ય ભાસતો હતો, કોઈ કાળમાં પણ આ પ્રેમ વિરામ પામી જશે એવી કલ્પના સરખી આવી નથી, તે પ્રેમ શું આવોજ? એનો આધાર આટલો બધો નબળો? ગોર તમારો હાથેવાળો મેળવી આપે ત્યાંસુધીજ તમારા પ્રેમની ભવ્યતા, પછીથી તમારો આ નિત્ય અને શાશ્વત પ્રેમ ચુર્ણ વિચૂર્ણ થઇને ખોબલા ભર ધૂળ જેવો થઇ જાય છે. હમણાં અલ્પ સમય ઉપર જ છે હેમંતે એને કહ્યું હતું "જોતો ખરી, આ રજની કેવી રળીઆમણી લાગે છે!"

એજ રાત હજુ પુરી તો થઇ નથી, એજ પપૈયાના પિયુ પિયુ શબ્દો કર્ણને આનંદ આપતા બંધ પડયા નથી, એજ દક્ષિણનો મધુર વાયુ વાયા કરતો હતો અને એજ ચંદની સુરતશ્રમથી શ્રમિત થયેલી મનોહર નાયિકા સમી બારી પાસે ઢાળેલા પલંગ ઉપર નિદ્રા લેતી હતી. આ તમામ અસત્ય હતું. પોતાના કરતાં તો પેલો પ્રેમ વધારે વેષધારી હતો.

( ૩ )

આખી રાત નિદ્રા નહિ આવવાથી વ્યગ્ર અને શ્રમિત જણાતો હેમંત સવારમાં ઉઠીને પ્યારીશંકર ઘોસલને ઘેર ગયો.

પ્યારીશંકર આવકાર આપતાં બોલ્યા "શું ખબર લાવ્યો છું દિકરા ?"

સળગતા અગ્નિની ઊર્ધ્વ જ્યોતિ માફક ભભુકી ઉઠતો હેમંત થડકતો થડકતો બોલ્યો "તમે અમારી જ્ઞાતિને ભ્રષ્ટ કરી છે, તમે અમારા કુટુંબ ઉપર વિપત્તિ આણી મુકી છે, તમારે એનો જવાબ આપવો પડશે" આથી વિશેષ એ કાંઇ ન બોલી શક્યો.

પ્યારીશંકરે મશ્કરીમાંજ જવાબ આપ્યો "ત્યારે તમે મારી જ્ઞાતિને બચાવી, હું નાત બહાર મુકાતો હતો તે અટકાવ્યો અને મારી પીઠ થાબડી."

હેમંતના હાથમાં હોત તો પોતે પોતાના બ્રાહ્મણ્ય કોપાલનથી પ્યારીશંકરને એક પળમાં ભસ્મીભૂત કરી નાખત; પરંતુ એના કોપાનલે તો એનેજ બાળી મુક્યો અને પ્યારીશંકર તો જેવોને તેવો અક્ષતજ રહી ગયો.

હેમંત લથડતે સ્વરે બોલ્યો "મેં કોઈ દિવસ પણ તારૂં કાંઇ બગાડયું છે ?"

પ્યારીશંકરે કહ્યું "હું તને એકજ પ્રશ્ન પૂછીશ. મારી એકની એક પુત્રીએ તારા પિતાનું શું બગાડયું હતું ? તું તો તે વખતે ઘણોજ નાનો એટલે તેં તો કદાચ સાંભળ્યુંએ નહિ હોય. શાંત ચિત્તે હું કહું તે સાંભળ,

જરાએ તપી જઇશ નહિ. એમાં મહાન પ્રતિષ્ઠાનો સવાલ સમાયલો : હતો.

મારો જમાઇ નવકાન્ત મારી પુત્રીના અલંકાર તફડાવીને વિલાયત નાસી ગયો તે વખતે તું ઘણો નાનો હતો. પાંચ વર્ષ ઉપર બેરીસ્ટર થઇને એ પાછો આવ્યો તે વખતે ગામમાં કેવું તોફાન મચી રહ્યું હતું તેની તો તને કદાચ ખબર હશે. ના ના, તું તો કલકત્તે ભણતો હતો એટલે તને ખબર નહિ હોય. તારો પિતા નાતનો પટેલીઓ બનીને મને કહેવા લાગ્યો કે " જો તું તારી પુત્રીને એના પતિને ઘેર મોકલીશ તો પછી તારાથી એને પાછી તારે ઘેર નહિ બોલાવી શકાય. તારે એનો હંમેશને માટે ત્યાગ કરવો પડશે. " હું તારા પિતાને પગે પડયો, એને આજીજી કરી અને કરુણાપૂર્ણ સ્વરે મેં કહ્યું મોટાભાઇ આટલી ફેરો મારૂં રક્ષણ કરો. હું મારા જમાઇને ગોમય પ્રાશન કરાવીશ અને એની પાસે પ્રાયશ્ચિત્ત કરાવડાવીશ. માટે એને જ્ઞાતિમાં લેવાનો બંદોબસ્ત કરો, પણ તારા પિતા તો ખડક જેવા અડગ રહ્યા. હું મારી પુત્રીનો કેવી રીતે ત્યાગ કરૂં. જ્ઞાતિ અને સ્નેહી જનોને રામ રામ કરીને હું કલકત્તે જઇને રહ્યો. ત્યાંયે પણ વિપત્તિઓએ મને ન છોડયો. મારે મારા ભત્રીજાનાં લગ્ન કરવાનાં હતાં અને તેને માટે મેં તમામ તૈયારીઓ કરી રાખી હતી; પણ તારા બાપે કન્યાવાળાઓને ચઢાવ્યા અને વિવાહ તોડી નંખાવ્યો. ત્યાર પછી મેં પ્રતિજ્ઞા લીધી કે

મારી નસોમાં બ્રાહ્મણરક્તનું એક બિંદુ પણ જ્યાં સુધી વહેતું હશે ત્યાંસુધી હું આનું વેર લીધા વિના નહિ રહું. હવે આ વાતમાં થોડુંઘણું અજવાળું તો તને પડયું હશે એમ હું ધારૂં છું. પણ જરા સબુર કર; તને આખીએ વાત હું કહીશ એટલે ઓર મઝા પડશે. ઘણી રસભરી વાત છે.

તું કોલેજમાં ભણતો હતો ત્યારે તારા ઘરની જોડાજોડ એક વિપ્રદાસ ચેટરજી નામનો એક ગૃહસ્થ રહેતો હતો. હવે તો તે ગુજરી ગયો છે. એના ઘરમાં એક કાયસ્થ જ્ઞાતિની માબાપ વિનાની કુસુમ નામની વિધવા છોડી હતી. છોડી ઘણી રૂપાળી હતી એટલે કોલેજના વિદ્યાર્થીઓની વિકારી દૃષ્ટિનો એ ભોગ ન થઇ પડે તેની વિપ્રદાસ બહુ સંભાળ રાખતો હતો. પરંતુ આ યુવાન છોકરીને પોતાના વૃદ્ધ વાલીની આંખમાં ધૂળ નાખીને પોતાનું કાર્ય સાધવામાં જરાયે મુશ્કેલી નડી નહિ. લુગડાં સુકવવા એ હંમેશ ત્રીજા માળની અગાશીએ ચઢતી. તેં તારા અભ્યાસ માટે તારા ઘરની અગાશી પસંદ કરી હતી. બન્ને અગાશીઓ જોડાજોડ હતી. અગાશીમાંથી તમે બન્ને જણાં એક બીજા જોડે વાત કરતાં હશો કે કેમ તે તો હું નથી કહી શકતો, પણ વૃદ્ધ ચેટરજીના મનમાં છોકરીના વર્તન વિષે શંકા આવી. છોકરી ઘરના કામકાજમાં ઘણી ભૂલો કરવા લાગી અને તપ કરતાં પાર્વતીની માફક એણે ધીમે ધીમે આહાર અને નિદ્રાનો પણ ત્યાગ

કરવા માંડયો. કેટલીક વાર તો કાંઇ પણ દેખીતા કારણ શિવાય પેલા વૃદ્ધ આગળ આ છોકરી પુષ્કળ આંસુ ગાળતી હતી.

આખરે વૃદ્ધની જાણમાં આવ્યું કે તમે બન્ને રોજ અગાશીમાં એકઠાં મળો છો અને કેટલીકવાર તો કોલેજમાંથી ગેરહાજર રહીને તને જાણે એકાંતવાસમાં અભ્યાસ કરવાની ટેવ પડી ગઇ હોય તેમ હાથમાં ચોપડી ઝાલીને બપોરના સમયે તું અગાશીમાંજ બેસી રહેતો હતો. વિપ્રદાસ એક દિવસ મારી પાસે આવ્યા. મને બધી હકિકતથી વાકેફ કર્યો અને છેવટે મારી સલાહ લીધી. મેં કહ્યું, 'કાકા ઘણા વખતથી તમે કાશીની યાત્રાએ જવાનો વિચાર કર્યા કરો છો. માટે તમે હવે કાશીની યાત્રાએ જાવ અને છોકરીને મારે ત્યાં મુકી જાવ. હું એની દેખરેખ રાખીશ'

એના ગયા પછી છોકરીને મેં શ્રીપતિ ચેટરજીને ત્યાં મુકી અને એ એનીજ પુત્રી છે એમ લોકોમાં વાત ચલાવી. પછી શું થયું તે તો તું જાણે છે. આદિથી અંત સુધીની તમામ હકીકત મેં આજે તને કહી તેથી મારૂં હૃદય હલકું પડયું છે. આ એક નવલકથા જેવું લાગે છે નહિ ? આ નવલકથાનું એક પુસ્તક લખીને જાણે છપાવી દઉં એવો મને વિચાર થાય છે, પરંતુ પુસ્તક લખવા જેટલી મારામાં શક્તિ નથી. મારા ભત્રીજાને એવું કાંઇક લખતાં આવડે છે ખરૂં. એની પાસે હું એ ગ્રંથ

લખાવું પરંતુ એ ગ્રંથ લખવામાં તું એને સહાયતા આપે તોજ એ ગ્રંથની સમાપ્તિ થઈ શકે; કારણ કે આ નવલ-કથાનો અંતભાગ તને જેટલો સારી રીતે અવગત છે, તેટલો મને નથી ”

પ્યારીશંકરની આ છેવટની ટીકા ઉપર ધ્યાન ન આપતાં હેમંતે પૂછ્યું “ કુસુમે આ લગ્નમાં કાંઇ વાંધો ઉઠાવ્યો નહિ ?”

“ એ કહેવું મુશ્કેલ છે. પરંતુ સ્ત્રીઓનાં મન કેવાં ઘડેલાં હોય છે તેની તને કયાં ખબર નથી ? જયારે એ મોઢેથી “ ના ” કહે ત્યારે એમની “હા”જ સમજી લેવી.

એને બીજે ઘેર લઇ જવામાં આવી એટલે થોડા દિવસ તો એ તને નહિ જોવાથી હીજરાયા કરતી હતી. તારા ઉદ્યમમાં તું કાંઇ પચ્છાત પડયો નહતો. કોલેજમાં જવાનું છોડી દઇને આખરે તેં શ્રીપતિનું ઘર ખોળી કાઢયું અને પ્રેસીડંસી કોલેજને બદલે એક ઘરની લોખંડના સળીઆવાળી બારી સામુંજ તારી દૃષ્ટિ સ્થિર રહેતી હતી. મને તમારા બન્નેની દયા આવતી હતી. એક તરફથી પેલી છોકરી તારા વિના ઝુર્યા કરતી હતી.

એક દિવસ મેં કુસુમને બોલાવીને કહ્યું “ પુત્રી, મારી એક વાત તું સાંભળ. હું વૃદ્ધ થયો છું એટલે મારી આગળ તું કશી શરમ ન રાખીશ. તું કોને ઝંખ્યા કરે છે તે હું જાણું છું. તારા પ્રેમીની સ્થિતિ પણ તારા જેવી જ થઇ રહી છે. મારી ઇચ્છા છે કે તમારા બન્નેનો યોગ હું

સાધી આપું." કુસુમ રડી પડી અને મારી પાસેથી ઉઠીને ચાલી ગઇ. ત્યારપછી હું વારંવાર શ્રીપતિને ઘેર જતો. કુસુમ પાસે તારીજ વાત કાઢતો અને તેમ કરીને મેં એની શરમ તોડાવી. મેં એને કહ્યું કે "એની સાથે તારાં લગ્ન કરાવી આપવા હું મારાથી બનતું કરીશ." એટલે એ બોલી ઉઠી "એ કેમ બનશે?" મેં કહ્યું "તેની તું કશીયે ફીકર ન કરીશ. હું કહીશ કે એ બ્રાહ્મણની કન્યા છે, હજુ કુંવારી છે." એણે મને કહ્યું કે "પહેલી એમની અનુમતિ લ્યો." મેં કહ્યું "શા ગાંડી ગાંડી વાત કરે છે. તે તો તારી પાછળ ઘેલો થઇ ગયો છે. એને બધું તોડીફાડીને કહી દેવાની શી જરૂર છે. લગ્ન સહીસલામત રીતે થઇ જવા દે એટલે બધુંએ ઠેકાણે આવી જશે. જેનો અંત સુધર્યો તેનું બધું સુધર્યું; અને તારી વાત કોણ જાણે છે તે બહાર પડી જવાની છે? એને નાહકનો શું કામ સંતાપ આપવો?"

કુસુમને મારી વાત પસંદ પડી કે કેમ તે હું નથી જાણતો, પરંતુ મારી વાત સાંભળીને ઘણીવાર એ રડતી અને ઘણીવાર બોલ્યા વિના બેસી રહેતી. હું કહેતો કે તને આ વાત પસંદ ન હોય તો જવા દો, ત્યારે એને વધારે અજંપો થઇ જતો. આવી સ્થિતિએ વાત પહોંચી એટલે મેં શ્રીપતિને તારી પાસે મોકલ્યો. એક પળવારની પણ આનાકાની કર્યા વિના તેં લગ્ન માટે સંમતિ આપી અને ચોકઠું ગોઠવાઇ ગયું.

પરંતુ લગ્નનું મુહૂર્ત લીધા પછી એક દિવસ કુસુમ ખરેખરી વંકાઇ બેઠી અને એને ઠેકાણે લાવતાં મને નવનેજા પાણી ઉતર્યાં. એ તો કહે કે " કાકા, આ વાતજ પડતી મુકો. " મેં કહ્યું " એ મૂર્ખ છોકરી, આટલું બધું નક્કી થયા પછી આપણાથી શી રીતે હવે ફરી શકાય. "

એણે કહ્યું " હું મરી ગઇ છું એવી વાત ઉરાડો અને મને કોઇ અન્ય સ્થળે મોકલી દો."

મેં કહ્યું " અરે પણ પેલા બિચારાનું શું થશે તેનો કાંઇ વિચાર કર્યો. અત્યારે એ સુખના સાતમા આસમાન ઉપર ચઢી ગયેલો છે, અને આવતી કાલે તું એના હૃદય સાથે જોડાઇ જવાની છું એ ખ્યાલમાં હર્ષમાં નાચી રહ્યો છે, ત્યારે આજે તારા મૃત્યુની ખબર એને પહોંચડાવવાનું માગે છે. એનું પરિણામ શું આવશે તે તું જાણે છે ? તારા મૃત્યુની ખબર એને પહોંચાડી આવીને એના મૃત્યુની ખબર મારે તને આપવી પડશે, અને તેજ સમયે મારે તારા મૃત્યુની ખબર સાંભળવી પડશે. તારે મારી પાસે આ પ્રમાણે બ્રહ્મહત્યા અને સ્ત્રીહત્યા કરાવવી છે ? "

આખરે શુભ ઘડીએ તમારા બન્નેનાં લગ્ન થયાં અને હું મારા કર્તવ્ય ભારમાંથી મુક્ત થઇ ગયો. પછી શું થયું તે તું મારા કરતાં વધારે જાણે છે. "

હેમંત ગર્જના કરતો બોલ્યો " અમારી આટલે બધે દરજ્જે પાયમાલી કરી છતાં તમે જંપ્યા નહિ. આ

વાત અત્યારે હવે બહાર પાડવાનું તમને ક્યાંથી સુઝ્યું ?'

પૂર્ણ શાંતિથી પ્યારીશંકર બોલ્યો " મેં જોયું ! તારી બેનના લગ્નની તમામ તૈયારીઓ થઇ ચુકેલી છે અ હવે લગ્નસમારંભની ઘણી થોડીવાર છે, ત્યારે મને વિચા આવ્યો કે એક બ્રાહ્મણનું ઘર તો મેં વટાળ્યું પરંતુ કર્તવ્ય સમજીને જ. હવે મારે શું બીજા બ્રાહ્મણના ઘર પણ વટલાવું. મારૂં કર્તવ્ય મને એમ કહે છે કે અ વખતે તેમ થતાં મારે અટકાવવું. તેથી મેં તારા પિતા લખ્યું કે તમારા ઘરમાં તમારી પુત્રવધૂ શુદ્ર છે. એ વા હું પુરવાર કરી આપી શકીશ."

મહા ભગિરથ પ્રયત્ને ક્રોધને નિયમમાં રાખીને હેમં બોલ્યો " હવે આ છોકરીનો હું ત્યાગ કરી દઇશ એટલે એની શી દશા થશે ? તમે એનું પાલણપોષન કરશો ?"

પ્યારીશંકરે કહ્યું " મારે કરવાનું તો હું કરી ચુક્યે છું. બીજાઓ પોતાની પત્નીઓને તજી દે તો તે બધા પાલનપોષણ કરવાનું કાંઇ મારે માથે ન હોઇ શકે.' એમ બોલતો પ્યારીશંકર બોલ્યો " અલ્યા કોઇ છે કે હેમંત માટે કોલ્ડ ડ્રીંક લાવજો."

હેમંત ઉઠીને ઉભો થયો અને પ્યારીશંકરના કોલ્ડ ડ્રીંકના આવવાની રાહ જોયા વગર ત્યાંથી ચાલ્યો ગયો.

( ૪ )

આજે કૃષ્ણપક્ષની પાંચમ હતી. એટલે રાત અંધાર

હતી. પક્ષીના સંગીતનો સ્વર નહોતો સંભળાતો. દક્ષિણ પવન ઉંઘમાં ચાલતા મનુષ્યની પેઠે અંધારામાં બાથોડીઆં મારતો હતો. આકાશમાંના તારા જાણે કોઇ ઘણીજ ગુપ્ત વાત શોધી કાઢવા મથન કરી રહ્યા હોય તેમ અનિમિષ ચકોર નેત્રે અંધકારને ભેદી રહ્યા હતા.

શયનગૃહમાં અંધારૂં હતું. હેમંત પથારીમાં બેઠો બેઠો બારીની બહાર અંધારામાં જોઇ રહ્યો હતો. કુસુમ પોતાના બે હાથ વડે પતિનાં ચરણો પકડીને તેના ઉપર પોતાનું વદનમંડળ ટેકવીને જમીન ઉપર બેઠી હતી. કાલાવધિ શાંત મહાસાગર સમો જણાતો હતો. અનંત રાત્રિના પૃષ્ઠ ભાગ ઉપર દૈવે આ એકજ ચિત્ર સર્વ કામ માટે જાણે ચીતરી રાખ્યું હતું. ચારે બાજુએ સર્વનાશ, મધ્યમાં ન્યાયાધીશ, અને અપરાધી એના ચરણે. કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. બારણા આગળ આવીને હરિહર મુકરજીએ બુમ પાડી " તને જોઇએ એટલો સમય મળ્યો છે. હવે એથી વિશેષ સમય નહિ મળે. તારી સ્ત્રીને ઘરની બ્હાર કાઢી મુક. "

કુસુમ આ સાંભળીને પોતાનો તમામ આવેગ એકઠો કરીને પતિનાં ચરણોને મક્કમપણે વીંટાઇ ગઈ, ચુંબનોથી તેને વધાવી લીધાં અને આદરપૂર્વક તેને પોતાનું મસ્તક નમાવીને એ ખસી ગઇ.

હેમંત ઉઠયો, બારણા પાસે ગયો અને બોલ્યો " પિતાજી, હું મારી પત્નીનો ત્યાગ નહિ કરૂં. "

હરિહર બરાડી ઉઠયો "શું, એને માટે તું નાત તજીશ?" હેમંતે શાંત સ્વરે જવાબ આપ્યો "મને નાતની પરવા નથી." "ત્યારે મને તારી પણ પરવા નથી, હું તારો ત્યાગ કરૂં છું."

## બ્રાહ્મણી

નાયબ જાનકીનાથના ઘરમાં પ્યારી નામની એક બ્રાહ્મણી રસોઈ કરવાને માટે રહી હતી. એની સ્થિતિ જો કે ઘણી ગરીબ હતી છતાં એનું ચરિત્ર ઘણું સારૂં હતું. આ ઘણે દૂરની રહેનારી હતી અને વિપત્તિની મારી એ જાનકીનાથને ઘેર આવી હતી. એક દિવસ માલિકે એના ઉપર કુદૃષ્ટિ કરી. તરતજ એ શેઠાણી પાસે ગઈ અને હકિકત કહીને રડી પડી. શેઠાણીએ કહ્યું "હવે તું બીજે ઠેકાણે નોકરી શોધી લે. અહીં રહેવામાં સાર નથી."

પરંતુ અહીંથી જતા રહેવાનું સહેલું નહોતું. એની પાસે પુંજીમાં કેટલાક રૂપીઆ હતા, એટલે આ બ્રાહ્મણી ચંદ્રભૂષણ ભટ્ટને ત્યાં જઈને રહી. ભટ્ટને એમના પુત્રોએ કહ્યું "જાણી જોઈને શું કામ શિરે તમે વિપત્તિ ઓ'રી લો છો." ભટ્ટજીએ કહ્યું "વિપત્તિ હાલી ચાલીને આપણે ઘેર આશ્રય ખોળવા આવે તો એને આશ્રય વિના વિમુખ કરવી એ મને યોગ્ય નથી લાગતું."

એક દિવસ નાયબ સાહેબ ભટ્ટજીને ઘેર આવ્યા, તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પછી બોલ્યા "ભટ્ટજી, મારી રસોઇયણને તમે કેમ રાખી લીધી છે ? અમને ઘરમાં રસોઇની ઘણી આપદા પડે છે." આના જવાબમાં ભટ્ટજીએ નાયબ સાહેબને બે એક કડવી વાત સંભાવી દીધી. ભટ્ટજી ઘણા પ્રતિષ્ઠિત અને સાચા બોલા હતા, એટલે તડને ફડ જે વાત ખરી હોય તેજ કહી નાખતા. કોઇનીએ શરમ રાખીને વાત કરતા નહિ. નાયબસાહેબ ભટ્ટજી ઉપર મનમાં તો ઘણા ગુસ્સે થયા. " બચ્ચા જોઇ લઇશ " એમ પણ મનમાં બબડયા; પણ બહાર કાંઇ પણ રોષ ન જણાવતાં ભટ્ટજીને પ્રણામ કરીને ચાલ્યા ગયા.

બે ચાર દિવસ બાદ ભટ્ટજીને ઘેર પોલીસનાં પગલાં થયાં. ભટ્ટજીની સ્ત્રીના ઉશીકાં નીચેથી નાયબ સાહેબની સ્ત્રીનું કર્ણફુલ મળી આવ્યું. પેલી બ્રાહ્મણી ઉપર આળ આવ્યું અને એને ચોર ગણીને જેલમાં પુરી. ભટ્ટજીની પ્રતિષ્ઠા ગામમાં ઘણી સારી હતી તેથી ચોરીનો માલ રાખવા બદલના ગુનામાંથી એ બચી ગયા. ભટ્ટજીને ખાત્રી થઇ કે બ્રાહ્મણીએ મારો આશ્રય લીધો તેથીજ એની આ દશા થઇ એના હૃદયમાં આ વાત શલ્યની પેઠે ખુંચ્યા કરતી હતી. છોકરાઓએ કહ્યું " હવે આપણે આ ઘર છોડીને બીજે રહેવા જઇએ, હવે અહીં રહેવું સલામત નથી."

ભટ્ટજી બોલ્યા " હું બાપદાદાના ઘરને નહિ છોડું. જે ભાગ્યમાં લખાએલું હશે તે થવાનુંજ છે. ગમે ત્યાં જઇશું

સાંએ દુ:ખ છોડવાનું નથી."

એટલામાં નાયબ સાહેબે જમીન ઉપરનો લાગો ઘણો વધારી દીધો એથી એ લોકોમાં અકારો થઇ પડયો. ભટ્ટજી પાસે જેટલી જમીન હતી તે તમામ એમને દાનમાં મળી હતી. એના ઉપર જમીનદારનો કાંઇ હક્ક ન હોતો. છતાં નાયબે જમીનદારને એવું ભેરવ્યું કે "ભટ્ટજી તો લોકોને ચઢાવીને આપણી સામા કરી મુકે છે." એટલે જમીનદારે ભટ્ટજીને ગમે તે રસ્તે દબાવી દેવાને નાયબને સત્તા આપી. નાયબ ફરી ભટ્ટજી પાસે આવ્યો અને વિનયથી પ્રણામ કરતો બોલ્યો " ભટ્ટજી, પેલી જમીન છે તે તો પરગણાની હદમાં પડે છે, માટે તે તમારે છોડી દેવી પડશે." ભટ્ટજીએ કહ્યું " શી વાત કરો છો. એ તો આજ કાલ કેટલાયે વર્ષ થયાં મારી માલકીની છે." ભટ્ટજીની આ જમીન સંબંધમાં જમીનદારની ઘણી નાલેસી થઇ. ભટ્ટજીએ કહ્યું " ગમે તે થઈ જાય. ચાહે જમીન જતી રહે પણ હું તો કોર્ટ નહિજ ચઢું." છોકરાઓએ કહ્યું " જમીન જતી રહેવા દેશો તો આ ઘરમાંયે શી રીતે રહેવાશે ?"

બાપ દાદાના ઘર ઉપર ભટ્ટજીની પ્રાણ કરતાં વિશેષ મમતા હતી એટલે નાઇલાજે એમને કૉર્ટ ચઢવું પડયું. મુન્સફ સાહેબે ન્યાય ચુકવ્યો અને એમને જમીન પાછી મળી. એમના આશ્રયે રહેનારા લોકોએ ભટ્ટજીની જીતથી મોટો ઉત્સવ ઉજવ્યો. ભટ્ટજીએ સર્વને એમ કરતાં અટકાવ્યા. નાયબે ઉપલા ફેસલાથી નારાજ થઇ અપીલ કરી એટલે

ભટ્ટજી વળી પાછા ગભરાયા. વકીલો એમની પાસેથી ફી ન હોતા લેતા. વકીલ લોકો ભટ્ટજીને વારંવાર આશ્વાસન આપતા હતા કે ગભરાશો નહિ, અપીલમાં પણ તમેજ જીતશો. દિવસ કદી રાત થઇ જાણી છે ?"

એક દિવસ નાયબને ત્યાં મોટી ધામધુમથી સત્યના રાયણની કથા થઇ. એણે આ શાનો ઉત્સવ ઉજવ્યો તપાસ કરતાં ભટ્ટજીને માલમ પડયું કે પોતે અપીલમાં હારી ગયા છે. કપાળ કુટતા ભટ્ટજી વકીલને પૂછવા લાગ્યા "તમે શું કહેતા હતા ? હવે મારી શી દશા થશે ? દિવસ કેવી રીતે રાત થઇ ગયો ?" વકીલોએ એનું ગૂઢ કારણ સમજાવ્યું કે હાલમાં જે નવા એડીશનલ જજ થઇને આવ્યા છે, પહેલાં મુન્સફની જગ્યા ઉપર હતા તે વખતે, જે મુન્સ તમારો મુકદમો ચુકવ્યો હતો તેની સાથે એમને ખટપ જાગેલી હતી. તે વખતે તો એ મુન્સફને એ કાંઇ ન કરી શક્યા; પરંતુ હવે જજ બનીને આવ્યા એટલે એના ફેંસલ ઉપર જેટલી અપીલો આવે છે તે બધીએ મંજુર રાખે છે; એટલે આમાં આપણી હાર થઇ."

ભટ્ટજીએ વ્યાકુળ થઇને પુછયું "આના ઉપર હાઇ કોર્ટમાં અપીલ થઇ શકતી હશે ?"

વકીલે કહ્યું " જજ સાહેબે એવી કુનેહથી જજમેન્ટ લખ્યું છે કે હવે હાઇકોર્ટમાં અપીલ કરવામાં કાંઇ આશા નથી. એણે તમારી જુબાની ઉપર વિશ્વાસ ન રાખતાં સામા વાળાની જુબાની ઉપર વિશ્વાસ રાખેલો છે."

આંખમાં આંસુ આણુતા ભટ્ટજી બોલ્યા " તો હવે મારે માટે કોઈજ ઇલાજ નથી રહ્યો ?"

વકીલે ઉંડો વિચાર કરીને માથું હલાવીને કહ્યું "હવે તો કોઇ ઈલાજ જણાતો નથી."

બીજે દિવસે નાયગ બડી ધામધુમ સાથે ઘણા આદમીઓને લઈને ભટ્ટજી પાસે આવ્યો અને લાંબો થઇને એમને પગે લાગ્યો; અને જતાં જતાં કહેતો ગયો કે "પ્રભુ, તમારી ઇચ્છા."

## વિલાયતી પ્રાયશ્ચિત્ત

૧

સ્વર્ગ અને મનુષ્ય લોકની વચમાં એક અનિર્દેશ્ય અરાજક સ્થાન છે. ત્યાં રાજા ત્રિશંકુ લટકયા કરે છે અને આકાશકુસુમો ઢગલા બંધ ઉગે છે. એ વાયુરૂપી દુર્ગના વેષ્ટિત થયેલા પ્રદેશનું નામ "હોત તો થાત" એવું હતું.

જે લોકો મહાન્ કાર્ય કરીને અમરતા પ્રાપ્ત કરી ગયા છે તે ધન્ય થઇ ગયા છે. જે મનુષ્યો સાધારણ ભાવથી સંસારનાં કાર્યોમાં એક બીજાને સહાય કરે છે, એ લોકોને પણ ધન્ય છે; પરંતુ જે લોકો ભાગ્યના ભ્રમમાં કુટાઇને આ બન્ને અવસ્થાઓની વચમાં અંટવાયા કરે છે, એમને માટે તો ધન્યવાદનો કોઇ ઉપાય જણાતો નથી. એમને માટે તો અમુક વાત બને તો અમુક થાય, પણ તે અમુક વાત બનેયે નહિ અને અમુક થાયે નહિ, એવું હોય છે.

અમારા અનાથબંધુ પણ બિચારા વિધાતાની વિટ

બનાથી પીડાતા ઉપર જણાવેલી અવસ્થાઓની વચમાં જ અંટવાયા કરતા હતા. બધાનુ એવું માનવુ હતું કે જો એ ધારે તો સર્વ વાતોમાં કૃતકાર્ય થઇ શકે; પરંતુ એમણે ધાર્યુંએ નહિ, અને એમના કોઇ કામમાં ભલીવાર પણ ન આવ્યો. એટલે એમની શક્તિ વિષેની બધાની માન્યતા જેવી ને તેવી કાયમ જ રહી હતી. બધાએ કહેતા—એ પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાય એવા છે; પણ એમણે પરીક્ષાજ આપી નહિ. બધાએ કહેતા કે જો એ નોકરી કરે તો હરએક ખાતામાં અનાયાસે ઉચ્ચ સ્થાન મેળવી શકે; પણ એમણે નોકરી જ ન કરી. સાધારણ લોકો પ્રત્યે એમને વિશેષ ઘૃણા હતી; કારણ કે એ બિચારા બહુ સાદા હતા. અસાધારણ લોકોમાં એમને બીલકુલે શ્રદ્ધા નહોતી, કારણ કે એ પોતે એવા અસાધારણ થવા ધારત તો થઇ શકત. આપણા અનાથબંધુની ખ્યાતિ, સુખ સંપત્તિ, સૌભાગ્ય તમામ દેશકાળને લઇને અસંભવતાના અંડારમાં ભરાઇ રહ્યું હતું. બાકી વાસ્તવિક રીતે જોતાં તો વિધાતાએ એમને એક શ્રીમંત સસરા, અને એક સુશીલ સ્ત્રી એટલું જ આપેલું હતું. એમની સ્ત્રીનું નામ વિંધ્યવાસિની હતું.

અનાથબંધુને પોતાની સ્ત્રીનું એ નામ પસંદ નહોતું તેમ એ સ્ત્રી રૂપ અને ગુણમાં પણ પોતાને યોગ્ય નહોતી એમ એમનું માનવું હતું. પરંતુ સ્ત્રીના મનમાં તો સ્વામીના સૌભાગ્યગર્વની સીમા રહી નહોતી. વિંધ્યવાસિની કોઇ પણ સંદેહ વગર માનતી હતી કે સર્વ સ્ત્રીઓના સ્વામી કરતા

પોતાનો સ્વામી શ્રેષ્ઠ છે. એ બાબતમાં તો અનાથબંધુ પણ એમનાં પત્ની જોડે સંમત હતા.

પોતાના સ્વામીના ગૌરવનો ગર્વ એક રતિભાર પણ ખંડિત ન થાય તેને માટે વિંધ્યવાસિની રાતને દિવસ કાળજી રાખતી હતી. એની ઇચ્છા તો એવી હતી કે સૌથી ઉંચા શિખર ઉપર જો એ પોતાના સ્વામીને ચઢાવી શકે, તો આ મર્ત્ય લોકના કટાક્ષપાતથી એ એમને દૂર રાખીને નિશ્ચિંતપણે પતિની પૂજા કરવામાં પોતાનું જીવન જોડી દે. પરંતુ આ જડ જગતમાં ભક્તિ દ્વારા ભક્તિના પાત્રને ઉપર ઉઠાવી જઇ શકાતું નથી. વળી અનાથબંધુને આદર્શ પુરુષ તરીકે નહિ માનનારાઓની સંખ્યા આ જગતમાં કાંઇ થોડી નહોતી, એટલે વિંધ્યવાસિની પોતાની ઇચ્છા પાર ન પાડી શકી. તેનું એને બહુ દુઃખ થતું હતું.

અનાથબંધુ કોલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે પોતાને સાસરે રહેતો હતો. પરીક્ષા આવી પણ એ પરીક્ષામાં ન બેઠો અને બીજે વર્ષે એણે કોલેજ છોડી દીધી.

પતિના આવા વર્તનથી વિંધ્યવાસિની બધાં આગળ ભોંઠી પડી. એક દિવસ રાતે એણે સ્વામીને ધીમે રહીને કહ્યું " પરીક્ષા આપી દીધી હોત તો ઠીક થાત. "

અનાથબંધુ હસતો હસતો બોલ્યો " પરીક્ષા આપવાથીજ માણસમાં યોગ્યતા આવે છે ? એમ તો અમારા કેદારનાથે પણ પરીક્ષા પાસ કરી છે."

વિંધ્યવાસિનીને આથી સાંત્વન મળ્યું. એણે મન

વાંચ્યું કે દેશનાં ગધેડાં પણ પાસ થાય એવી પરીક્ષા પાસ કરવાથી અનાથબંધુનું ગૌરવ કેટલું વધી જવાનું હતું ?

એકવાર વિંધ્યવાસિનીની બાલ સખી કમળા એને મળવા આવી અને એને હરખાતાં હરખાતાં ખુશ ખબર સંભળાવી કે "મારો ભાઈ રમેશ આ વખતે પરીક્ષામાં પાસ થયો અને એને સ્કોલરશીપ પણ મળી." કમળાએ બિચારીએ ભોળે ભાવે આ ખુશ ખબર કહી પણ વિંધ્ય-વાસિનીને એમ લાગ્યું કે મારા પતિ નાપાસ થયા તેથી એણે આમ આડકતરી રીતે મને મહેણું માર્યું." એટલે કમળા ઉપર એ ઉતરી પડી અને વ્યંગમાંજ સંભળાવી દીધું કે " એફ. એ. ની પરીક્ષા તે કાંઇ પરીક્ષા છે. વિલાયતની કોઇ કોલેજમાં બી. એ. નીચેની તો પરીક્ષાજ નથી. " કહેવાની આવશ્યકતા નથી કે વિંધ્યવાસિનીએ આ વાત પતિના મુખથી સાંભળી હતી.

કમળા તો પોતાની સખી સાથે હાસ્ય વિનોદ કરવા આવી હતી પણ આ તો હસવાનું ખસવું થયું જોઇને એ જરા જંખવાણી પડી ગઈ; પણ વિંધ્યવાસિનીથી એ ઉતરે તેવી નહોતી. પોતાની સખીનો મનોભાવ ક્ષણવારમાં એ કળી ગઇ. પોતાના ભાઇને આમ એણે ઉતારી પાડયો એટલે એને પણ જબરો ચાટકો ચઢયો. એ બોલી "બેન, હું કાંઇ વિલાયત ગઇ નથી, તેમ વિલાયત જઇ આવેલા સ્વામીને પરણી પણ નથી; એટલે એ બધી વાતો હું શી રીતે જાણી શકું ? હું તો મૂર્ખ સ્ત્રી છું. પણ એવી હલકી

પરીક્ષાએ બધા બંગાળી છોકરા નથી આપી શકતા. " આમ બોલીને કમળા ઉઠીને ચાલી ગઇ. વિંધ્યવાસિનીનો સ્વભાવ વઢકારો નહોતો એટલે કમળાનું મહેણું સાંભળીને ચુપ રહી ગઇ અને એના ગયા પછી એ ઘરમાં જઇને છાની માની રડવા લાગી.

થોડા સમય પછી વળી એક બીજી ઘટના બની. વિંધ્યવાસિનીના પિતાને ઘેર ઘણે દૂરથી શ્રીમંત મહેમાનો આવીને ઉતર્યા હતા, એટલે રાજકુમારબાબુએ પોતાના જમાઇએ રોકેલું દીવાનખાનું ખાલી કરાવીને તેમાં આ શ્રીમંત મેમાનોને ઉતારો આપ્યો.

અનાથબંધુને આથી ખોટું લાગી ગયું. તે પોતાની સ્ત્રી પાસે જઇને તેના બાપનું ભુંડું બોલવા લાગ્યો; પછી એણે સસરા ઉપર પણ પોતાની રીસ કાઢવા માંડી અને અનેક ચેષ્ટાઓ કરીને પોતાનો મનોભાવ એ વ્યક્ત કરવા લાગ્યો. પતિની આવી રીતથી વિંધ્યવાસિનીને શરમાઇ જવું પડ્યું. એણે હાથ જોડીને પતિને પગે પડીને, આંખમાં આંસુ આણીને પતિને સમજાવ્યો કે " તમે આમ કરો તે સારૂં ન કહેવાય, આમાં તમારે અપમાન માની લેવાનું કાંઈ કારણ નથી, આમ કરવાથી તો આપણો ભાર ભાગી જાય. "

વિંધ્યવાસિની મહા વિવેકવાળી હતી. એણે પોતાના માતાપિતાનો બીલકુલે દોષ ગણ્યો નહિ, એમના વર્તનમાં એને કશું અસ્વાભાવિકપણું ન લાગ્યું, પણ એક વાત એના

મનમાં ખાસ ઉતરી ગઇ. તે એ કે પોતાના સ્વામી સાસ
રામાં રહીને હાથે કરીને પ્રતિષ્ઠા ગુમાવે છે.

ત્યારથી એણે પતિને રોજ આગ્રહ કરવા માંડ
કે " હવે આપણે મારા બાપના ઘરમાં નથી રહેવું. મ
તમારે ઘેર તેડી જાવ. "

અનાથબંધુ ગર્વિષ્ટ તો ઘણો હતો પણ એને પોતા
પ્રતિષ્ઠાનો જરાએ ખ્યાલ નહોતો. પોતાને ગરીબ ઘેર પા
જવાને એ બીલકુલે રાજી નહોતો. વિંધ્યવાસિનીએ
પકડીને કહ્યું કે " જો તમે નહિ આવો તો હું એક
જઇશ. "

સ્ત્રીનો આવો દઢાગ્રહ જોઇને અનાથબંધુએ પોતા
ઘેર જવાની તૈયારી કરવા માંડી. રાજકુમાર બાબુ ત
તેની સ્ત્રીએ પોતાની પુત્રીને થોડા દિવસ રહીને પ
જવાનું કહ્યું, પણ પુત્રી ગંભીર ભાવ ધારણ કરીને નીઃ
જોતી બોલી " ના, હવે નહિ રહું. "

પુત્રીનો આવો દૃઢ નિશ્ચય જોઈને માતાપિતાને એ
લાગ્યું કે જરૂર એને કાંઇ ખોટું લાગ્યું હોવું જોઇએ. તે
રાજકુમાર બાબુ દુઃખી થતા બોલ્યા " બેટા, તને હમા
કોઈ વર્તનથી અમે કદી દુભવી છે ? અમે તને ક
કહ્યું છે ? "

વિંધ્યવાસિનીએ કહ્યું " નારે, મને અહીં શું દુઃ
હતું ? " એમ બોલીને એ રડવા લાગી, પરંતુ એ
પોતાનો નિશ્ચય તો કાયમજ રાખ્યો.

માતા પિતા ઉંડો નિઃશ્વાસ નાખતાં મનમાંજ બોલ્યાં " પુત્રીને ગમે તેટલા લાડકોડથી ઉછેરો પણ પરણ્યા પછી એ આપણી નથી રહેતી. "

આખરે આંખમાં આંસુ ભરી વિંધ્યવાસિની માતા પિતાની આજ્ઞા અને આશીર્વાદ લઇને પતિની સાથે પોતાને સાસરે ગઇ.

૨

કલકત્તાના શ્રીમંતના ઘરમાં અને ગામડામાં ગરીબના ઘરમાં આકાશ અને પાતાળ જેટલું અંતર હોય છે; પણ વિંધ્યવાસિનીએ પોતાના સાસરામાં આવીને મનસા, વાચા કે કર્મણા જરા પણ અસંતોષ જણાવ્યો નહિ. એ સદાએ આનંદમાં રહેતી અને ગૃહકાર્યમાં સાસુને સર્વ પ્રકારે સહાય કરતી હતી. જમાઇની નોકર રાખે એવી સ્થિતિ નહિ હોવાથી રાજકુમાર બાબુએ પોતાની પુત્રી જોડે એક દાસી પણ મોકલી હતી. વિંધ્યવાસિનીએ સાસરે આવ્યા પછી એને વિદાય કરી દીધી.

સાસુ વિંધ્યવાસિનીને મહેનતનું કામ કરતાં અટકાવતી હતી પરંતુ વિંધ્યવાસિની હસતી હસતી સાસુને બાજુએ ખસેડી તમામ કામકાજ પ્રસન્ન ચિત્તે કર્યા કરતી હતી. આ પ્રમાણે સેવાભાવથી એણે સાસુના હૃદયમાં સ્થાન મેળવ્યું અને ગામની બીજી સ્ત્રીઓ પણ એના ગુણથી મુગ્ધ થઈ ગઇ હતી.

એ તન તોડીને વહીતરૂં કરી રહી હતી, છતાં એનું જોઇએ તેવું સંતોષકારક પરિણામ ન આવી શકયું. સંસારના નિયમ સુંદર ભાષામાં લખેલી ઉપદેશાવલિ જેવા સરલ નથી હોતા. ગમે તેવા સુવ્યવસ્થિતપણે ચાલી રહેલા વ્યવહારમાં પણ સેતાન આવીને ખલેલ પહોંચાડે છે, અને કોઈને કાંઇ માર્ગમાં વિઘ્ન નાખી દે છે.

અનાથબંધુને ત્રણ ભાઇ હતા. એક એનાથી મોટો અને બે એનાથી નાના હતા. મોટો ભાઇ બહાર ગામ નોકરી કરતો હતો અને ઘરખર્ચ માટે દર મહિને રૂપીઆ પચાસ ઘેર મોકલતો હતો. નાના ભાઇઓને ભણાવવાનો ખર્ચ પણ એમાંથીજ થતો.

ઘરખર્ચ માટે દર મહિને પચાસ રૂપીઆ તે શા હિસાબમાં? પરંતુ મોટાભાઇની પત્ની શ્યામા તો ગર્વથી ફુલાઇ જઇને કહેતી કે "અમે તો દરમહિને પચાસ રૂપીઆ મોકલીએ છીએ." આમ કહીને બધાં ઘરનાં ઉપર મોટો ભાર મુકી દેતી. કામકાજમાં એ જરાએ ટીચ મારતી નહિ, ફક્ત પલાંઠો મારીને બેસીજ રહેતી.

વિંધ્યવાસિની રાતને દિવસ અવિશ્રાંતપણે ઘરનું કામકાજ કર્યા કરતી હતી ત્યારે હલકા હૃદયની શ્યામા એના ઉપર બળી રહી હતી. એનું કારણ સમજવું અને સમજાવવું બન્ને મુશ્કેલ છે. એમ જણાય છે—એણે મનમાં એવો વિચાર કરેલો હોવો જોઇએ કે આ મારી દેરાણી

શ્રીમંત પિતાની પુત્રી હોવા છતાં કેવળ બહાર દેખાડવા ખાતરજ આવાં વહીતરાં કરે છે અને મને લોકોની નજરે એમ કરીને હલકી પાડે છે. ગમે તે કારણ હોય, પચાસ રૂપીઆ મોકલનાર સ્વામીની સ્ત્રી શ્રીમંત પિતાની પુત્રીને ઇર્ષ્યાની નજર વગર ન જોઇ શકી. એને તો પોતાની દેરાણીની નમ્રતામાં અભિમાનનાં લક્ષણ જણાયાં.

અનાથબંધુએ પોતાના ગામમાં આવીને એક લાઇબ્રેરી ખોલી. દસ વીસ સ્કુલના નીશાળીયાઓને એ લાઇબ્રેરીમાં એકઠા કરતો, પોતે સભાનું અધિષ્ઠાન પદ સ્વીકારતો અને તાર દ્વારા વર્તમાનપત્રોમાં એ સભાના રીપોર્ટો મોકલતો. લોકોને અંગ્રેજી વર્તમાન પત્રો વાંચીને તેની મતલબ સમજાવતો. એને અંગ્રેજી આવડે છે એ જાણીને લોકો વિસ્મિત થઇ જતા. આ પ્રમાણે ઘરમાં પૈસો લાવવાને બદલે અનાથબંધુ વ્યર્થ રીતે પૈસા ખર્ચવા લાગ્યો.

વિંધ્યવાસિની એને રોજ કહેતી કે "કાંઇ નોકરી કરો." ત્યારે એ જવાબ દેતો "શું કરૂં, મારે લાયકની નોકરીઓ તો ઘણીએ છે પણ સરકાર માબાપ ભારે ભારે નોકરીઓ એમના અંગ્રેજ લોકોને આપે છે. સાહેબ લોકો કરતાં બંગાળીઓ હુન્નર દરજ્જે ચઢીઆતા છે પણ એમના કર્મે નિરાશાજ લખાયલી છે."

શ્યામા પોતાના દીયર અને દેરાણી સાંભળે તેમ સીધી અને આડકતરી રીતે વ્યંગ વચનના વારંવાર પ્રહાર કર્યા કરતી હતી. "અમે તો બાપુ ગરીબ રહ્યાં, પૈસાવાળાની

ચાકરી અને જમાઇનું અમારાથી શી રીતે પુરૂં થાય ? ત્યાં તો એ મજામાં હતાં, કશુંયે દુ:ખ નહોતું. અહીંના સુકા રોટલા એમને ગળે શી રીતે ઉતરે ?"

સાસુ શ્યામાથી ડરતી હતી એટલે નાની વહુનું ઉપરાણું લઇને એને કાંઇ કહેવાનું એ સાહસ નહોતી કરી શકતી. નાની વહુ બિચારી મુગે મોઢે જેઠાણીનાં કટુ વાક્યો ગળી જતી હતી.

અનાથબંધુના મોટા ભાઇ થોડા દિવસની રજા લઇને ઘેર આવ્યા. પોતાની લાડકી રાણીનાં સુધા જેવાં મીઠાં વચનો સાંભળવા લાગ્યા. શ્યામા આખી રાત પતિના કાન ભંભેરવા લાગી. એટલે એક દિવસ મોટાભાઇએ કંટાળીને અનાથબાબુને પાસે બોલાવ્યો અને સ્નેહથી કહ્યું "ભાઇ! હવે તું કાંઇ નોકરી ખોળવાની કોશીશ કરે તો સારૂં. જોને, હું એકલો કેવી રીતે આપણાં બધાંનું પુરૂં કરી શકું ?"

અનાથબંધુ દીર્ઘ નિ:શ્વાસ નાખતો મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે " હવે શું કરવું ? સ્ત્રી પણ નોકરી કરવાનું કહે છે, મોટાભાઈ પણ એજ ગાડીમાં બેસી ગયા." આખરે ફરીથી સાસરામાં જઇને રહેવાનો એણે વિચાર કર્યો.

વિંધ્યવાસિનીને આ વિચાર જરાએ રૂચ્યો નહિ. એણે પતિને સમજાવ્યું કે ભલે મોટાભાઇ આપણને બે કડવા શુકન કહે તોપણ નાના ભાઇનો મોટા ભાઇ ઉપર હક્ક છે. મોટા ભાઇનો રળેલો રોટલો ખાતાં આપણને કશી

શરમ નથી, પણ; મારા બાપના ઘરનાં પકવાન ખાવામાં પણ આપણને હિણપત છે; કારણ કે મારા બાપ ઉપર તમારો તેવો કશોયે હક્ક નથી."

એવામાં ગામની સ્કૂલમાં ત્રીજા આસીસ્ટંટની જગ્યા ખાલી પડી. મોટાભાઇએ તથા સ્ત્રીએ અનાથબંધુને એ નોકરી લેવા ઘણો સમજાવ્યો. આવી હલકી નોકરી કરવાનો બધા એને આગ્રહ કરી રહ્યાં હતાં તેથી અનાથબંધુ બહુ ચીઢાયો અને આ સંસાર ઉપર એને ઉદ્વેગ આવી ગયો. મોટાભાઇએ વળી એને મનાવ્યો. સઉ મનમાં સમજીને બેસી રહ્યાં. "હવે અનાથબંધુને કાંઇ પણ ન કહેવું, ભલે એ ઘરમાં બેસી રહે. વધારે કહીએ તો રીસાઇને વળી એ કાંઇ નાસી જાય." આવો વિચાર કરીને સૌએ મન વાળ્યું. રજા પુરી થવાથી અનાથબંધુના મોટાભાઇ પાછા નોકરીએ ચાલ્યા ગયા. શ્યામા ઘણા દિવસ પુંગરાયલે મોડે ફરવા લાગી.

એક વાર અનાથબંધુ શ્યામાને કહેવા લાગ્યો કે "આજકાલ વિલાયત ગયા વિના સારી નોકરી મળવાની નથી. મારો વિલાયત જવાનો વિચાર થઇ ગયો છે માટે કોઇ પણ બહાને તું તારા પિતા પાસેથી મને થોડા ઘણા રૂપીઆ આણી આપ."

પતિના મુખે વિલાયત જવાની વાત સાંભળીને નિંષ્યવાસિનીના શિર ઉપર જાણે વજ્ર તુટી પડયું. તેમાં વળી પિતા પાસે રૂપીઆ માગવાની વાત સાંભળીને તો એ લજ્જાની મારી જાણે મરી ગઇ.

સસરા પાસે રૂપીઆ માગતાં અનાથબંધુને તો પોતાનું
ભિમાન આડું નડયું, પણ પત્ની કેમ કોઇ તદબીર
ાવીને કે છળ કરીને એના બાપ પાસેથી રૂપીઆ ન
વે, તે એના સમજવામાં ન આવી શકયું. અનાથબંધુ
ઉપર મોઢું ચઢાવીને ફરતો હતો. એણે એની સાથે
લવાનુંયે છોડી દીધું. બિચારી વિંધ્યવાસિનીને આ અસહ્ય
પડયું. રડી રડીને એણે આંખો ફુલાવી દીધી.

આશ્વિન માસ આવ્યો એટલે દુર્ગા પૂજાના દિવસ પણ
ાપ આવી લાગ્યા. દુર્ગાપૂજાનો તહેવાર બંગાલીઓનો
ા મોટો તહેવાર છે. આ તહેવારોમાં દીકરી અને જમા-
તેડાવવા રાજકુમાર બાબુએ માણસો મોકલ્યાં તેમની સાથે
ી પોતાના સ્વામીને તેડીને પિતાને ઘેર આવી. આ વખતે
ાઇની પહેલાં કરતાં ઘણી સારી રીતે સરભરા થવા લાગી.
યવાસિની પણ પિતાના ઘરમાં આનંદથી રહેવા લાગી.

આજ છઠ હતી. કાલે સાતમથી પૂજાનો આરંભ થવાનો
એટલે ઘરમાં ધામધુમ, કોલાહલ અને જબરી ધમાલ
ી રહી હતી. સગાં અને સ્નેહી સંબંધીઓથી રાજ-
ર બાબુનું ઘર ભરાઇ ગયું હતું.

આખા દિવસના શ્રમથી કંટાળી ગઇ હતી તેથી
વિંધ્યવાસિની વહેલી સુઇ ગઇ. પ્રથમ જે ખંડમાં
યવાસિની પોતાના પતિ સાથે બાપના ઘરમાં રહેતી,
ખંડને બદલે આ વખતે એના પિતાએ પુત્રી અને જમા-
યથોચિત સત્કાર કરવાને પોતાને સુવા બેસવાનો જે

ખાસ ખંડ હતો તેમાં એમને રાખ્યાં હતાં. અનાથબંધુ કેટલે વાગે આવ્યો તે વિંધ્યવાસિનીને ન ખબર પડી. તે વખતે એ ગાઢ નિદ્રામાં પડી ગઈ હતી અને એનાં નસકોરાં બોલતાં હતાં.

ટકોરખાનાનો નાદ કાન ફાડી નાખવા લાગ્યો પણ થાકી ગયેલી વિંધ્યવાસિનીની આંખ ન ખુલી. એની સખીઓ કમળા અને ભુવનમોહિની છાનાં માનાં પતિ પત્ની શી વાત ચીત કરી રહ્યાં છે તે સાંભળવાને વિંધ્યવાસિનીના ઓરડા પાસે ધીમાં પગલાં મુકતી ગઈ. ઓરડાનાં બારણાં બંધ જોઇને અને અંદરથી કોઇનો પણ અવાજ આવતો ન સંભળાવાથી બન્ને સખીઓ ખડખડાટ હસી પડી. આમના ખડખડાટ હસવાના શબ્દથી વિંધ્યવાસિનીની આંખ એકદમ ખુલી ગઈ. અનાથબંધુ એની પાસેથી કયારે ઉઠીને ચાલ્યો ગયો તેની એને કશી ખબર રહી નહોતી. એ પલંગ ઉપરથી નીચે ઉતરી અને જમીન ઉપર પગ મુકતાં જ એની માતાની ટ્રંક ઉઘાડી પડી રહેલી એને જણાઇ. તરતજ એના પેટમાં ફાળ પડી. ટ્રંકમાં જોયું તો એના પિતાની કૅશ–બોકસજ મળે નહિ.

એને યાદ આવ્યું કે " કાલે મારી માતાની ચાવી-ઓનો ઝુમખો ખોવાઇ ગયો હતો એટલે નક્કી એ ઝુમખો કોઇના હાથમાં આવેલો અને તેણેજ આ ચોરી કરેલી હોવી જોઇએ." આ વિચારમાં એને બીજો વિચાર આવ્યો કે " હાય હાય, ચોરોએ મારા પતિને તો કાંઈ ઇજા નહિ

કરી હોય ! " એનું કાળજું ધડકવા લાગ્યું, એની ગભરાયલી દૃષ્ટિ આમ તેમ ફરવા લાગી. પલંગના પાયા આગળ એની નજર પડી તો એની માની ચાવીઓના ઝુમખાની નીચે દાબેલી એક ચીઠી એણે જોઇ.

ચાવીઓનો ઝુમખો અને ચીઠી એણે ઉંચકી લીધાં. ચીઠી એના પતિના હાથની લખેલી હતી, ખોલીને વાંચી જોઇ તો એમાં નીચે પ્રમાણેની મતલબનું લખાણ હતું.

" મારે વિલાયત જવું હતું તેથી સ્ટીમરના ભાડા માટે તો એક મિત્રની સહાયતાથી ગોઠવણ કરી હતી; પણ ત્યાં મારા નિભાવને માટે પૈસા જોઇએ તેની કશી વ્યવસ્થા ન થઇ શકી; એટલે રતોવાઇ તારા પિતાની ટ્રંકમાંથી પૈસા લઇને બારી આગળના દાદરેથી હું બાગમાં ઉતરી પડયો અને ત્યાંથી દિવાલ કુદીને નાસી ગયો છું. સ્ટીમર પ્રભાત થતામાંજ ઉપડી ગઇ છે. " પત્ર વાંચતાં જ વિંધ્યવાસિની તો ઠંડી ગાર થઇ ગઇ અને પલંગનો પાયો પકડીને ત્યાંજ બેસી ગઇ. કાળરાત્રિના ભયાનક સ્વર સમાન અનેક કઠોર અવાજ એના કર્ણમાં જાણે ગુંજી ઉઠયા. આ વખતે આખા કલકત્તામાં ઘેર ઘેર નોબતો અને શરણાઇઓના મધુર અવાજથી આકાશ ગાજી ઉઠયું હતું, બલકે આખા બંગાળાના તમામ લોકો આ સમયે પૂર્ણ આનંદમાં મહાલી રહ્યા હતા.

આટલો બધો દિવસ ચઢયો છતાં આજે તહેવારને દિવસે પણ વિંધ્યવાસિનીના આવાસનાં બારણાં બંધ દેખીને

કમળા અને ભુવનમોહિની હસતી હસતી બારણું ખખડાવવા લાગી. એમને કશો ઉત્તર ન મળવાથી શંકિત થઇને એમણે વિંધ્યવાસિનીને જોરથી બુમો પાડવા માંડી.

વિંધ્યવાસિનીએ જવાબ દીધો " એ આવું છું, તમે હમણાં અહીંથી જતાં રહો. " બન્ને સખીઓએ ધાર્યું કે એની તબીયત ઠીક નથી એટલે એ એની માતાને બોલાવી લાવી. માતાએ આવીને બહારથી પૂછયું " બેટા, તારી તબીયત કેમ છે ? કેમ હજુ બારણાં ઉઘાડયાં નથી ? "

વિંધ્યવાસિની રડયા કરતી હતી તે આંસુ લુછતી બોલી "જરા મારા પિતાજીને બોલાવી લાવો." માતા તરત જ પોતાના પતિને બોલાવી લાવી. એટલે વિંધ્યવાસિનીએ દ્વાર ઉઘાડીને માતા પિતાને અંદર બોલાવી લીધાં અને બારણાં પાછાં બંધ કરી દીધાં.

વિંધ્યવાસિની જમીન ઉપર બેસી ગઇ અને પિતાના પગ પકડીને છાતી ફાટ રડવા લાગી. આંસુની ધારા વર્ષાવતી ગદ્ ગદ્ સ્વરે એ બોલી " પિતાજી મને ક્ષમા કરો, મેં તમારી પેટીમાંથી રૂપીયાની ચોરી કરી છે. "

માતા પિતા પુત્રીનું આવું બોલવું સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં.

વિંધ્યવાસિનીએ કહ્યું " મારા સ્વામીને વિલાયત મોકલવા મેં આવું કામ કર્યું છે. "

પિતાએ પૂછયું " તેં અમારી પાસે કેમ ના માગ્યા?"

" તમે એમના વિલાયત જવામાં અંતરાય નાખો તેથી તમને ન કહ્યું. "

રાજકુમાર બાબુ ઘણા નારાજ થઇ ગયા. મા રડવા લાગી એટલે પુત્રી પણ પાછી રડવા લાગી.

જે વિંધ્યવાસિનીએ પોતાના બાપ પાસેથી કોઈ દિવસ એક પૈસાની પણ માગણી કરી નહોતી, જે પોતાના સ્વામીનું લેશ ભર પણ હલકું પડવા દેતી નહોતી, તેનું આત્માભિમાન અને એના પતિનું ગૌરવ ચૂર્ણ થઇ જઇને આજે સર્વના પગની ધૂળ નીચે રગદોળાતું હતું. આખા ઘરમાં, સગાં વહાલાંમાં, પાડા પડોશમાં એવીજ વાત ચાલી રહી કે ધણી ધણીઆણીએ છુપો સંકેત રચ્યો, ચાવીનો ઝુમખો ચોરી લઇને પત્નિની સહાયથી પતિએ ચોરી કરી અને પૈસા લઇને એ વિલાયત નાસી ગયો. કમળા, ભુવન-મોહિની, નોકર ચાકર વિગેરે તમામ વિંધ્યાસિનીના ઓરડા આગળ કોઈ કાંઇ અટકળો બાંધતાં કુતુહળથી એકઠાં થઈ ગયાં હતાં.

વિંધ્યવાસિનીએ કોઇને પોતાનું મુખ બતાવ્યું નહિ. બારણાં બંધ કરીને ખાધા પીધા વિના એ એકલી પોતાના ઓરડામાં પડી રહી. એના શોકથી કોઇને દુઃખ ન થયું. આવો સંકેત રચીને ચોરી કરાવનારી ઉપર સર્વને ઉદ્વેગ આવી ગયો. બધાએ કહ્યું કે " આ છોકરી તો જબરી નીકળી. અત્યાર સુધી એનાં આચરણની કોઇને ખબર પડી નહિ. લક્ષણ લખ લખાવ્યાં ત્યારે વાત બહાર પડી. "

રાજકુમાર બાબુના નિરાનંદ ઘરમાં આ પ્રમાણે પૂજાનો ઉત્સવ ઉજવાયો.

૩

અપમાન પામીને ખેદ કરતી વિંધ્યવાસિની સાસરે આવી. અહીં પુત્રવિયોગથી પીડાતી વિધવા સાસુ અને પતિવિરહે સુકાતી વહુ બન્નેનો મેળ હતો તેના કરતાંયે વિશેષ થયો. બન્ને જણાંએ એક બીજાના દુઃખમાં ભાગ લેવા લાગ્યાં, એક બીજાથી આશ્વાસન મેળવવા લાગ્યાં અને ગૃહકાર્યમાં પરસ્પર વિશેષ સહાય આપવા લાગ્યાં. માતા પિતા કરતાં સાસુ વિંધ્યવાસિનીને વધારે નિકટની સગી થઇ પડી. એણે વિચાર કર્યો "હુંએ ગરીબ છું, સાસુએ ગરીબ છે. અમે બન્ને એકજ દુઃખમાં પડયાં છીએ. મારાં માતા પિતા ધનવાન છે. એમની અને અમારી સ્થિતિ વચ્ચે આસમાન જમીનનો અંતર છે." વિંધ્યવાસિનીના પતિની સ્થિતિ ગરીબ હોવાથી એ મા બાપની દ્રષ્ટિએ જરા ઉતરી તો હતીજ; તેમાં પોતાને માથે ચોરી સ્વીકારીને તો એ એમની દષ્ટિએ છેકજ ઉતરી ગઇ. કોણ જાણે, સ્નેહસંબંધનું બંધન આટલી બધી ભિન્નતાનો ભાર સહન કરી શકતું હશે કે કેમ ?

વિલાયત જઇને થોડા દિવસ તો અનાથબંધુ પોતાની પત્નીને નિયમિત રીતે પત્ર લખ્યા કરતો હતો, પરંતુ ધીમે ધીમે એણે પત્ર લખવાનું ઘણું ઓછું કરી નાંખ્યું,

અને કદી પત્ર લખતો તો તેમાં અલક્ષિત પણે ઘૃણાનો ભાવ જણાઇ આવતો હતો. વિલાયતમાં અનાથબંધુને પોતાની અભણ અને ઘરકામમાંજ લાગી રહેનારી સ્રીના કરતાં વિદ્યામાં, બુદ્ધિમાં અને રૂપગુણમાં અનેક રીતે ચઢીઆતી અંગરેજ કન્યાઓનો યોગ પ્રાપ્ત થયો અને તેઓ એને બુદ્ધિમાન અને રૂપગુણસંપન્ન કહીને એનો આદર કરવા લાગી. આવા સંજોગોમાં અનાથબંધુ પોતાની લાજ કાઢતી કાળી વહુ પોતાને યોગ્ય નથી એમ માનીને એને ભૂલી જાય કે એના પ્રત્યે બેદરકાર રહે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

છતાંએ જ્યારે આ ગરજમતલબી બંગાળીને પૈસાની જરૂર પડી ત્યારે પોતાની એજ અભણ અને કાળી સ્રીને પૈસા મંગાવવાને તાર કરતાં એને જરાએ સંકોચ ન નડયો. અને આ બંગાળી સ્નેહાળ પત્નીએ એક એક કરીને ફક્ત પોતાના હાથમાં બે ચુડીયો રાખીને તમામ સુવર્ણાલંકાર વેચી વેચીને પતિને પૈસા મોકલાવ્યા કર્યા. વિંધ્યવાસિનીએ પોતાના કિંમતી અલંકાર અને જેવર પિતાને ત્યાં રાખ્યું હતું તે તમામ એણે કાંઇ કાંઇ અવસર અને નિમિત્ત કાઢીને મંગાવી લીધું, અને તે બધુંયે વેચાઇ ગયું. અંતે તેની પાસે એક રેશમી સાડી અને શાલ એટલું રહ્યું હતું તે પણ એણે વેચી દીધું અને પતિને પૈસા મોકલાવ્યા; અને સાથે એક આજીજીપૂર્ણ અશ્રુથી ભીનો પત્ર પતિને લખ્યો. એણે તેમાં લખ્યું હતું કે “ હવે તમે સત્વર પાછા આવો. ”

અનાથબંધુ બેરીસ્ટર બનીને હિંદમાં પાછો આવ્યો. એણે એસબર્ટ ફેશનની દાઢી રાખી હતી અને એ અપટુ-ડેટ ઇંગ્લીશ પોષાકમાં હતો. પહેલ વહેલો આવીને એ કલકત્તાની એક હોટલમાં ઉતર્યો. પોતાને ઘેર જવાનું એને અશક્ય થઇ પડયું હતું. એનાં બે કારણ હતાં. એક તો પોતે બેરીસ્ટર સાહેબ થઇ આવ્યો એટલે પોતાના નાના ઘરમાં રહેવામાં એને નાનમ લાગી; બીજું કારણ એ હતું કે એ વિલાયત જઇ આવ્યો એટલે જો એ પોતાના ભાઇઓ ભેગો રહે તો જ્ઞાતિવાળાઓ એના ભાઈઓને નાત બહાર મુકે. અનાથબંધુના સસરા પણ ખરેખરા ધર્મચુસ્ત હતા, એટલે એ પણ વિલાયત જઇ આવેલા જમાઇને આશ્રય આપે એમ નહોતું.

હોટલનો ખર્ચ ઘણો ભારે હોવાથી એને છેવટે ભાડાનું ઘર રાખીને રહેવું પડયું. પણ અહીં એ એકલોજ રહ્યો. વિલાયતથી આવ્યા પછી ફક્ત બે કે ત્રણ વખતજ એ પોતાની માતા અને પત્નીને મળવા ગયો હતો. ત્યાર-બાદ એ બીલકુલે તેમને મળવા ગયો નહિ.

દુઃખપીડિત સાસુ વહુને ફક્ત એકજ આશ્વાસન હતું, તે એ કે અનાથબંધુ હવે પોતાનાજ દેશમાં હતો. બેરીસ્ટર તરીકે એની કીર્તિ સાંભળીને એ બન્ને મનમાં ઘણાં રાજી થતાં હતાં. પોતે પોતાના યશસ્વી સ્વામીને લાયક નથી એમ ગણીને વિંધ્યવાસિની પોતાની જાતને ધિક્કારતી હતી, પરંતુ પોતાના સ્વામીના ગૌરવમાં એણે

આનંદ માની લીધો. દુઃખથી એ પીડિત હતી છતાં પતિની કીર્તિ સાંભળીને ગર્વથી એની છાતી ગજગજ ફુલી જતી. સ્વામીના સ્વેચ્છાચારની એ ઘૃણા કરતી હતી છતાંયે સ્વામીને નીરખીને એ મનમાંને મનમાં મલકાતી અને કહેતી કે, " આજકાલ અનેક બંગાળીઓ સાહેબશાહી પોષાક પહેરે છે, પણ એ પોષાક આમને જેવો ખીલી નીકળે છે તેવો કોઈને ખીલી નીકળતો નથી. એ પોષાકમાં એ નર્યા સાહેબ જેવાજ લાગે છે. એમને કોઈ બંગાળી કહી શકે નહિ. "

ઘર ખર્ચ ચલાવવો અનાથબંધુને કઠિન થઇ પડયો ત્યારે એણે મનમાં વિચાર કર્યો કે "કાંઇ નહિ, ભારતવર્ષમાં ગુણની લોકોને કદરજ નથી. અદેખા લોકો તેજોદ્વેષી બનીને આપણી ઉન્નતિના માર્ગમાં વિઘ્નોજ નાખ્યા કરે છે. " ધીમે ધીમે અનાથબંધુની આર્થિક સ્થિતિનાં વળતાં પાણી થયાં એટલે એના મુખની ઉજ્વળ જ્યોતિ ફીક્કી પડવા લાગી. આ અરસામાં રાજકુમાર બાબુ ઉપર એક ભારે સંસારિક આપત્તિ આવી પડી; એટલે અનાથબંધુના જીવનનો પ્રવાહ વળી પાછો અન્ય દિશામાં વળ્યો. રાજકુમાર બાબુનો પુત્ર હરકુમાર એના મામાને ઘેરથી સ્ત્રી પુત્રાદિકને લઇને પોતાને ઘેર આવતો હતો. મામાનું ઘર ગંગાકિનારે આવેલા એક ગામમાં હતું, એટલે હોડીમાં બેસીને હરકુમાર આવતો હતો. ભયંકર તોફાનમાં હોડી એકાએક ઉંધી વળી ગઇ અને હરકુમાર સ્ત્રી પુત્ર સાથે નદીમાં ડુબીને મૃત્યુ

પામ્યો. આવી દુર્ઘટના બાદ રાજકુમાર બાબુની સંપત્તિની ઉત્તરાધિકારી એની પુત્રી વિંધ્યવાસિનીજ રહી.

પુત્રશોકની કંઇક અંશે શાંતિ થઇ એટલે રાજકુમાર બાબુ અનાથબંધુ પાસે ગયા અને ઘણા અનુનય અને વિનયથી તેને કહેવા લાગ્યા "બેટા, હવે તમે પ્રાયશ્ચિત્ત કરીને જ્ઞાતિમાં આવો. તમારા શિવાય હવે મારે કોણ છે ?" સસરાની આવી વિનયવાણીથી અનાથબંધુ રાજી રાજી થઇ ગયો. એણે મનમાં વિચાર કર્યો "જે બેરીસ્ટરો બાર લાઇબ્રેરીમાં બેઠા બેઠા મારી બદબોઈ કર્યા કરતા હતા અને મારી અસામાન્ય પ્રતિભાને ઝાંખ લગાડતા હતા, તે હવે મારો આમ ભાગ્યનો ઉદય થવાથી ઠેકાણે આવી જશે."

રાજકુમાર બાબુએ અનાથબંધુને પ્રાયશ્ચિત્ત કરાવવા સંબંધમાં પંડિતોનો અભિપ્રાય પૂછાવ્યો. પંડિતોએ લખ્યું કે જો અનાથબંધુએ વિલાયતમાં ગોમાંસ ભક્ષણ નહિ કર્યું હોય તો એને પ્રાયશ્ચિત્ત કરાવીને જ્ઞાતિમાં લઇ શકાશે.

ફક્ત પશુનું માંસ તો અનાથબંધુનું પ્રિયકર ભોજન હતું, છતાં એણે કોઇ પણ જાતના સંકોચ વગર એ માંસ ભક્ષણ કર્યાનો અસ્વીકાર કર્યો. અનાથબંધુએ પોતાના પ્રિય મિત્રોને તો કહ્યું કે "સમાજ જાણી જોઇનેજ જુઠું સાંભળવા માગે તો પછી આપણને જુઠું બોલવામાં શો બાધ છે ! આટલું જરા અમથું જુઠું બોલવાથી સમાજને જો આપણા પક્ષમાં લેવાતો હોય તો એવું જુઠું બોલવામાં

કશો દોષ નથી. જે જીહુવાએ ગાયનું માંસ ખાધું છે તેને ગોબર અને અસત્ય નામના બે નિન્દિત પદાર્થો દ્વારા શુદ્ધ કરી લીધી એટલે ચાલ્યું.”

પ્રાયશ્ચિત્ત કરાવવાનો એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. તે દરમ્યાન અનાથબંધુ પુરેપુરો દેશી બની ગયો અને પોતાના તર્ક અને યુક્તિઓથી ઈંગ્લીશ સમાજને શાહી જેવો કાળો ચીતરવા લાગ્યો, અને હિંદુ સમાજને ચુના જેવો ઉજ્વળ બનાવી દીધો. જેણે એનો યુક્તિવાદ સાંભળ્યો તે તો દીંગજ બની ગયા.

વિંધ્યવાસિનીનું કોમળ અને પ્રીતિવાળું હૃદય આનંદ અને ગર્વથી ઉચ્છળી રહ્યું. એ મનમાં ને મનમાં બોલી “જે લોકો વિલાયતથી પાછા આવે છે તે પુરા સાહેબ બનીને આવે છે અને સાથે એકાદ લફરૂં પણ વળગાડી લાવે છે; પરંતુ મારા સ્વામીમાં તો એવો કશો વિકાર આવ્યો નથી. ધર્મ ઉપરની એમની શ્રદ્ધા તો પહેલાં કરતાંયે વધી ગઇ છે ?”

નક્કી કરેલે દિવસે પંડિતોથી રાજકુમાર બાબુનું ઘર ભરાઇ ગયું. ઘરની અંદર અંતઃપુરમાં પણ ધામધુમ કાંઇ ઓછી નહોતી. પ્રાયશ્ચિત્તનો વિધિ કરાવવા નિમંત્રેલા બ્રાહ્મણો, પંડિતો તથા એ નિમિત્તે નોતરેલા જ્ઞાતિજનો, સગાં સ્નેહીઓ, પાડા પાડોશીઓ વિગેરેને ઉઠવા બેસવાને તથા ખાવા પીવા વિગેરેને માટે ઘણો ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો હતો. વિંધ્યવાસની પ્રસન્ન મુખથી આનંદમાં

આમતેમ ઘુમી રહી હતી. આજના દિનની તમામ ઘટનાનો પ્રધાન નાયક એનો સ્વામી હતો. આજે અંગભૂમિ એક રંગભૂમિ જેવી બની રહી હતી, અને દ્રોપસીન ઉંચો કરીને એકઠા થએલા સભાજનોને અનાથબંધુનાં જાણે દર્શન કરાવી રહી હતી. આ પ્રાયશ્ચિત્તવિધિ પોતે કરેલા અપરાધની શિક્ષારૂપે નહિ પણ જાણે લોકોનો અનુગ્રહ કરવા માટેજ કરવામાં આવતો હતો. અનાથબંધુ પ્રાયશ્ચિત્ત કરીને જ્ઞાતિમાં ભળવાથી જાણે જ્ઞાતિને ગૌરવશાળી બનાવી રહ્યો હતો; અને એ ગૌરવની છટા વિંધ્યવાસિનીના મુખ ઉપર પ્રતિબિંબિત થઇને એ મુખ ઉપર જાણે પરમ જ્યોતિ ચમકાવી રહી હતી. પોતાના તુચ્છ જીવનનું આટલા દિવસનું દુઃખ અને અપમાન આજે એ ભૂલી ગઇ અને સ્વજનોથી ભરાઇ ગયેલા પિતાના ઘરમાં આજે એ હર્ષથી ઉંચું માથું કરીને ગૌરવથી ફરવા લાગી. સ્વામીના મહત્વે આજે અયોગ્ય સ્ત્રીનો સંસાર ફળવંતો થઈ ગયો અને તેમાં યોગ્યતા આવી ગઇ.

પ્રાયશ્ચિત્તનો વિધિ પૂર્ણ થઈ ગયો. અનાથબંધુને જ્ઞાતિમાં લઇ લીધો અને આજે તમામ નિમંત્રિત સ્ત્રી પુરૂષોએ અનાથબંધુની સાથે બેસીને ભોજન કર્યું. અંતઃપુરમાં એકત્રિત થયેલી સુંદરીઓને જમાઇરાજને નીરખવા હતા એટલે તેડું આવવાથી અનાથબંધુ પાન ચાવતો ચાવતો અને હસતો હસતો ભોંય ઉપર રગદોળાતું ધોતીયું લઇને અંદર ગયો

ભોજનવિધિ સમાપ્ત થયા બાદ બ્રાહ્મણોને યથેષ્ટ દક્ષિણા અપાઈ. ભોજન અને દક્ષિણાથી પરિતૃપ્ત થઇ ગએલા બ્રાહ્મણો સભા ભરીને બેઠા હતા અને શાસ્ત્રવાદમાં પોતાનું પાંડિત્ય પ્રકટ કરી રહ્યા હતા. વૃદ્ધ રાજકુમાર બાબુ પરવારીને આ ભૂદેવોની સભામાં આવીને નીરાંતે બેઠા હતા અને શાસ્ત્રના વાદ સાંભળી રહ્યા હતા. એવામાં નોકરે આવીને એમના હાથમાં એક વીઝીટીંગ કાર્ડ આપ્યું અને કહ્યું કે "બહાર કોઇ મેમ સાહેબ આવ્યાં છે !" મેમ સાહેબનું નામ સાંભળીને રાજકુમાર બાબુ ચમકી ઉઠયા. કાર્ડમાં "મીસીસ અનાથબંધુ સરકાર" એવું લખ્યું હતું.

રાજકુમાર બાબુ કાર્ડસામું જોઇજ રહ્યા. કાર્ડમાંના અક્ષરો એમણે વારંવાર વાંચ્યા કર્યા પણ એમને પુરી સમજ ન પડી. એટલામાં તો વિલાયતથી તરતનીજ આવેલી, લાલ લાલ ગાલોવાળી, ભુરા ભુરા વાળવાળી, ભૂરી આંખોવાળી, દૂધના જેવી ગોરી ગોરી, હરણની ચાલે ચાલતી એક અંગ્રેજ રમણી ભર સભાની વચમાં આવીને ઉભી રહી અને દરેકનાં મુખ ધારી ધારીને જોવા લાગી; પરંતુ જે પ્રિય પરિચિત મુખડું એ ખોળી રહી હતી તે એની દૃષ્ટિએ ન પડયું. અકસ્માત્ અત્રે મેમ સાહેબનાં દર્શન થવાથી પંડિતોના શાસ્ત્રવાદ જ્યાંના ત્યાંજ અટકી પડયા; આખી સભામાં સ્મશાનવત્ શાંતિ પ્રસરી રહી.

એજ વખતે ભોંય ઉપર રગદોળાતે ધોતીયે અનાથ-બંધુ ફરીથી આ રંગભૂમિ ઉપર ઉપસ્થિત થઇ ગયો. એને

જોયો કે તરતજ પેલી અંગરેજ રમણી દોટ મુકીને આના બંધુની પાસે આવી પહોંચી, અને પોતાના બે ભુજ એને સ્નેહાલિંગન દઇને એના તાંબુલથી રાતા થયેલા ઉપર પ્રેમીઓના મિલનનું હર્ષચિહ્ન—ચુંબન પોતા ગોરા હોઠથી અંકિત કરી દીધું.

એ દિવસે સભામાં અધુરો રહેલો શાસ્ત્રનો વાદ થઇ શકયો કે કેમ તે કોઇ કહેતું નથી.

ભાગ બીજો સમાપ્ત.

